# KARMA-KSHETRA.



Translated from the original Bengali book of the same name by Shashibhûshana Sen into Gujarati,

**BY**

SHÂSTRI NÂTHJI MOHANJI VYÂS. B.A.

Senior Sanskrit Teacher and Religious Instructor of the Esplanade High School, the Matric-Gujarati Teacher of the New High School; Shâstri of the Fort Sanskrit Pâthashâlâ, and the Translator of the Ashtâdhyâyi-Rudrî etc.

**AND**

VAIDYA JÂDAVJI TRICUMJI ÂCHÂRYA.

Editor of the Mâdhava-Nidâna and Dravya-guna Sangraha.



**Bombay:**

PRINTED IN THE GUJARATI PRESS 1906.

**Price Rupee One.**

श्री

# कर्मफल.

श्रीशशिभूषणसेन विरचित मूळ बंगाळी पुस्तक उपरथी

भाषान्तर कर्ता

शास्त्री नाथजी वि. मोहनजी व्यास. बी.ए.

तथा

वैद्य जादवजी त्रिकमजी आचार्य.

मुंबई:

गुजराती प्रींटिंग प्रेसमां छाप्युं.

संवत् १९६२ सने १९०६.

कीम्मत रूपियो एक.

# ગ્રન્થકર્તાની પ્રસ્તાવના.



અમારા દેશના યુવાનવર્ગના કલ્યાણ માટે કર્મક્ષેત્ર રચવામાં અને પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. આ ગ્રન્થમાં કર્મવાદના સંબંધમાં કાંઇ પણ ફીલોસોફી (તત્ત્વજ્ઞાન) ભરેલા અઘરા વિચારો કરવામાં આવ્યા નથી; અને આ ગ્રન્થનો તે ઉદ્દેશ પણ નથી. મનુષ્યની અંદર ઇચ્છાશક્તિ નામની એક ઇશ્વરદત્ત મહાશક્તિ છે. એ વાત સમજાવવા માટે ગ્રન્થના આરંભમાં પ્રયાસ કરવામાં આવ્યો છે. મનુષ્ય માત્રને કર્મમાં પ્રવૃત્ત થવા પહેલાં આત્મશક્તિનું જ્ઞાન થવાની આવશ્યકતા છે. મનુષ્ય વિશ્વાસનો દાસ છે. મનુષ્ય જો સરળ રીતે દૃઢતાથી વિશ્વાસ કરે કે, પોતાનામાં ઇચ્છાશક્તિ છે, અને તે મહાશક્તિની સહાયતાથી પોતે અનેક પ્રકારનાં દુ:સાધ્ય કર્મો સાધ્ય કરી શકશે, તો તે વિઘ્નના ભયથી ડરી, પ્રારબ્ધને દોષ દઇને નિશ્ચેષ્ટ નહીં પડયો રહે. જે મનુષ્યને ઇચ્છા-શક્તિમાં દૃઢ વિશ્વાસ છે, તેને જ કર્મમાં પ્રવૃત્ત કરાવવો જોઇએ. ઉપદેશ અને આદર્શવડે તેને ઉત્સાહવાળો કરવો જોઇએ. એ જ ઉદ્દેશથી કર્મના મૂળમાં સંકલ્પ, મધ્યમાં સાધના અને અન્તમાં સિદ્ધિની વાત કહેવામાં આવી છે. સ્વદેશના કર્મવીર પુરુષોના આદર્શો સન્મુખ રાખીને એ જ બતાવવા માટે પ્રયાસ કરેલો છે કે, જો સંકલ્પ દૃઢ હોય, અને આશા, નિશ્ચય, સાહસ, આસ્થા તથા ભક્તિ સાથે સાધના કરે તો અમારા દેશનો યુવાનવર્ગ તે પ્રયાસના પ્રમાણમાં સિદ્ધિ મેળવે અને કર્મક્ષેત્રમાં નિર્ભયતાથી વિચરી પોતાની જાતિને, પોતાના દેશને અને પોતાના આત્માને ઉન્નત સ્થિતિએ પહોંચાડવા અવશ્ય સમર્થ થાય, એ નિ:સંશય છે.

કર્મક્ષેત્રમાં કર્મવીર પુરુષોનું સમગ્ર જીવન ચરિત્ર લેવામાં આવ્યું નથી. આ કાંઇ જીવનચરિત્રોનો સંગ્રહ નથી. જે મહાત્માઓના આદર્શો આ

ગ્રન્થમાં એકઠા કરવામાં આવ્યા છે, તેઓમાંના ઘણાખરાનાં વિસ્તૃત જીવનચરિત્રો લખાયલાં છે. કુશળ ચરિત્રલેખકો તેઓના જીવનના સઘળા બનાવો લખી ગયા છે. તેથી સંક્ષેપમાં એ સઘળા બનાવોની પુનરાવૃત્તિ કરવી એ અનાવશ્યક છે. આ ગ્રન્થ રચતી વખતે એ સઘળા ગ્રન્થ-કારોએ લખેલા જીવનચરિત્રમાંથી અનેક સહાયતા લીધેલી છે. તે માટે અહીં તેઓનો ઉપકાર માનું છું.

આ ગ્રન્થમાં કર્મની ત્રણ અવસ્થા દેખાડવામાં આવી છે. પ્રથમ સંકલ્પ, બીજી સાધના અને ત્રીજી સિદ્ધિ. જે કર્મવીર પુરુષોના આદર્શો અહીં એકઠા કરવામાં આવેલા છે તેઓ હીન્દુસ્તાનના કેળવાયલા વર્ગમાં સારી રીતે પરિચિત છે. તેઓની વધારે ઓળખાણ, જન્મ મૃત્યુનો સમય, જન્મસ્થાન કે પિતા માતાના કુલનું વર્ણન અહીં આપવામાં આવ્યું નથી. એ સઘળી બાબતો તેઓના જીવનચરિત્રોમાં લખેલી છે. પરંતુ તેઓએ પોતાના સંકલ્પો કેવી અવસ્થામાં કર્યા હતા, કેવી અનુકૂલ કે પ્રતિકૂલ સ્થિતિમાં તે સંકલ્પોની સાધના કરી હતી અને છેવટે તેઓએ સિદ્ધિ મેળવી હતી કે નહીં, એ સઘળી બાબતો મુખ્ય રીતે કર્મક્ષેત્રમાં કહેવામાં આવી છે. આશા રાખીએ છીએ કે, અમારા દેશનો યુવાન-વર્ગ કાર્યના સમયમાં કર્મક્ષેત્રના જુદા જુદા વિભાગોમાં એ સઘળા પુણ્ય પ્રસંગો વાંચીને સારાં કાર્યોને માટે સંકલ્પ કરશે; આશા, નિશ્ચય, સાહસ, આસ્થા અને ભક્તિની સાથે સાધનામાં તત્પર રહેશે અને છેવટે ભગવાનની કૃપાથી સિદ્ધિ મેળવશે.

આરા,<br>ચૈત્ર સંક્રાન્તિ, બંગ સંવત્ ૧૩૦૯.

**શ્રી શશિભૂષણ સેન.**

# ભાષાંતર કર્તાની પ્રસ્તાવના.



આ ગ્રંથ લખવાનો ઉદ્દેશ ગ્રંથકારે પોતાની પ્રસ્તાવનામાં દર્શાવેલો છે, તથા આ ગ્રંથની અંદરનો વિષય પણ સમજાવેલો છે. તે વાચકોને ઉપર દાખલ કરવામાં આવેલી તેમની પ્રસ્તાવના વાંચવાથી વિદિત થયું હશે. માટે એ જ વિષયને ફરીથી લખીને પુનરુક્તિ કરવાની જરુર જણાતી નથી. હાલમાં આપણા લોકોને આવા ગ્રંથોની આવશ્યકતા શા માટે છે, અને તે ખોટ આ ગ્રંથથી કેવી રીતે પુરી પડી શકશે, એ વિષે અમે બે બોલ લખીએ તો તે પ્રાસંગિક જ ગણાશે.

હાલના સમયમાં હિંદી પ્રજાની સ્થિતિ રાજકીય, વ્યાપાર, કલાકૌશલ્ય ધર્મ, સાહિત્ય અને વિજ્ઞાન વગેરે બાબતોમાં અત્યંત નિકૃષ્ટ થઇ પડેલી જોવામાં આવે છે. હાલની પ્રજા ઉપર લખેલી સર્વ બાબતોમાં ફત્તેહ મેળવવાને અથવા આગળ વધવાને ઘણું કરીને બહાર જ પડતી નથી, કેમકે તેઓને અમારામાં આ કાર્યો કરવાની શક્તિ છે, એમ આત્મશક્તિનું જ્ઞાન નથી; એટલું જ નહિ, પરંતુ કલ્પના સરખીએ હોતી નથી. કદાચ કોઈ માણસમાં આત્મ-શક્તિ વિષે કલ્પના હોય છે તો તેના સંકલ્પો દૃઢ હોતા નથી. અને સંકલ્પો દૃઢ હોય છે તો સાહસ, આસ્થા તથા નિશ્ચયની સાથે તેની સાધના કર-વામાં આવતી નથી, તેમ જ સાધનામાં સહાયભૂત એવો આત્મસંયમ–જિતેંદ્રિય-પણું–હોતું નથી; તેથી જ તેઓએ આરંભેલાં કાર્યો સિદ્ધિને પામતાં નથી. આવી સ્થિતિમાં આવી પડેલા લોકોને ઉન્નત દશાએ લાવવાનો ખરો માર્ગ એ જ છે કે, તેઓને પોતાની આત્મશક્તિની ઓળખાણ કરાવવી કે તેઓમાં કોઈ પણ કામ કરવાની શક્તિ છે, અને તે શક્તિની સહાયતાથી સંકલ્પોને દૃઢ કરી, આત્મસંયમનું બળ સંપાદન કરીને નિશ્ચય પૂર્વક સાધના કરવામાં આવે તો તેઓ કોઇ પણ કામમાં ફતેહ મેળવવાને સમર્થ જ છે.

ઉપલા ક્રમને અનુસરીને આ ગ્રંથની અંદર એ જ બાબત મજબુત પ્રમાણોથી તથા હાલના ભરતખંડમાં થયેલા કર્મવીર પુરુષોનાં ઉદાહરણોથી સ્પષ્ટ રીતે સમજાવવામાં આવેલી છે. એટલા જ માટે આવા ગ્રંથો હાલની પ્રજાને વિશેષ ઉપયોગી થઇ પડે એમ છે. સુભાગ્યે અત્યારે આપણા દેશની પ્રત્યેક વ્યક્તિનું લક્ષ પોતાની અને પોતાના દેશની સ્થિતિની ઉન્નતિ કરવા તરફ દોરાયલું છે. એવા સમયમાં આવા ગ્રંથો લોકોને ઉત્સાહવાળા કરવામાં વધારે સારું પરિણામ લાવી શકે એવું અમારું માનવું છે.

ગ્રંથકારે આ ગ્રંથને "કર્મક્ષેત્ર" એવું નામ આપેલું છે. એ નામમાં એકથી વધારે અર્થ સમાયલા છે. સામાન્ય વાચક વર્ગને આનો અર્થ સમજવામાં કદાચ મુશ્કેલી લાગશે. કર્મો એટલે ભિન્ન ભિન્ન કર્મો—પુરુષાર્થો, અને ક્ષેત્ર એટલે પ્રદેશ. આ ગ્રંથની અંદર ભિન્ન ભિન્ન કર્મો માટેના રાજ્ય, વ્યાપાર, સાહિત્ય વગેરે પ્રદેશો; કર્મની સંકલ્પ સાધના અને સિદ્ધિ એ ત્રણ અવસ્થાઓ તથા કર્મવીર પુરુષોનાં દૃષ્ટાંતો વગેરે વિષયો ચર્ચેલા હોવાથી આને "કર્મક્ષેત્ર" એ નામ આપવામાં આવેલું છે.

આ ગ્રંથમાં ગ્રંથકારે જે કર્મવીર પુરુષોનાં નામો દિગ્દર્શનના રૂપમાં જણાવેલાં છે તે ઉપરાંત હાલમાં ભરતખંડની અંદર બીજા પણ અનેક કર્મવીર પુરુષો થયેલા છે, કે જેમનાં ચરિત્રો આ દેશની તરુણ પ્રજાએ અનુકરણ કરવા જેવાં છે. જેમાંનાં કેટલાંક સુપ્રસિદ્ધ નામો અમે અહીં આપીએ છીએ. ધર્મ ક્ષેત્રમાં સ્વામી શ્રીદયાનંદ સરસ્વતી; પ્રજાને રાજકીય હકો અપાવવાનો પ્રયાસ કરનારાઓમાં હિંદના દાદા દાદાભાઇ નવરોજજી, સુરેન્દ્રનાથ બેનરજી, જસ્ટિસ રાનડે, બાળ ગંગાધર તિલક, ઓ. ગોખલે, રમેશચંદ્ર દત્ત, લાલા લાજપતરાય, સર ફિરોજશાહ અને વ્યાપારથી પોતાની અને દેશની ઉન્નત્તિ કરનારાઓમાં મી૦ તાતા; સર દીનશાહ પીટીટ; સાહિત્ય સેવા માટે કવીશ્વર દલપતરામ અને નર્મદાશંકર તથા સાક્ષર શ્રી મણિલાલ નભુભાઇ અને ગોવર્ધનરામ ત્રિપાઠી; કલાકૌશલ્યની ઉન્નત્તિ માટે પ્રોફેસર ગજ્જર વગેરે મહાન પુરુષોનાં ચરિત્રો હાલની પ્રજાએ અનુકરણ કરવા યોગ્ય છે.

પ્રથમ આ ગ્રંથની બંગાલી પ્રત અમારા પરમસ્નેહી શાસ્ત્રી પ્રાણજીવન હરિહરે અમને બતાવી. આવા ગ્રંથોનો ગુજરાતી સાહિત્યમાં અભાવ હોવાને લીધે, તેમ જ ગ્રંથની ઉત્તમ રચના–શૈલી, તેમાં વર્ણવેલા વિષયોનું ગાંભીર્ય તથા માર્મિકતા જોઇને, આવા ગ્રંથનું ભાષાંતર કરીને ગુર્જર વાચકોની સેવામાં મૂકાય તો તે લોકોપયોગી થઇ પડે, એમ અમને લાગ્યું, અને તે ઉપરથી ગ્રંથકર્તા પાસે તેનું ભાષાંતર કરવાની પરવાનગી માગતાં એમણે ખુશીથી આપી; જેને માટે અમો અહીં એમનો અંતઃકરણ પૂર્વક આભાર માનીએ છીએ–તેમજ આ ભાષાંતરના જન્મને માટે અમો અમારા સ્નેહી શાસ્ત્રી પ્રાણજીવન હરિહરનો પણ આ સ્થળે મોટો આભાર માનીએ છીએ.

આ ગ્રંથનું ભાષાંતર કરતી વખતે અમારા મિત્ર રા. રા. વિઠ્ઠલદાસ લાલદાસ રોહાવાળા તથા રા. રા. હરખચંદ લક્ષ્મીચંદ શાહ એઓએ કેટલીક ઉપયોગી સૂચનાઓ કરી છે તેથી એ મિત્રદ્વયનો પણ ઉપકાર માનીએ છીએ.

છેવટમાં સુજ્ઞ વાચકવર્ગને વિનંતિ સાથે જણાવવાનું કે, કોઇ પણ ભાષામાં સ્વતંત્ર પુસ્તક લખવાનું કામ જેટલું સહેલું છે તેટલું બીજી ભાષામાંથી અવિકલ ભાષાન્તર કરવું એ કામ સરળ નથી. કેમકે મૂળ લેખનો સ્થાયીરસ અન્યભાષામાં જેવો જોઇએ તેવો આવી શકતો નથી. તોપણ આ ભાષાન્તરમાં બને તેટલી સંભાળ રાખવામાં આવી છે, છતાં જો સુજ્ઞ જનો રહેલી ખામીઓ જણાવશે તો તેમનો મોટો ઉપકાર માનીશું. આ પુસ્તકમાં જો કંઇ પણ શ્રેષ્ઠતા જણાતી હોય તો તે મૂળ ગ્રન્થકાર શ્રીશશિભૂષણસેન મહાશયની છે અને જો કંઇ પણ ખામી જણાતી હોય તો તે અમારી જ છે, એમ વાંચનારાઓએ સમજવું.

મુંબઈ–કોટ, બજારગેટ સ્ટ્રીટ.
સં. ૧૯૯૨ આષાઢ શુક્લ
પ્રતિપદા.

વૈદ્ય જાદવજી ત્રિકમજી આચાર્ય,
અને
શાસ્ત્રી નાથજી વિ૦ મોહનજી વ્યાસ બી. એ.

# મૂલ ગ્રન્થ વિષે બંગાલના પ્રસિદ્ધ વિદ્વાનો અને વર્તમાનપત્રોના અભિપ્રાયો.



કલકત્તા સિટિ કૉલેજના પ્રિન્સિપાલ શ્રીયુત ઉમેશચંદ્રદત્ત બી. એ. નો અભિપ્રાયઃ—

"પ્રત્યેક માણસની અંદર અમોઘ ઇચ્છાશક્તિ છે. કોઈ પણ મોટા કાર્યનો સંકલ્પ કરતાં, તે શક્તિને અવલંબીને સાધના કરવાથી જ સિદ્ધિ મળી શકે છે. ગ્રન્થકાર કેવળ નીતિવાદીઓની પેઠે એ મહાન્ તત્ત્વનો જ વિચાર કરીને શાન્ત થયા નથી. પરંતુ તેઓએ ઐતિહાસિક ઉજ્જ્વલ દૃષ્ટાન્તોવડે પોતાની રચના સપ્રમાણ સિદ્ધ કરી આપી છે. અંગ્રેજ સુલેખ સ્માઇલની પદ્ધતિ પ્રમાણે આ ગ્રન્થ લખાયેલો છે. લેખ સરળ, વિશુદ્ધ અને સારી યુક્તિઓવાળો છે. આવા ગ્રન્થો વર્તમાન સમયમાં બહુ જ આવશ્યક છે. આ પુસ્તક સ્ત્રીપુરુષોને સદાચાર સંપાદન કરવામાં સહાયતા કરશે."

પ્રસિદ્ધ લેખક પંડિત શીવનાથ શાસ્ત્રી એમ. એ. નો અભિપ્રાય.—"કર્મક્ષેત્ર વાંચીને હું ઘણો જ પ્રસન્ન થયો છું. અમારા બંગાળીઓના ચરિત્રમાં પુરુષને યોગ્ય સાહસ અને કર્તવ્યસાધનામાં દૃઢતારૂપી સદ્ગુણોનો મોટો અભાવ હતો, ગ્રન્થકારે તે અભાવ દૂર કરવાને માટે વિશેષ પ્રયાસ કરેલો છે. એ જોઇને હું આનંદ પામ્યો છું. આ પુસ્તક ઘરે ઘરે યુવાનવર્ગના હાથમાં હોવું જ જોઇએ."

હિન્દુ કૉલેજના મુખ્ય સંસ્કૃતના અધ્યાપક શ્રી કેદારનાથ ઘોષ કહે છે કે, "આ પુસ્તકના અંદરના અને બાહારના બન્ને અવયવો પરમ સુંદર છે. ગ્રન્થકાર યોગ્ય સમયે નિરુદ્યમ, ઉત્સાહહીન અને હતભાગ્ય ભારતવાસીઓના ઉત્સાહને વધારવા માટે લેખિની હાથમાં લઇને સંપૂર્ણરૂપે કૃતાર્થ થયા છે. આ પુસ્તક સઘળા કેળવાયલા યુવાનો પાસે હોવું જોઇએ. આવા ગ્રન્થોનું હિન્દુસ્તાનની દરેક ભાષામાં ભાષાન્તર થવું જોઈ એ."

"આ ગ્રન્થ વાંચતાં વાંચતાં કર્મવીર થવાની આકાંક્ષા મનમાં ઉત્પન્ન થાય છે. કોઇ પણ ગ્રન્થને માટે આથી વધારે પ્રશંસાની બીજી કોઇ પણ વાત હોઇ શકે નહીં." (સંજીવની.)

"આત્મસંયમ કરતાં શિખવામાં અને સદાચાર સંપાદન કરવામાં આ પુસ્તકમાંથી યુવાનવર્ગને વિશેષ સહાયતા મળશે એવી આશા રાખીએ છીએ. પુસ્તકની ભાષા સરળ છે, વર્ણન સ્હેજમાં સમજી શકાય એવું છે અને ભાવ હૃદયની ઉન્નતિ કરે એવો છે. યુવાનવર્ગમાં આવાં પુસ્તકોનો ઘણો પ્રચાર ન થાય તો અમારા દેશનું દુર્ભાગ્ય જ સમજવું જોઇએ." (હિતવાદી.)

———:o:———

THE AMRITA BAZAR PATRIKA SAYS:—"To the lovers of a pure and healthy literature this invigorating and hightoned book will afford real and genuine employment. To young readers in particular we earnestly recommend the perusal of this excellent treatise which for solid usefulness may well be preferred to those lighter productions of the day."

અમૃત બજાર પત્રિકાનો અભિપ્રાય–શુદ્ધ અને માનસિક પુષ્ટિકર સાહિત્યના શોખીનોને માટે આ ઉત્તેજીત કરનાર અને ઉંચા ભાવવાળો ગ્રન્થ, તેઓના વખતનો ખરેખરો અને યોગ્ય ઉપયોગ કરવાનું સાધન થઈ પડશે. ખાસ કરીને યુવાન વાચકવર્ગને આ અત્યુત્તમ પુસ્તક અવલોકન કરવાની અમે અન્તઃકરણપૂર્વક ભળામણ કરીએ છીએ કારણ કે, આ પુસ્તકને આજકાલનાં હલકાં પુસ્તકો કરતાં, તેની સંગીન ઉપયોગિતાને લીધે વધારે પસંદ કરવામાં આવશે.

THE BENGALEE SAYS:—"*Karma Kshetra* preaches the gospel of work and teaches the great lesson that life is real and earnest and should be devoted to work. It is precisely this kind of literature that is wanted for the formation of the character of the rising hopes of the nation and we have no hesitation in

placing this book in the hand of every young man; the stimulating effect of a book of this kind it would be impossible to overestimate."

બેંગાલી પત્રનો અભિપ્રાય-કર્મક્ષેત્ર કર્મની પદ્ધતિનો ઉપદેશ કરે છે અને એક મોટો પાઠ શીખવે છે કે-જીંદગી વાસ્તવિક અને ઓજસ્વી છે; માટે તેને કર્મો કરવામાં રોકવી જોઇએ. પ્રજાના ઉગતા આશાવન્ત જુવાનોની પ્રતિષ્ઠાના બંધારણને માટે જે જાતના સાહિત્યની જરૂર છે તે જ જાતનું આ સાહિત્ય છે. દરેક યુવાનના હાથમાં આ પુસ્તક મુકતાં અમે જરા પણ આંચકો ખાતા નથી. આવી જાતના પુસ્તકની ઉત્તેજક અસરની આના કરતાં વિશેષ તારીફ કરવી એ અશક્ય છે.

THE BEHAR HERALD says:—"The style of the book is admirable, the arrangement of the matter is excellent, the expositions are lucid and the arguments are convincing and skilfully put. The study of such a work is an intellectual tonic."

બિહાર હેરલ્ડનો અભિપ્રાય-આ પુસ્તકની શૈલી વખાણવા લાયક છે, વસ્તુસંકલના અનુપમ છે, ખુલાસા ચોખા છે અને દલીલો મનને સંતોષ આપે એવી તથા ચતુરાઇથી ગોઠવેલી છે. આવા પુસ્તકનો અભ્યાસ કરવો એ બુદ્ધિને પુષ્ટિકારક ઓષધ આપવા બરોબર છે.

# વિષયાનુક્રમણિકા.



## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.

## પ્રકરણ ૪ થું.







ॐ

परमात्मने नमः।

# કર્મક્ષેત્ર.



## પ્રકરણ ૧ લું.

### આત્મશક્તિની ઓળખાણ.



મનુષ્ય કર્મશીલ છે. ક્રિયા વિનાના માણસની હયાતીની કલ્પના કરવી એ પણ મુસ્કેલ છે. ક્રિયા વિનાનો માણસ મુડદા જેવો છે. ઇચ્છાથી અથવા ઇચ્છા વગર, જાણમાં અથવા અજાણમાં, મનુષ્યની અંદર અને બહાર નિરંતર કોઇને કોઇ ક્રિયા થયા જ કરે છે. ધમનીઓમાં (નાડીઓમાં) લોહીનું વહેવું, ફેફસાંઓમાં શ્વાસોચ્છ્વાસ ક્રિયા થવી, અને મગજમાં વિચાર કરવો ત્યાંથી લઇને તે ભોજન કરવું, ફરવું, ખેતી કરવી, ઘર બાંધવું, લોખંડની સડક બાંધવી, પુલો બાંધવા, સમુદ્રની અંદર વીજળીક તારો નાંખવા, આકાશમાં બલૂનમાં બેશીને ઉડવું

વગેરે નાની અથવા મોટી, દૃશ્ય અથવા અદૃશ્ય કોઇને કોઇ ક્રિયામાં મનુષ્ય નિરંતર ગુંથાયલો જ રહે છે. આ સઘળાં કાર્યોને અમે સાધારણ રીતે બે વિભાગમાં વહેંચી શકીએ છીએ:-(૧) એમાંનાં કેટલાંક કાર્યો પોતાની મેળે જ થયા કરે છે; તેઓ માણસની ઇચ્છાને આધીન નથીઃ જેમ કે લોહીનું વહેવું, ખાધેલા અન્નનું પાચન થવું, શરીરનું વધવું વગેરે; (૨) બીજાં કાર્યો માણસની ઇચ્છા પ્રમાણે થયા કરે છે; તેઓ માણસની ઇચ્છાને આધીન છે. જે કાર્યો મનુષ્યની ઇચ્છાને આધીન નથી તે કાર્યો આ અમારા વિષયની બહારનાં છે, પરંતુ જે કાર્યો મનુષ્યની ઇચ્છાને આધીન માનવામાં આવેલાં છે તે કાર્યો વિષે અમારે અહીં વિચાર કરવાનો છે. એ કાર્યો આરંભથી સિદ્ધિ સુધી કેટલાક પ્રમાણમાં ઇચ્છાશક્તિને આધીન છે. તે કાર્યો કેટલા પ્રમાણમાં ઇચ્છાશક્તિને આધીન છે, તે જાણવાને માટે આપણે પ્રયત્ન કરીએ. કર્મની સાથે ઇચ્છાશક્તિનો જે સંબંધ છે તે જાણવાની જરૂર છે; કારણ કે તે જાણ્યાવગર આત્મશક્તિના અજ્ઞાનને લીધે ઘણીક અગવડો ભોગવવી પડે છે. પોતાની નબળાઇ ક્યાં છે, તે માણસને જાણવાની જેમ જરૂર છે; તેમ પોતાની શક્તિ ક્યાં છે, તે પણ તેને જાણવાની જરૂર છે. ઘણી વખતે જોવામાં આવે છે કે, એક દરિદ્ર જમીનદાર, પોતાના કબજાની જમીનમાં દાટેલા ગુપ્ત ધનની હકીકત ન જાણવાને લીધે કંગાળ અવસ્થામાં દિવસો ગુજારે છે; તે પ્રમાણે ઘણા લોકો પોતાની શક્તિ કેટલી છે તે નહિ જાણવાથી, સંસારમાં સામાન્ય વિઘ્નોના ભયથી કાયર થઇ જાય છે. તેવા માણસોને કોઇપણ કાર્ય કરવાનો ઉપદેશ આપવા પહેલાં અને તેમને ઉત્સાહવાળા કરવા પહેલાં, તેઓની આત્મશક્તિ કેટલી છે, તે તેઓને સમજાવવું એ વધારે લાભકારક છે. મનને ઉશ્કેરનારાં ભાષણોથી ભાવ ઉત્પન્ન થાય છે અને ભાવ ઉત્પન્ન થવાથી કર્મ તરફ ફરીને પ્રવૃત્તિ થાય છે; પરંતુ તે પ્રયાસ કોઇ મૂર્ચ્છામાં પડેલા માણસના હાથ પગ હલાવીને તેને જગાડવા જેવો–ક્ષણવાર ટકનારો છે. પ્રયાસને લાંબો વખત ટકે તેવો કરવા માટે દાખલા દલીલોથી વિશ્વાસ ઉત્પન્ન કરવાની જરૂર છે, કારણ કે માણસ વિશ્વાસનો દાસ છે.

કુતર્ક કરનારાઓનાં વાક્ચાતુર્યને બાજુએ મુકીને, આપણે મનુષ્યની ઇચ્છા મનુષ્યને સ્વાધીન છે, એમ સરળ રીતે માની લઇએ; જો તેમ ન કરીએ

તો અપરાધ, પાપપુણ્ય, દંડ, પ્રાયશ્ચિત્ત, સન્માન વગેરે કશુંએ હોય નહિ. કર્મમાં માણસનું કર્તાપણું સ્વીકારવું જોઇએ, અને તે કર્મનાં મૂળ તરીકે તેની ઇચ્છાને પ્રધાન ગણવી જોઇએ. ઇચ્છાવડે કર્મની પ્રવૃત્તિ થાય છે; ઇચ્છા એ જ શક્તિ છે. તે શક્તિ જેનામાં જેટલી વધારે, તે તેટલા પ્રમાણમાં ફતેહમંદ થાય છે. મનુષ્યના દેહ, અવયવો અને તેના વિભાગો યંત્ર જેવા છે; તેમાં મન, યંત્ર ચલાવનાર થઇ, ઇચ્છાશક્તિ વાપરી તેમને પોતપોતાના કામમાં જોડે છે. શરીર ઉપર ઇચ્છાશક્તિની સત્તા આશ્ચર્યકારક છે. શરીર અસમર્થ અને લાકડા જેવું જડ થઈ પડયું હોય, તોપણ મનના હુકમથી અને ઇચ્છાશક્તિની પ્રેરણાથી તે કર્મ કરવામાં પ્રવૃત્ત થાય છે. પૃથ્વીના કર્મવીર પુરુષોનાં જીવનચરિત્રો તપાસશું તો આ વાતનું યથાર્થપણું સ્પષ્ટ રીતે જણાઇ આવશે.

## સાત્ત્વિક ઇચ્છાશક્તિનું ઉદાહરણ–બુદ્ધ દેવ.

પૃથ્વીના મહાપુરૂષોમાંના બુદ્ધની સાધનાની વાત લઇને અમે આ બાબત સ્પષ્ટ કરવા પ્રયત્ન કરશું. બુધ્ધે આરાડ અને રૂદ્રક નામના બે પ્રસિદ્ધ પંડિતો પાસે, હિન્દુશાસ્ત્રનો અને યોગનો અભ્યાસ સંપૂર્ણ કર્યો, પરંતુ તેઓ બુદ્ધને તેની ઇષ્ટ વસ્તુ મેળવવાના ઉપાયો બતાવવાને સમર્થ થયા નહિ બુદ્ધ વિચાર કરવા લાગ્યો કે, મેં દેહને પાપથી દૂર રાખ્યો તેમાં શું વળ્યું? કારણ કે, પાપથી દૂર રહ્યા છતાં, હજી પણ દેહ તથા મનમાં, વાસનાની વેદનાનો અનુભવ કરું છું; વાસનાને નિર્મૂળ કર્યા વિના શું વળવાનું છે? કઠિન સાધનાઓથી દેહ તથા મનને ક્ષીણ કરીશ અને વાસનાનાં બીજને દેહ તથા મનમાંથી ઉખેડી નાંખીશ, ત્યારે જ હું નિશ્ચિન્ત થઇશ; એવો સંકલ્પ કરીને બુદ્ધ ફરતો ફરતો નિરંજનાના તીર ઉપર આવી ચડયો. તે જગાએ એક સાગનું વન હતું. તે સ્થાનની કુદરતી શોભા ઘણી જ રમણીય હતી. વનસ્થળ શાન્તિથી ભરપૂર હતું. નિરંજના તે રમણીય વનને નિરંતર સ્નિગ્ધ કરીને વહેતી હતી. છાયાવાળાં વૃક્ષોની ઘટા છવાઇ રહી હતી. ઉંચે વૃક્ષોની ડાળો ઉપર કોયલોના ટૌકા અને નીચે હંસ, બતક વગેરે જળચર પક્ષીઓનો કલરવ, નિરંતર તે સ્થાનને ગજાવી મુકતો હતો. કુદરત મૂર્તિમાન્ શાન્તિરૂપે ત્યાં નિવાસ કરી રહી હતી. બુદ્ધ પહેલાં પોતાના પ્રમોદવનમાં જો કે ઘણું ફર્યો હતો, પરંતુ ત્યાં તેને

આવી શાન્તિ અને આવી તૃપ્તિ મળી ન હતી. આ જગાએ આવીને તેના પ્રાણ જાણે શાન્તિરસમાં ડૂબી ગયા હોય, તેમ તેને લાગ્યું. તેણે આ સ્થાનને પોતાની સાધના માટે ઉપયોગી જાણ્યું; પોતાનો સંકલ્પ દૃઢ કર્યો; અને તે મનોહર વનમાં યોગાસન વાળીને બેઠો. તેણે ઇચ્છાશક્તિની મદદથી યોગ પ્રક્રિયાવડે પોતાના શ્વાસોચ્છ્વાસને રુંધ્યો, અને સમાધિમાં સ્થિર થઇને બેઠો; તે યોગસમાધિમાં તેણે લાગઠ છ વર્ષો અચળ તથા અડગ રીતે ગાળ્યાં. અંદર અને બહાર કઇક ફેરફારો થઇ ગયા. ભૂખ, તરશ, સ્નેહ, મમતા વગેરે તેના ઉપર કંઇ પણ અસર કરી શક્યાં નહિ. ટાઢ, તડકો, વરસાદ વગેરે કોઇ પણ તેને ચલાયમાન કરી શક્યાં નહિ. બરફથી છવાયલાં ઉંચાં પર્વતનાં શિખરોની પેઠે તે શાન્ત અને સમાહિત ચિત્તથી ધ્યાનમાં મગ્ન રહ્યો. તેના શરીર ઉપરથી વૈશાખનો તડકો, અષાડનો વરસાદ અને માગશરની ટાઢ વહી જતાં હતાં, તોપણ તે નિશ્ચળ પ્રતિજ્ઞાવાળા સાધકશ્રેષ્ઠનું તેના તરફ ધ્યાન પણ નહતું. બુદ્ધે તે લાંબાં છ વર્ષો કોઇ દિવસ ફક્ત બોર ખાઇને, કોઇ દિવસ માત્ર તલના દાણા ખાઇને અને કોઇ દિવસ કંઇ પણ ખાધાવગર પસાર કીધાં. શાક્યકુળનું ગૌરવ અને કપીલવસ્તુની શોભારૂપ તે રાજકુમારનું સુકુમાર શરીર આજે હાડપિંજર જેવું થઇ ગયું હતું—લાકડા જેવું જડ થઇ ગયું હતું. અહીં પૂછું છું કે, મનુષ્યના દેહ ઉપર ઇચ્છાશક્તિનું પ્રાધાન્ય કેટલું છે? ઇચ્છા પ્રબળ હોય, અને સંકલ્પ દૃઢ હોય તો, દેહ પાડીને અને આત્માનો ભોગ આપીને પણ માણસ જે સાધવું હોય તે સાધી શકે છે. એ બાબતમાં હવે કોણ શંકા કરશે?

ધર્મ ઉપરના વિશ્વાસને વશ થઇને નાના પ્રકારની તપશ્ચર્યાઓ અને સાધનાઓ આજ સુધી પણ આ દેશમાં ચાલી રહેલી છે. જે મુક્તિ મેળવવાને માટે બુદ્ધે તેવી ઉગ્ર સાધના સાધી હતી, તે જ મુક્તિ મેળવવાને માટે આજ પણ કેટલાએક પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ પુરુષો, ગહન વનમાં અને પર્વતોની ગુફાઓમાં, યોગસમાધિમાં લાગેલા છે. તેઓની આવી સાધનાપરથી એવું જણાય છે કે, મનુષ્ય ધારેલા કામની સિદ્ધિમાટે જો દૃઢ સંકલ્પવાળો થાય તો શારીરિક ક્લેશને વિઘ્ન તરીકે ગણતો નથી. શરીરની શિથિલતા અને શારીરિક દુઃખો કોઇ પણ ઇચ્છાશક્તિ સામે ઉભાં રહી શકતાં નથી. પર્વતના ઝરા-

માંથી નીકળેલો પ્રવાહ જેમ રસ્તામાં આવેલા પત્થરને ઓળંઘી જાય છે, તેમ ઇચ્છાશક્તિ પ્રબળ વિઘ્નોને પણ ઓળંઘી જાય છે. રાજકુમાર બુદ્ધે, સ્નેહ, મમતા, સુખ અને ઐશ્વર્યનો ત્યાગ કરીને જે કઠોર સાધનાથી સિદ્ધિ મેળવીને જગતને સ્તબ્ધ કરી નાંખ્યું હતું, તે એક પ્રકારની સાધના હતી; તે સાત્ત્વિક સાધના હતી. વળી એક બીજા પ્રકારની સાધનાની વાત કહીએ છીએ. આ રાજસી સાધના છે.

## રાજસી ઇચ્છાશક્તિનું ઉદાહરણ–મહારાણા પ્રતાપસિંહ.

"जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी" એટલે માતા અને જન્મભૂમિ એ સ્વર્ગથી પણ અધિક છે; એ મંત્રના ઉપાસક એક શ્રેષ્ઠ સાધકની વાત અહીં લખીએ છીએ. તે ઉપરથી જણાશે કે, નાશ પામેલા ગૌરવ અને ખોએલા રાજ્યને પાછું મેળવવા માટે, તેમજ સ્વતંત્રતાની રક્ષા માટે, એક રાજકુમાર પણ વનવાસી થઇ ફળ મૂળ ખાઇને કેવી કઠોર સાધના કરી શકે છે? એ સાધનાની દર્પણરૂપ ભૂમિ રજપૂતાના છે. કુદરતની ઉગ્ર મૂર્ત્તિની લીલાના સ્થાનરૂપ, આ થોડી વસ્તીવાળા રજપૂતાનાને, કોઇ જગાએ મોટાં મોટાં વિસ્તારવાળાં રણોએ, કોઇ જગાએ નાના નાના પહાડોએ અને કોઇ જગાએ નાની નાની નદીઓએ શોભાયમાન કરેલ છે. આ કુદરતના ચિત્રની અંદર સ્વતંત્રતાની પુણ્યભૂમિ અને સતીધર્મનું પ્રસિદ્ધ તીર્થસ્થાન **ચિતોડ** આવી રહેલું છે. જે સમયની આપણે વાત કરીએ છીયે તે સમયે **ચિતોડ** મુસલમાનોના કબજામાં હતું. ઉદયસિંહે **ચિતોડ**માંથી નાસી જઇને ઉદેપુરમાં ફક્ત પોતાની સાધારણ રાજધાની સ્થાપેલી હતી; પરંતુ ચાર વરસ ગયાં ન ગયાં એટલામાં તો તે મૃત્યુના મુખમાં પડયો. ઉદયસિંહના મરણ પછી પ્રતાપસિંહ મેવાડનો રાણો થયો. મુગલ બાદશાહ તેના પિતાનો શત્રુ હતો. પોતાના કુટુંબમાંના ઘણાએક દિલ્લીના પાદશાહના પક્ષમાં હતા. કેટલાએક સ્વદેશપ્રેમી રજપૂતો સિવાય જગતમાં પ્રતાપનું બીજું કોઇ હતું જ નહિ. મદદની સગવડ અથવા બળનો ભરોસો જે કહીએ તે તેઓ જ હતા. તેઓની સલાહ અને મદદ ઉપર વિશ્વાસ રાખીને પ્રતાપે મોગલ રાજ્યની તાબેદારી સ્વીકારી ન હતી; એટલું જ નહિ પણ મિત્રતા કરવાને માટે પણ તિરસ્કાર બતાવ્યો હતો. પ્રતાપની એવી ઇચ્છા હતી કે, મારે **ચિતોડ** પાછું મેળવવું. પોતાના બાહુબળ ઉપર કેવળ આધાર રાખીને હું મુગલ સૈન્યરૂપી દુસ્તર સાગરને પાર પામીશ, એવી જ તેની

ખાસ વાસના હતી–તે જ તેની દૃઢ પ્રતિજ્ઞા હતી. એ જ પ્રતિજ્ઞા સફળ કરવા માટે તે નિરંતર તત્પર રહેવા લાગ્યો. શત્રુઓનાં સૈન્યની હીલચાલ તે ઘણી જ બારીક રીતે જાણવા લાગ્યો; અને સ્વતંત્રતાની રક્ષાને માટે આહાર તથા નિદ્રાનો ત્યાગ કરીને મેવાડના રજપૂતોને લડાઇની તાલીમ આપવા લાગ્યો. એ પ્રમાણે ધીરે ધીરે પ્રતાપસિંહે ૩૨૦૦૦ માણસનું લશ્કર તૈયાર કર્યું. બીજી બાજુએ આ ખબર કર્ણપરંપરાએ અકબર બાદશાહને કાને પહોંચી. અકબરે માનસિંહ અને શાહજાદા સલીમને અસંખ્ય સૈન્યની સાથે પ્રતાપસિંહને કબજે કરવા માટે મોકલ્યા. એ સમયે ભારતવર્ષની અંદર *થર્મોપોલી જેવું હુળદીઆ ઘાટનું યુદ્ધ થયું. એ યુદ્ધની વાત ઇતિહાસમાં વાંચતાં આજ પણ શરીર કંપી ઉઠે છે. પ્રતાપના તે સાહસ અને શૌર્યની વાત વાંચતાં આજે પણ શરીરનાં રૂઆં ઉભાં થાય છે. ખરેખર એ જ પ્રકારનું પ્રતાપનું તે વીરત્વ હતું! આ મહા-યુદ્ધમાં રજપુતકુલકલંક માનસિંહના રુધિરથી પોતાની તરવાર રંગવાની ઇચ્છા-થી પ્રતાપ એક મદોન્મત્ત હાથીની પેઠે ચારે તરફ ઘૂમવા લાગ્યો. પરંતુ માનસિંહ ન મળતાં તેને ઠેકાણે સલીમ તેની સામે મળ્યો. પ્રતાપસિંહનો ઉત્તમ રેવાળ ઘોડો ચૈતક, સલીમના હાથીની સૂંઢ ઉપર આગલા પગ ભરાવી ઉભો થઇ ગયો. પ્રતાપે પોતાનું તીક્ષ્ણ ભાલું ભયંકર વેગથી સલીમની તરફ ફેંક્યું. ભાલું લોખંડની અંબાડીને લાગતાં ભાંગી ગયું; પરંતુ તેણે હાથીના માવતના પ્રાણ લીધા. હાથીએ નિરં-કુશ થઇ રણસ્થળ છોડીને પોતાનો અને પોતાના ધણીનો પ્રાણ બચાવ્યો. મરણીઓ અને રણમદમાં મત્ત થયેલો પ્રતાપ તે વખતે શત્રુઓના સૈન્યમાં આવી પડ્યો. વનવાસી થયા છતાં પણ પ્રતાપે મેવાડનું રાજછત્ર છોડયું ન હતું; આ ભયંકર યુદ્ધમાં પણ તે રક્તવર્ણનું રાજછત્ર તેના ગર્વિત મસ્તક ઉપર વિરાજતું હતું.

* 'થર્મોપોલી' આ નામનો ઘાટ ગ્રીસદેશમાં છે. ત્યાં આગળ ઇ૦ સ૦ પૂર્વે ૪૮૦ માં ઇરાનના બાદશાહ ઝર્કસીસના હુમલા વખતે મુઠીભર સ્પાર્ટનોએ થોડા એક એથી-નીઅન્સ અને થીસ્પીઅન લોકોની સાથે મળીને, ઇરાની બાદશાહની સામે મજબૂત ટકાવ કર્યો હતો. તે વખતે બાદશાહની સેના ઘણી જ મોટી હતી, તો પણ સામેના પક્ષવાળા-ઓએ તેમની સામે મજબૂતીથી લડત ચલાવી હતી. આ બનાવને લીધે તે સ્થાન ઇતિ-હાસમાં પ્રસિદ્ધ ગણાય છે.

શત્રુસૈન્ય ચોતરફથી દારુણ વેગ અને ભયંકર કોલાહલ સહિત તે રાજછત્ર તરફ ધસ્યું. પ્રતાપ આ વખતે સંકટમાં આવી પડયો; તો પણ તેણે તે છત્ર છોડયું નહિ. તેને આવી પડેલી વિપત્તિનું ગંભીરપણું અસાધારણ લાગ્યું, પરંતુ તેનું વીર હૃદય તેથી ગભરાયું નહિ. પ્રતાપે તરવાર ચલાવવાની અપૂર્વ કુશળતાથી તે વખતે શત્રુઓનો સંહાર કરવા માંડયો. તે વખતે તેનું વિશાળ શરીર રુધિરથી રંગાઇ ગયું હતું અને શત્રુઓના હાથથી સાત જગાએ થયેલા જખમમાંથી લોહી વહેતું હતું; પરંતુ તે તરફ તેની નજર પણ ન હતી. વિસામો લીધા વગર અને થાકયા વગર, અત્યંત ઉત્સાહથી તે શત્રુઓનો સંહાર કરવા મંડયો હતો. આ વખતે ઝાલારાણાએ તેનું રાજછત્ર પોતાના હાથમાં લઇ શત્રુઓના સૈન્યને છે. તરીને પ્રતાપની રક્ષા કરી હતી. એ અરસામાં તેનો કાળો ઘોડો ચૈતક પોતાના ધણીને બીજા સ્થળમાં લઇ ગયો અને તેની રક્ષા કરી. આ પ્રમાણે આત્મભોગ આપીને અને સઘળાં દુઃખો સહન કરીને જેઓ પોતાનો સંકલ્પ સિદ્ધ કરે છે તેમને ધન્ય છે! ધન્ય છે તેઓના વીરમંત્રની દીક્ષાને! આવી રીતે હળદીઆ ઘાટની પવિત્ર ભૂમિપર થયેલા ભયંકર સંગ્રામનો અંત આવ્યો. તે મહાયુદ્ધમાં ૧૪૦૦૦ સ્વદેશાભિમાની અને રાજભક્ત રજપૂતવીરોએ પોતાના પ્રાણનો ભોગ આપ્યો. હળદીઆ ઘાટની ખીણો આજ પણ ત્યાંના વટેમાર્ગુઓને પ્રતાપના વીરત્વનું સ્મરણ કરાવે છે. હળદીઆ ઘાટનું યુદ્ધ થયાને દિન, માસ, વરસ વીતવા લાગ્યાં. મહાપરાક્રમી મુગલ બાદશાહ ક્રમેક્રમે પ્રતાપનાં હાથ નીચેના સ્થાનો એકપછી એક પોતાને હાથ કરવા લાગ્યો. પ્રતાપ એક જગાથી બીજી જગાએ નાસવા લાગ્યો, અને શત્રુઓએ તેની છાયાપેઠે પુંઠ પકડવા માંડી. પર્વતે પર્વતમાં અને ખીણે ખીણમાં તે પોતાનાં કુટુંબને લઇને ફરવા લાગ્યો. મનુષ્ય પોતાના સુખ માટે એટલી બધી ચિન્તા કરતો નથી; પરંતુ સ્ત્રી પુત્ર વગેરે કુટુંબીઓ કેવી રીતે સુખમાં રહે તેને માટે તે હમ્મેશાં ચિંતાતુર રહે છે. પોતાના કુટુંબીઓ મોગલોના હાથમાં પકડાઇ જાય અને પવિત્ર શીસોદીઆ કુળને કલંક લાગે, એ જ ચિંતા હમ્મેશાં તેને વેદના આપી રહી હતી. તે હમ્મેશાં પોતાના કુટુંબની સ્થિતિ માટે મુંઝવણમાં રહેતો હતો. તેને વનવાસમાં ભીલ્લોની સાથે એવા પણ દિવસ ગાળવા પડયા હતા કે, શત્રુઓના ભયથી પોતાનાં બાળબચ્ચાંઓને ખીણના અંધકારવાળા ગુપ્ત

પ્રદેશોમાં છુપાવી દેવાં પડતાં હતાં. વનની અંદર થતાં કંદ, મૂળ, ફળો અને ઝરાઓનાં પાણીથી તે પોતાની ભૂખ અને તરશને શાંત કરતો હતો. એવું કહેવામાં આવે છે કે, એક દિવસે તેને પાંચવાર પીરસેલી થાળી મૂકીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે નાસી જવું પડયું હતું, પરંતુ તેથી પણ તે વીર પુરુષનું હૃદય ડગ્યું ન હતું. આ શું ઓછી કઠોર સાધના છે? ફક્ત જો તે મોગલ પાદશાહ સાથે મિત્રતા કરવાનું સ્વીકારત, તો તે રાજાને લાયક સુખ અને સ્વતંત્રતાથી રહી શકત. તેણે પોતાની ઇચ્છાથી અને સ્વતંત્રતાની પ્રેરણાથી ઉજ્વલ યશને માટે આ સન્યાસવ્રત સ્વીકાર્યું હતું, અને તેમાં સિદ્ધિ મેળવીશ એવી આશાથી તે આ કઠોર સાધનામાં જોડાયો હતો. પૂછું છું કે, આનું મૂળ કારણ શું? માત્ર દૃઢ પ્રતિજ્ઞા અને અનિવાર્ય ઇચ્છાશક્તિ. આ સિવાય વળી બીજું કારણ શું હોઇ શકે?

અગ્નિમાં બાળવાની શક્તિ છે. એ શકિતની મદદથી કોઇ સારું કામ કરે છે અથવા તો કોઇ ખરાબ કામ પણ કરે છે. શાસ્ત્રવેત્તાઓ એ જ અગ્નિની મદદથી વરાળ વગેરે ઉત્પન્ન કરીને કેટલાંએક કારખાનાંઓ ચલાવે છે, અગ્નિહોત્રી બ્રાહ્મણ તેની સહાયતાથી કેટલાંક યજ્ઞ કર્મો કરે છે અને દુષ્ટ તથા લુચ્ચા લોકો એ જ અગ્નિની સહાયતાથી સેંકડો નિરાધાર અને ગરીબ લોકોનાં ઘરો બાળીને તેઓને પાયમાલ કરી નાંખે છે. આ ઉપરથી સારી રીતે માલમ પડે છે કે, શકિતનો સદુપયોગ અથવા દુરૂપયોગ તેના પ્રયોગના ઉદ્દેશ ઉપર આધાર રાખે છે. અહીં અમે ઇચ્છાશક્તિનું એક બીજું ઉદાહરણ આપીએ છીએ. આ ઉદાહરણમાં ઇચ્છાશક્તિની પ્રબળતા જોવામાં આવશે. પરંતુ તેના પ્રયોગમાં સારાપણાનો અભાવ દેખાઇ આવશે. આ તામસી ઇચ્છાશક્તિ છે. અમે જેના વિષે વાત કરીએ છીએ તે ભરતખંડનો એક *મેકીઆવેલી, ખટપટવાળી રાજનીતિમાં કુશળ અને પોતાના નામથી પ્રસિદ્ધ થયલો ચાણકય છે.

* 'મૅકિઆવેલી' (નિકોલો) ઈ૦ સ૦ ૧૪૬૯ માં મે માસની ત્રીજી તારીખે ફ્લોરેન્સમાં જન્મ્યો હતો. તેણે રાજનીતિ સંબંધી ઘણાં પુસ્તકો રચ્યાં છે. તેણે પોતાના 'ધ પ્રિન્સ' નામના પુસ્તકમાં રાજાઓએ સ્વતંત્રસત્તા મેળવવા માટે શું શું યોજનાઓ કરવી જોઇએ તે વિષે લખ્યું છે. તેમાં તે લુચ્ચાઇના, દગલબાજીના, ખટપટના અને કપટના પણ ઉપાયો લેવાની ભલામણ કરવામાં ચૂકયો નથી. આવી રાજકીયનીતિ બતાવવા માટે તે પ્રસિદ્ધ થયેલો છે.

## તામસી ઈચ્છાશક્તિનું ઉદાહરણ–ચાણક્ય.

મગધ દેશની રાજધાની પાટલિપુત્ર (પટણા)માં આજે શોકનો ઉત્સવ હતો. આજ મહારાજ મહાનન્દના પિતાનું શ્રાદ્ધ હતું. રાજમહેલના વિશાળ ચોકમાં ચંદરવા નીચે એક મોટી શ્રાદ્ધસભા ભરાઇ હતી. જુદા જુદા દેશમાંથી આવેલા લોકોનો સમૂહ ત્યાં એકઠો થયો હતો. એક તરફ શાસ્ત્ર ભણેલા બ્રાહ્મણો બેઠેલા હતા. નાનાં પ્રકારનાં શાસ્ત્રસંબંધી વાદવિવાદો ચાલી રહ્યા હતા. બીજી તરફ પરોણાઓ સઘળા એકત્ર મળીને શાસ્ત્રાર્થો સાંભળતા હતા. કેટલેક ઠેકાણે દાન આપવા માટે તૈયાર કરેલાં ગાય, ઘોડા વગેરે શોભી રહ્યાં હતાં. કેટલેક ઠેકાણે સોનારૂપાનાં પાત્રો સૂર્યના તેજમાં ઝળકી રહ્યાં હતાં. સામાન્ય જોનારાઓ ઉત્સુકતાથી ચારે તરફ જોઇ રહ્યા હતા. બહારના ભાગમાં ભાટ ચારણો મધુર સ્વરથી મૃત પુરુષોના ગુણો ગાઇ રહ્યા હતા, અને તેમને માટે અક્ષય સુખની પ્રાર્થના કરતા હતા. ચારે તરફ એક પ્રકારની ઉત્સુકતા અને ધામધુમ જોવામાં આવતી હતી. બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયેલા પ્રધાન મંત્રી રાક્ષસને શ્રાદ્ધના બ્રાહ્મણોને નિમંત્રણ કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. તેથી એ કામમાં તે ઘણો ગુંચવાયલો હતો. કપટી અને વેર લેવાની ઇચ્છા રાખનાર શત્રુ હમ્મેશાં અશુભ કરવાનો લાગ જોવામાં તત્પર રહે છે. મહાનંદનો બીજો મન્ત્રી શકટાર કે જેનું અગાઉ મહાનંદે કેદમાં પુરી મોટું અપમાન કર્યું હતું, તે આ અપમાનનો બદલો લેવાના વિચારથી છુપી રીતે ઉદ્યોગ કરતો હતો. એક દિવસે તેણે ચાણાક્યને, દર્ભનો એક કાંટો વાગવાથી દર્ભનું આખું ખેતર ઉખેડી નાંખવા માટે તૈયાર થયેલો જોઇ, અને તેનાં શાસ્ત્રજ્ઞાન, રાજનીતિ જ્ઞાન અને કૂટબુદ્ધિનું જ્ઞાન એઓનો પરિચય મેળવીને, તેને મહાનંદના વંશનો ઉચ્છેદ કરવામાં ઉપયોગી માણસ ધાર્યો. તેથી તેણે અધ્યાપકના બ્હાનાથી, રાજમાં તેને એક પાઠશાળા સ્થાપી આપી. આજે શકટારને સારો લાગ મળ્યો હતો. તે ચાણક્યને નોતરેલા બ્રાહ્મણ તરીકે લાવી, સભાની અંદર નીમેલા આસન ઉપર બેસાડી, કંઇક કામનું બ્હાનું કાઢી સભામાંથી ચાલ્યો ગયો. એટલામાં રાક્ષસ મહાનંદની આજ્ઞા પ્રમાણે શ્રાદ્ધમાં નિમન્ત્રેલા બ્રાહ્મણોને સભામાં લઈ આવ્યો; પરંતુ નિમન્ત્રેલા બ્રાહ્મણો માટે તૈયાર કરેલા આસન ઉપર પ્રથમથી

જ ચાણક્યને બેઠેલો જોઇને, મોટા વિસ્મયમાં પડયો; અને તેનો કાળો વર્ણ, બેડોળ આકાર તથા લાલચોળ આંખો જોઇ વધારે વિસ્મય પામી ક્રોધના આવેશમાં આવીને તેને "તને કોણે અહીં બેસાડયો છે?" એમ પૂછ્યું. ચાણક્ય સભાની અંદર આવી રીતે પૂછાવાથી કંઇક ખેદ અને અપમાન પામ્યો! પરંતુ તેણે પોતાનો મનોભાવ છૂપાવીને રાક્ષસના પ્રશ્નનો બરાબર ઉત્તર આપ્યો. રાક્ષસે શકટારની સઘળી હકીકત જાણી અને તેની આ લુચ્ચાઇની વાત રાજા પાસે જઇને જાહેર કરી. રાજાની પહેલાંથી જ શકટાર ઉપર અપ્રીતિ હતી; આજે શ્રાદ્ધસભામાં તેનું આવું કાર્ય જોઇને, રાજા ઘણો જ ક્રોધાયમાન થયો અને એકદમ સભામાં આવીને તે શ્યામ વર્ણના, કાળા દાંતવાળા અને લાલ આંખવાળા ચાણક્યની ચોટલી પકડીને, તેને આસન ઉપરથી ઉઠાડી મુકયો. આ બાબતમાં શકટારની દગલબાજી હોય એમ ચાણક્ય, સમજતો ન હતો. તેથી તેણે સભાની અંદર આ પ્રમાણે પોતાનું અપમાન થયેલું જોઇ, ઉગ્રમૂર્ત્તિ ધારણ કરી, સભા સમક્ષ જોરથી પગ પછાડીને બોલી ઉઠયો "અરે! રાજકુલકલંક! દુર્મતિ મહાનંદ! તેં સભાની અંદર નિરપરાધી બ્રાહ્મણનું જે અપમાન કર્યું છે તેને માટે એક દિવસ તારે ખરેખરો પસ્તાવો કરવો પડશે!" ત્યાર પછી તેણે સભાનાં માણસો તરફ જોઇને કહ્યું, "હે સભાસદો! હું ચાણક્યશર્મા છું. મહાનન્દે વગર અપરાધે આજ મારી ચોટલી પકડીને મારું જે અપમાન કરેલું છે તેનો બદલો હું તેને આપીશ. હું સૌની સમક્ષ પ્રતિજ્ઞા કરું છું કે, હું જ્યાં સુધી નંદવંશને જડમૂળથી નહિ ઉખેડી નાંખું, ત્યાં સુધી મારી આ છૂટી ચોટલી હું બાંધીશ નહિ. આ છૂટી ચોટલી મહારાજા નન્દને કાળભુજંગ જેવી થઇ પડશે," એ પ્રમાણે કહી સભા છોડીને તે શકટારને ઘેર જઇ પહોંચ્યો. સભાસદોને, જાણે તેઓએ તે મોટી શ્રાદ્ધસભામાં દક્ષયજ્ઞનું નાટક જોયું હોય, એમ લાગ્યું. તેઓ નિમંત્રેલા અને ઘણાં શાસ્ત્ર જાણનારા બ્રાહ્મણનું અપમાન થયેલું જોઇ, જો કે રાજાના ભયથી કંઇ પણ બોલી શકયા નહિ, તો પણ શરમ અને તિરસ્કારથી મોઢું નીચું કરી ગયા અને મનમાં કહેવા લાગ્યા કે; "अपरं वा किं भविष्यति"—હવે વળી બીજું શું થશે! શકટાર ચાણક્યની તેવી મુખમુદ્રા જોઇને જ સમજી ગયો કે, પોતાનો પ્રયત્ન સફળ થયો છે. હવે મહાનન્દના સર્વનાશ માટે યોજના

કરવી, એવા પ્રકારનો મનમાં વિચાર કરી, પ્રપંચી લોકોની પેઠે તેને મુખ્ય સહાય આપવાનું જણાવીને ઉશ્કેરવા લાગ્યો. બન્ને કુટિલે કુટિલનો વિચાર એક થયો. ચાણક્ય કપટી ને રાજનીતિમાં ઘણો પારદર્શી હતો. તે ઉપરાંત તે વિવિધ પ્રકારના રસાયન પ્રયોગો પણ જાણતો હતો. તેની આ સઘળી વિદ્યા અને બુદ્ધિને આ વખતે મહાનન્દના નાશને માટે ઉપયોગમાં લેવામાં આવી. તેની વિષપ્રયોગની કુશળતાથી મહાનન્દ માર્યો ગયો. ત્યાર પછી તેવી જ રીતે મહાનન્દના ભાઇઓ અને માત્ર ચન્દ્રગુપ્ત સિવાય બીજા પુત્રો માર્યા ગયા; અને ચન્દ્રગુપ્ત રાજગાદીએ બેઠો. એ સઘળી હકીકત ઇતિહાસોમાં સારી રીતે વર્ણવેલી છે. અહીં એ સઘળી બાબત લખવાનું પ્રયોજન નથી. જે વર્ણવ્યું છે તેપરથી જણાય છે કે, મનુષ્ય ધારે તો બહુ મુસ્કેલ કામમાં પણ ફતેહ મેળવી શકે છે. કુટિલ મનુષ્યની પ્રકૃતિમાં પ્રતિજ્ઞાનું બળ કેવું ભયંકર છે ? કયાં દરિદ્ર ચાણકય અને કયાં મગધાધિપતિ રાજરાજેશ્વર મહાનન્દ ! કાળબળે ચાણકયની ઉત્કટ પ્રતિજ્ઞા સામે, જેમ વહેતા પ્રવાહની સામે ઘાસનું તણખલું ચાલ્યું જાય તેમ તે ચાલ્યો ગયો. એવું ઇચ્છાશક્તિનું માહાત્મ્ય છે. જો કે ચાણકયનું આ રાજ્યોચ્છેદ કરવાનું કાર્ય કોઇ પણ રીતે વખાણવા લાયક નથી, તો પણ મનુષ્યની ઇચ્છાશક્તિનું એક પ્રસિદ્ધ દૃષ્ટાંત હોવાને લીધે અહીં તેને દાખલ કરવામાં આવ્યું છે. ચાણકયનું આ કામ સંપૂર્ણ રીતે વૈરબુદ્ધિનું હતું, તેથી તેનો તામસી કર્મની અંદર સમામેશ થવો જોઇએ. તામસી કર્મ કદી પણ અનુકરણ કરવા યોગ્ય નથી; એટલું જ નહિ, પરંતુ તે વધારે નિન્દાને પાત્ર છે. ચાણકયનાં આ સઘળાં કર્મો જોઇને અથવા સાંભળીને કોણ એવો વિશ્વાસ કરશે કે, મનુષ્ય સ્થિતિનો દાસ છે, અને સંસારની ઘટનાઓમાં કળ-વાળી પુતળીની પેઠે ફર્યાં કરે છે ? મનુષ્ય જો જાણે અને વિશ્વાસ રાખે કે, પોતામાં શકિત છે તો તે શબની માફક પડયો કેમ રહે ? તે પોતાનો માર્ગ પોતાની મેળે જ સુધારી લેશે. જે સ્થાને જવાનું છે તેના માર્ગમાં—ધારેલું કામ પાર પાડવાના માર્ગમાં, કોઇ પણ વિઘ્ન તે ગતિને રોકી શકશે નહિ. જો કદાચ વિઘ્નની શક્તિ પોતાની શકિત કરતાં વધારે પ્રબળ હોય, તો તે વિઘ્ન દૂર કર-વાનો પ્રયત્ન કરતાં તે જગાએ તે દેહપાત કરશે, પણ કાયરની પેઠે આળસુ થઇને

પાછો હઠશે નહિ. આવા પ્રકારના પ્રયાસમાં જ વીરત્વ રહેલું છે—આ ઠેકાણે જ નિર્બળતા અને સબળતાનું જુદાપણું જણાઇ આવે છે.

વિશ્વાસને વશ થઇને ઇચ્છાપૂર્વક હસતે મ્હોડે દેહને ભસ્મ કરવાનાં દૃષ્ટાંતો ભારતની પુણ્યભૂમિમાં કંઇ ઓછાં નથી. સતીધર્મને અનુસરીને પરલોકમાં સ્વામીને મળવાની આશાથી આ લોકનાં સુખ, ઐશ્વર્ય, સ્નેહ અને મમતા સઘળાંનો ત્યાગ કરી, મુવેલા પતિની સાથે ચિતામાં શયન કરી ભરતખંડની સ્ત્રીઓએ જગતને દેખાડી આપ્યું છે કે, તેઓ પુષ્પથી પણ કોમળ હોવા છતાં સમય આવતાં વજ્રથી પણ કઠોર થઇ શકે છે. જેઓ સૂર્યનો તડકો લાગવાના ભયથી ઓઢણું આડું ધરતી, તેઓ જ મરણ પામેલા પતિના પડખામાં ચિતાની અંદર શયન કરવાને જરા પણ ડરતી નહિ. આવા બનાવો ભરતખંડ સિવાય બીજે કયાંઇ કોઇએ જોયા છે? રજપૂતાનાના ઇતિહાસમાંનો એક હેવાલ અહીં આપીએ છીએ.

**પ્રબળ ઇચ્છાશક્તિનું એક ઉદાહરણ—અજિતસીંહની બાર રાણીઓ.**

આજે સંવત્ ૧૭૮૦ના અષાડ મહિનાની અમાવાસ્યા હતી. ચોમાસાનાં વાદળાંની ઘટા ચારે તરફ છવાઇ રહી હતી. કુદરત જાણે પ્રથમથી જ પ્રસંગ જાણી ગઇ હોય તેમ શોકગ્રસ્ત થઇ રહી હતી. ધીરે ધીરે અજિતસિંહનાં મુડદાને નદીને કિનારે લાવવામાં આવ્યું. કિનારા ઉપર ચિતા ખડકવામાં આવી હતી. રાજાને લાયકની સઘળી તૈયારીઓ થઇ રહી હતી. જથ્થાબંધ ઘી તથા ચંદન લાવવામાં આવતાં હતાં. ધૂપ, રાળ વગેરેના ઢગલા કરવામાં આવ્યા હતા. પવિત્ર નદીઓનાં જળ જુદા જુદા ઘડાઓમાં ભરી રાખવામાં આવ્યાં હતાં. ચોતરફ એક જાતની શોકાતુર દોડધામ જોવામાં આવતી હતી. રાજાના નોકરોએ લાંબા વખતથી ચાલતા આવેલા રીતરીવાજ પ્રમાણે રાજાના અંતઃપુરમાં શોકના સમાચાર આપ્યા. તે સાંભળતાં જ રાણીઓએ બહાર આવીને અજિતસિંહની પાછળ સતી થવાની ઇચ્છા દર્શાવી. તેઓએ ભકિતથી ગદ્ગદ્ થયેલા સ્વરે વિષ્ણુની પાસે પ્રાર્થના કરી કહ્યું—હે પ્રભુ! તમે અમારા ઉપર કૃપાદૃષ્ટિ કરો, જેથી અમે સતીધર્મની રક્ષા કરી શકીએ. પછી તેઓ સજ્જ થઇને ચિતા પાસે આવીને ઉભી. જેઓ વીરપુત્રીઓ, વીર સ્ત્રીઓ અને વીરમાતાઓ હોય

તેઓ શું કદી મૃત્યુથી ડરે છે? પોતાની ઇચ્છા અને ઉત્સાહની સાથે આજે સઘળી એકઠી થઇ હતી. તેઓએ અનેક પ્રકારનાં રત્નનાં આભૂષણો ધારણ કર્યાં હતાં; ચંદન અને પુષ્પની માળાઓ ધારણ કરવાથી તેઓની શોભા વિચિત્ર લાગતી હતી. આજે અમંગળ દિવસે આ મંગળનું આચરણ હતું. સઘળીઓને એકઠી મળેલી જોઇ નાથુ નામનો કારભારી હાથ જોડીને શોકથી ગદ્‌ગદ્ સ્વરે કહેવા લાગ્યો, "પૂજનીય માતાઓ! તમે જે કામ કરવા તૈયાર થયાં છો, તે પહેલાં એકવાર વધારે વિચાર કરી જુઓ! તમે સૌ આટલો વખત સુધી સુખ સંપત્તિમાં ઉછર્યાં છો; સૂર્યનાં કિરણોને પણ તમોએ દુઃખદાયી સમજેલાં છે; તો કેવી રીતે આ બળતી ચિતામાં દેહને ભસ્મ કરી શકશો? હમણા તમારા મનનો જે ભાવ છે તે ખરે વખતે જ્યારે ચિતારોહણ કરશો અને શરીરે અગ્નિની જ્વાળા લાગવા માંડશે ત્યારે પણ તમારા મનમાં કાયમ રહેશે કે નહિ તેની શી ખાત્રી? ત્યારે તમે જો પાછાં પગલાં કરશો, તો નિન્દાથી બચાવની જગા મળવી મુશ્કેલ થઇ પડશે; એટલું જ નહિ પણ તમારા સ્વર્ગમાં રહેલા સ્વામીના નિર્મળ યશને કલંક લાગશે. આ સઘળી વાતનો ફરીથી સ્થિરચિત્તથી વિચાર કરો." એટલું કહીને તે બોલતો બંધ પડ્યો. ત્યારે રાણીઓએ કોમળ અને નિશ્ચય સૂચવનારા શબ્દોથી કહ્યું, "સતીનું સુખ અને ઐશ્વર્ય જે કંઇ કહો તે સઘળું પતિની સાથે જ છે. પતિપ્રાણા સતીઓ પતિ મરી ગયા પછી તેની પાછળ સતી થયા સિવાય બીજું કશું ઇચ્છતી જ નથી. આ જ અમારો સનાતન કુળધર્મ છે. તમે પણ આ બાબત સારી રીતે સમજો છો. અમો શરીરના કલેશથી ડરતાં નથી." નાથુની યુક્તિ વ્યર્થ ગઇ. ત્યાર પછી મંત્રી, પુરોહિત વગેરે સઘળાઓ નમ્રતા પૂર્વક અજિતસિંહની પટ્ટરાણી ચોહાણીની પાસે આવી, હાથ જોડીને ગદ્‌ગદ્ કંઠે બોલવા લાગ્યા "હે દેવિ! આ શોકના ઉદ્‌ગારને હવે વધારો નહિ. આપનો સતી થવાનો સંકલ્પ છોડી દ્યો. મહારાજ અજિતસિંહના પરલોકગમનથી અમે પિતા વગરના થઇ ગયા છીએ. હવે જો તમે પણ તેમની પાછળ સતી થશો તો અમે માતા વગરના થઇ જશું અને આખું રાજ્ય શોકસાગરમાં ડુબી જશે. અમે જાણતા નથી કે, આ શોકનો કયારે અંત આવશે! રાજ્યની અંદર અનેક પ્રકારની ગડબડો થશે. આખી પ્રજાનાં કલ્યાણને માટે અને રાજ્યના

મંગળને માટે અમારી નમ્ર પ્રાર્થના છે કે, આપ આ સંકલ્પનો ત્યાગ કરો. શાસ્ત્રમાં વિધવાને બ્રહ્મચર્ય પાળીને રહેવાનું કહ્યું છે. આપ બ્રહ્મચર્ય પાળીને પતિના અક્ષય સ્વર્ગની કામનામાં તત્પર રહો, તેથી સઘળાઓનું કલ્યાણ થશે." એવું કહીને સૌ બોલતા બંધ થયા. કેટલોક વખત સઘળા શાન્ત થઇને ઉભા. ત્યાર પછી રાણી ચોહાણી સઘળાઓને શાન્તિ આપનારાં વાકયોથી સમજાવવા લાગી અને પતિની પાછળ સતી થવાની વાસના એવી દૃઢતાની સાથે જણાવી કે, ત્યાર પછી ફરીને કોઇ કંઇ બોલ્યું નહિ. ત્યાર પછી રાણીઓ ચિતા પાસે આવીને પતિના પગ પાસે આળોટવા લાગી. તેના ચરણ કમળની પૂજા કરી. ત્યારપછી રીવાજ મુજબ ચિતાને પ્રદક્ષિણા કરી. ચિતાને પ્રદક્ષિણા કરતી વખતે રાણીઓ પોતપોતાનાં ઘરેણાં ઉતારીને દાન આપવા લાગી. આ શોકની વાત વધારે લંબાવવાનું પ્રયોજન નથી. ક્રમ પ્રમાણે શાસ્ત્રવિધિ થયા પછી અજિતસિંહની બાર રાણીઓ તેઓના પતિની ચિતામાં સુતી. ચિતા પ્રકટાવવામાં આવી. જોત જોતામાં તે મોટી ચિતા સળગી ઉઠી. પતિને દેવતા માનનારી રાણીઓએ હસતે મોઢે તે અગ્નિકુંડમાં પોતાના પુષ્પના જેવા સુકુમાર દેહની આહૂતિ આપી. તે વખતે એમ લાગ્યું કે, જાણે સતીધર્મે મૂતમાન્ થઇને પોતાના સ્નેહયુક્ત કોમળ ખોળામાં તેઓને સ્થાન આપ્યું. એમ ન હત તો તેઓની તે પ્રફુલ્લતા, તે કાન્તિ અને તે તેજ કયાંથી આવ્યું? રાણીઓના રમણીય દેહનાં રૂપ અને લાવણ્યનું હરણ કરીને અગ્નિ જાણે વધારે પ્રકટી નીકળ્યો. વીર સ્ત્રીઓનું આ કદી નહિ સાંભળેલું કામ જોઇને એકત્ર મળેલા લોકોએ ભય, ભકિત અને વિસ્મયની સાથે પ્રશંસાના ગાનથી આકાશને ગજાવી મૂકયું. વંશપરંપરાએ તે પ્રશંસાનો પ્રતિધ્વનિ આજ પણ સાંભળીએ છીએ; અને લાંબા કાળ સુધી પણ તે સાંભળવામાં આવશે.

એક પછી એક એમ બુદ્ધ, પ્રતાપસિંહ, ચાણકય અને અજીતસિંહની બાર રાણીઓ એઓની વાત કહેવામાં આવી. તેઓમાંના પ્રત્યેકના કાર્યના મૂળમાં આપણે કર્તવ્ય કાર્યપર દૃઢ વિશ્વાસ જોયો, અને તે વિશ્વાસથી ઉત્પન્ન થયેલો દૃઢ સંકલ્પ પણ જોયો. સંકલ્પ સાધનાને માટે તેઓ જગતની અંદર શ્રેષ્ઠ ગણાયલાં છે. આ સઘળી પ્રાતઃકાળમાં સ્મરણ કરવા યોગ્ય ચરિત્ર માળાનું અવ-

લોકન કરતાં અમે એવા સિદ્ધાંત ઉપર આવીએ છીએ કે, માણસ જે કોઇ બાબત વિચાર કરીને 'કરવું' એમ નક્કી કરે તો તે પાર પાડવાને માટે દેહપાત કરતાં પણ અટકતો નથી. મનુષ્યની અંદર એક શક્તિ રહેલી છે, તે તેની ઇચ્છાશક્તિ છે. એ ઇચ્છાશક્તિનાં કાર્ય કરવાના સંબંધમાં આપણે જેટલી આસ્થા રાખશું, તેટલા જ પ્રમાણમાં આપણી પ્રયત્નશક્તિ પણ વૃદ્ધિ પામશે. આ ઇચ્છાશક્તિ કેવા પ્રકારની છે તે સમજાવવાને માટે બુદ્ધની યોગ સાધના, પ્રતાપસિંહનો પોતાના દેશનો ઉદ્ધાર કરવાનો પ્રયાસ, ચાણક્યનું નંદવંશનું નિકંદન કાઢવું અને અજિતસિંહની બાર રાણીઓની 'પોતાના પતિની સાથે સતી થઇ બલી મરવાથી સ્વર્ગ મળે છે' એવા વિશ્વાસને લીધે ચિતારોહણ કરવું, એ સઘળી વાતોનું આ જગાપર વર્ણન કરવામાં આવ્યું છે. એઓમાંના પ્રત્યેકની ઇચ્છાશક્તિ એટલી બધી પ્રબળ હતી કે, તેઓની ઇચ્છાશક્તિની સામે કોઇ પણ પ્રકારનાં વિઘ્નો ટકી શકયાં નહિ. પર્વતમાંથી નીકળેલી અને સમુદ્રને મલનારી નદીના પ્રબળ પ્રવાહની ગતિને જેમ કોઇ પણ અટકાવી શકતો નથી, તેમ જ એ સઘળા અચળ, અડગ અને દૃઢ પ્રતિજ્ઞાવાળા માણસોની ઇચ્છાની સામે સ્નેહ, મમતા, સુખ, ઐશ્વર્ય, દુઃખ, દરિદ્રતા, રોગ, શોક વગેરે કોઇ પણ ટકી શકયાં નહી. સુખની મોહિની મૂર્ત્તિ અથવા દુઃખની ભયંકર ભ્રૂકુટિ કોઇ પણ ઇચ્છાશક્તિની ગતિ રોકવાને સમર્થ નથી. ઇચ્છિત વસ્તુ મેલવવાને માટે અને મનની કામના પૂર્ણ કરવાને માટે મનુષ્ય પોતાના દેહ અને મનની ઉપર ઇચ્છાશકિતનો પ્રયોગ કરે છે. સિદ્ધિ મેળવવી અથવા દેહપાત કરવો, એ બે સીમાની વચમાં તે કાર્ય કરે છે. આ બે સીમાની અંદર કોઇ પણ જગાએ એ શકિત વિરામ પામતી નથી. એ શક્તિ એવી જ પ્રબળ છે. સર્વ શક્તિમાન્ અને મંગળ કરનાર પરમેશ્વરે મનુષ્યની અંદર આ મહાશક્તિ મુકેલી છે. આપણે એ શક્તિનું માહાત્મ્ય જાણતા નથી, એટલું જ નહિ પણ આપણામાંના ઘણાકો આ શક્તિની હયાતીની વાત પણ જાણતા નથી. એ આત્મશક્તિનો વિષય જાણવાની અને તેનો પરિચય મેળવવાની જરૂર છે. તેથી આરંભમાં જ એ આત્મશક્તિની ઓળખાણની વાત કહેવામાં આવી છે.

# પ્રકરણ બીજું.

## સંકલ્પ.

ધર્મને પ્રાણતુલ્ય માનનારા હિન્દુઓના દેશમાં સંકલ્પની વાત કહેતી વખતે સંયમની (ઇન્દ્રિય નિગ્રહ કરવાની–નિયમ લેવાની) વાત મનમાં આવે છે. લોકો સામાન્ય વ્રતનું આચરણ કરવા પહેલાં નિયમ લે છે. વ્રતને આગલે દિવસે સાંજે માંસ વગરનું અથવા હવિષ્યાન્ન ખાઇને જિતેન્દ્રિય રહેવાનો પ્રયાસ કરે છે, વ્રતની પહેલાં સ્વચ્છંદપણે વર્તવાથી અને અજિતેન્દ્રિય રહેવાથી વ્રતખંડિત થશે, એવો લોકો ભય રાખે છે. લોકો શરીર, મન અને વાણીથી શુદ્ધ અને જિતેન્દ્રિય થઇને વ્રતનો સંકલ્પ અને અનુષ્ઠાન કરે છે. વ્રત અને કર્તવ્ય એ બે સરખાં છે. જેમ દેવકાર્યનું અનુષ્ઠાન કરવાની ઇચ્છાવાળા મનુષ્યને શુદ્ધ અને જિતેન્દ્રિય થવાની જરૂર છે, તે જ પ્રમાણે કર્તવ્ય બજાવવાની ઇચ્છાવાળા માણસને પણ શુદ્ધ અને જિતેન્દ્રિય થવાની જરૂર છે, નહિ તો તેઓના કર્તવ્ય કાર્યમાં નાના પ્રકારનાં વિઘ્નો આવી પડે છે. કીર્તિરૂપી મંદિરમાં જેઓ કર્તવ્ય બજાવવા માટે સંકલ્પ કરવાની ઇચ્છા કરતા હોય તેઓએ પહેલાં દેહ, મન અને વાણીથી શુદ્ધ અને જિતેન્દ્રિય થવું જોઇએ. આત્માને નિયમમાં રાખવાથી તેની શક્તિનો સંચય થાય છે; જિતેન્દ્રિય પુરુષ બળવાન્ હોય છે. " कामक्रोधौ वशे यस्य तेन लोकत्रयं जितम् " એટલે જેણે કામ અને ક્રોધને પોતાને વશ કર્યા હોય તે ત્રણે લોકને જિતી શકે છે. એવા પ્રકારના લોકો જ ફતેહ મેળવે છે. જિતેન્દ્રિય માણસને હાલની ભાષામાં સદાચરણી કહેવામાં આવે છે.

સદાચરણી માણસના સંકલ્પો સારા હોય છે; અને જેઓના સંકલ્પ સારા હોય છે તેમને ઈશ્વર સહાય કરે છે. જ્યારે પુરુષાર્થ અને દૈવ એકઠાં મળે ત્યારે સંકલ્પ દૃઢ થાય છે. સાધના સહજમાં થઇ શકે છે અને સિદ્ધિ નજદિક આવે છે. એ ઉપરથી જણાય છે કે, સદાચરણી થવાથી ધારેલી બાબતનું ફળ મેળવવામાં સગવડ થઇ પડે છે, નહિતર અજિતેન્દ્રિય થવાથી અને

દુરાચરણી થવાથી અંદરના સઘળા શત્રુઓ (કામ, ક્રોધ વગેરે) પ્રબળ થાય છે અને બહાર વિઘ્નો વધી પડે છે, એટલા માટે જાણી બુજીને કર્તવ્યના માર્ગમાં વિઘ્નો વધારવાં એ યોગ્ય નથી. જો કોઇ કર્મ કરવાની ઇચ્છાવાળો જુવાન પુરૂષ, આ કીર્તિમંદિરમાં, આ શ્રેષ્ઠ કર્મક્ષેત્રમાં અને આ સાધનભૂમિમાં સાધનાની સિદ્ધિ મેળવવા ચાહતો હોય-કર્મમાં ફતેહમંદ થવા ઇચ્છતો હોય, તો તેણે કોઇ પણ કર્મ કરવાનો સંકલ્પ કરવા પહેલાં જ સંયમનું શિક્ષણ મેળવવું જોઇએ. સંયમથી તેને બળ મળશે અને તે બળ તેને સાધનામાં સહાયતા કરશે.

વાસના અને સંકલ્પમાં ઘણો જ ભેદ છે. વાસના આળસુ માણસની કલ્પના માત્ર છે. તે ઘણું કરીને આકાશ કુસુમના રૂપમાં બદલાઇ જાય છે, પરંતુ સંકલ્પ તેવો નથી. યુક્તિવડે વિચાર કરીને બુદ્ધિમાન્ માણસ કોઇ પણ કર્મ કરવાને માટે સંકલ્પ કરે છે. કર્તવ્યનો નિશ્ચય કર્યા પછી અને તેની સાધનાની પહેલાં મનની અંદર જે પ્રતિજ્ઞાનો ભાવ ઉત્પન્ન થાય છે તેને સંકલ્પ કહેવામાં આવે છે. વાસના ઘણું કરીને તર્કને આધીન થવા ચહાતી નથી. તે જાગ્રત અવસ્થાના સ્વપ્નાના જેવી છે. મનુષ્ય ચોખૂણા ગોળાને લઇને રમવાને માટે વાસના કરી શકે છે, પરંતુ તે મેળવવાને માટે સંકલ્પ કરી શકતો નથી. લોકો શેરડીના ફળથી જીભને તૃપ્ત કરવાને માટે વાસના કરી શકે છે, પરંતુ તે મેળવવાને માટે સંકલ્પ કરી શકતાં નથી. આ ઉપરથી માલમ પડે છે કે, બુદ્ધિમાન્ માણસે પોતાના કર્તવ્યનો પહેલાં નિશ્ચય કરવો, ત્યારપછી વિશેષ વિચાર કરીને તેની સાધનાને માટે સંકલ્પ કરવો. જીતેન્દ્રિય થઇ, ભગવાન પાસે તેમની કૃપાની પ્રાર્થના કરીને કર્તવ્યની સાધનાને માટે સંકલ્પ કરવો જોઇએ. એક જ સમયે એક કરતાં વધારે બાબતને માટે સંકલ્પ કરવો યોગ્ય નથી. એ પ્રમાણે સંકલ્પ કરીને કીર્તિરૂપી મંદિરની અંદર સાધનાને માટે પ્રવૃત્ત થવું જોઇએ. ત્યારપછી ધારેલું કામ પાર પાડવું અને તેમ કરતાં દેહનો ત્યાગ કરવો પડે તોપણ પાછું હઠવું નહીં.

વ્રત કરવાની પહેલાં જેમ સંયમની–ઇન્દ્રિયનિગ્રહ કરવાની વ્યવસ્થા છે, તેમ જ વ્રતના મધ્યમાં કથા સાંભળવાનો વિધિ છે, કેમકે દેહ તથા મનને આળસથી દૂર રાખવાની જરૂર છે. તે માટે જે પુરુષ, જે મંત્રનો સાધક હોય તેણે તે જ

મંત્રના પહેલાંના સાધકોની કથા સાંભળવી જોઇએ. પહેલાંના સાધકોએ શા માટે સંકલ્પો કર્યા હતા, સાધનાના સમયમાં કેટલાં વિઘ્નો તેઓને આડાં નડ્યાં હતાં, કેટલી ધાસ્તીઓ તેમને વેઠવી પડી હતી, કેવી રીતે તેઓએ તે સઘળાં દૂર કર્યાં હતાં અને કેટલી મહેનતે સિદ્ધિ મેળવી હતી તે સઘળી બાબતનો હેવાલ તેઓની પવિત્ર કથામાં સાંભળવામાં આવે છે. ભાગ્યહીન પારાધિયે કેવી રીતે મહાદેવને અશ્રુના જળથી અભિષેક કરીને પ્રસન્ન કર્યા હતા અને વરદાન મેળવ્યું હતું. શૂદ્ર સુષેણ કેવા ઉપાયથી શિવના મંદિરની અંદર ઉપવાસી રહીને મૃત્યુ પછી યમદંડથી બચ્યો હતો અને ઘણાં વર્ષો સુધી સ્વર્ગમાં રહ્યો હતો અને ત્યારપછી બીજા જન્મમાં ચન્દ્રવંશમાં જન્મ લઇને કયા ઉપાયથી પ્રજાના હિતને માટે ચિત્રાંગદ નામ ધારણ કરી તેણે ભગવાનની ભક્તિનો પ્રચાર કર્યો હતો? આજ પણ આ સઘળી પુણ્યકથા સાંભળી, શ્રદ્ધાવાળા વ્રતાચરણ કરનારા હિન્દુઓ ઉપવાસ વગેરેનો કલેશ ઓછો ગણી, આશાવાળા હૃદયથી ઘણાં આકરાં વ્રતોનું આચરણ કરે છે.

આ વિશાળ કર્મક્ષેત્રમાં જીવનનાં ઘણા પ્રકારનાં કઠોર કર્તવ્યરૂપ વ્રતો કરતી વખતે આપણે પણ ઉપર કહ્યા પ્રમાણે કથા સાંભળવી જોઇએ. મહાપુરુષોનાં જીવન ચરિત્રોની પવિત્ર કથા સાંભળવાથી આપણાં મન અને શરીરમાંથી આળસ જતું રહે છે. સમયરૂપી રેતીના રણમાં મહાપુરુષોનાં પગલાં જોઇને આપણે પણ કર્તવ્યના માર્ગમાં અગ્રેસર થઇ શકશું.

પુરાણોમાં વર્ણવેલા પુરૂષોનાં જીવનચરિત્રોનું સંપૂર્ણ રીતે અનુકરણ કરવાને આપણે હાલ અસમર્થ છીએ, "ते हि नो दिवसा गताः" તે અમારા દિવસો ગયા; તથાપિ આપણા સુભાગ્યની વાત એ છે કે, હાલના જમાનામાં અંગ્રેજી રાજ્યમાં એવા ઘણાએક મહાત્માઓ જન્મ્યા છે કે જેઓનું જીવન આપણને આદર્શરૂપ (નમુનારૂપ) થઇ પડે છે. અમે આ ગ્રન્થની અંદર તેઓમાંના કેટલાક સુપ્રસિદ્ધ પુરુષોના જીવનનાં સંકલ્પ, સાધના અને સિદ્ધિની વાતનું વિવેચન કરશું એ ઉપરથી જણાશે કે, આપણે જો તેઓને પગલે ચાલશું, તો મનુષ્ય જીવનના મોટા ઉદ્દેશને ઘણાક પ્રમાણમાં સિદ્ધ કરવાને સમર્થ થઇશું.

હાલના જમાનામાં હીંદુ સંસાર અને ધર્મમાં મોટો ફેરફાર કરનાર **મહાપુરૂષ રાજા રામ**મોહનરાય, **પ્રજારંજક અને** ઘણી વિદ્યા જાણનાર **ત્રાવણકોરના મહારાજા રામવર્મા**, સુમન્ત્રી તથા રાજકારભારનું સંપૂર્ણ જ્ઞાન ધરાવનાર **સર માધવરાવ અને સર સાલારજંગ**, દયાના સાગરરૂપ **ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર**, કેળવણીનો ફેલાવો કરનાર **સર સૈયદ એહમદ, બૃહસ્પતિ** જેવા **તારાનાથ તર્ક**વાચસ્પતિ, સ્વનામ પ્રસિદ્ધ **શ્યામા**ચરણ, સુપ્રસિદ્ધ **સર મધુ**સ્વામિ આયર, **અલૌકિક** કવિત્વ શકિતવાલા **મધુસૂદનદત્ત**, સાહિત્યસેવક **અક્ષયકુમારદત્ત**, કુબેર જેવા ધનવાન **સર જમસેદજી તથા રામદુલાલ સર**કાર, એઓનાં જીવન ચરિત્રોની અંદર અનેક પુરૂષો પોતપોતાના જીવનને માટે અનુકરણ કરવા યોગ્ય ઉત્તમ ગુણો જોઈ શકશે. ધનવાનના પુત્રો કેવીરીતે ઘણા પ્રકારની લાલચો છોડીને વિદ્વાન્ અને સ્વદેશપ્રેમી થઇ શકે છે, મધ્યમ પંકિતના ગૃહસ્થોના પુત્રો કેવી રીતે અનુકૂળ અવસ્થા મળતાં પોતાની વિદ્યા અને બુદ્ધિના બળથી મોટા રાજ્યોના સુધારક અને વ્યવસ્થાપક થઇ શકે છે અને દરિદ્ર પુરૂષોનાં બાળકો કેવી રીતે ઘણાં વિઘ્નોને દૂર કરીને જીંદગી પર્યંત વિદ્યાની ચર્ચા કરવા સમર્થ થાય છે અને સુખી થઇ શકે છે, આ સઘળી બાબત તેઓનાં જીવન ચરિત્રમાંથી જાણી શકાય છે. જેઓ સાહિત્યની સેવા કરીને માતૃભાષાની પુષ્ટિ કરવા ચાહતા હોય, અને ભાષામાં નવું સ્વરૂપ લાવવા ચાહતા હોય, તેઓ પણ એઓમાંથીજ પોતાના મનગમતા આદર્શ પુરુષો મેળવી શકશે. નોકરી છોડીને હુન્નર અને વ્યાપારની સહાયતાથી કેવી રીતે ધન મેળવી શકાય છે એ જેઓ જાણવા ચાહતા હોય તેઓ પણ પોતાના આદર્શ પુરૂષોનાં ચરિત્રો એઓનામાંથી જ મેલવી શકશે.

શક્તિ ઝરાના નિર્મળ પાણીના જેવી સ્વાદરહિત છે; દેશભેદથી તે ઝરાનું પાણી કોઇ જગાએ મીઠું તો કોઈ જગાએ ખારૂં થઇ જાય છે; તેવી જ રીતે મનુષ્યની શકિત સંકલ્પના ભેદથી કોઈ જગાએ હિતકર તો કોઇ જગાએ અહિતકર થઈ પડે છે. ચરિત્રના બળની પેઠે ધનનું બળ પણ ઘણું મોટું છે. મનુષ્ય ધનના બળથી બળવાન્ થઇને સંસારમાં કેટલાંક કામો કરી શકે છે. જે જગાએ ચરિત્રબળ અને ધનનું બળ એકત્ર મળે અને તે પવિત્ર સંગમમાં જો સારો સંકલ્પ આવી મળે તો

તે દેખાવ કેટલો સુંદર થાય! તે પવિત્ર ત્રિવેણીના સંગમની ધારા જે જે દેશમાં થઇને જાય તે તે દેશ પવિત્ર થાય છે, અને જેઓ તે ત્રિવેણીના સંગમના સ્પર્શમાં આવે તેઓ પણ ભાગ્યશાળી બને છે. **રાજા રામમોહનરાય** અને **મહારાજા રામવર્મા**ના ચરિત્રમાં આ ત્રિવેણીનો સંગમ જોવામાં આવે છે. **રાજા રામ**-મોહનરાયના સમયથી હાલના **ભરત**ખંડમાં એક નવા યુગની પ્રવૃત્તિ થઇ છે; તેઓ **ભરત**ખંડના **અંગ્રેજી** રાજ્યમાં ઉગતા **સૂર્ય**ના જેવા છે. સૌથી પહેલાં તેઓના જ પવિત્ર ચરિત્રનો વિચાર કરીએ.

## રાજા રામમોહનરાયના સંકલ્પો.

મહાત્મા **રાજા રામ**મોહનરાય આબરુદાર કુલમાં જન્મ્યા હતા અને સુખમાં ઉછર્યા હતા, તોપણ મનુષ્ય જીવનના મોટા ઉદ્દેશને ભૂલ્યા ન હતા. સમાજ પ્રત્યે, દેશ પ્રત્યે, અને રાજ્ય પ્રત્યે તેઓનું જે કંઇ કર્તવ્ય હતું તે તેઓ ભૂલ્યા ન હતા; એટલું જ નહિ પણ તે કર્તવ્ય બજાવવાને માટે મન વાણી અને શરીરથી તેઓએ પ્રયત્ન કીધો હતો. તેઓ પોતાની હૈયાતીમાં પોતે કરેલા સઘળા પ્રયાસોનું ફળ જોવા પામ્યા ન હતા. પૃથ્વીની અંદર ઘણા થોડા મહાપુરુષો પોતે પ્રવર્તાવેલાં સત્કર્મોનું ફલાફલ જોવાને ભાગ્યશાલી નીવડે છે. આ સઘળા મહા-પુરુષો દેશકાળથી દૂર થયા છતાં પણ કીર્તિરૂપે જીવે જ છે—અમર રહે છે. અમારા દેશના ગૌરવરૂપ મહાત્મા **રાજા રામ**મોહનરાય એ જ પંક્તિના મહાપુરુષ અને આખા જગતને માટે પ્રેમ ધરાવનારા હતા. તેઓએ જે સમયમાં જન્મ લીધો હતો તે સમયની **બં**ગાળની સ્થિતિ ઘણી શોચનીય હતી. રાજનીતિ સંબંધી, સમાજ સંબંધી કે શિક્ષણ સંબંધી કોઇ પણ અવસ્થા સારી હતી નહિ. દેશમાં સર્વત્ર સઘળી બાબતમાં ગેરબંદોબસ્ત અને ઉચ્છૃંખલપણું જોવામાં આવતું હતું. એક તરફ **મુસલમાન** રાજ્યની પડતી અને બીજી તરફ **અંગ્રેજી** રાજ્યની ચડતી, આ બે રાજ્યશક્તિઓની સંખ્યાના સમયમાં સઘળું ઉથલ પાથલ થતું જણાતું હતું. **ભરત**ખંડના ભાગ્યરૂપી આકાશમાં એક તરફ **મુસલમાન** રાજ્યની અંધકારમય રાત્રિનો અંત આવવા લાગ્યો હતો અને બીજી તરફ **અંગ્રેજો**ની નવી રાજ્યશક્તિનો તેજોમય પ્રકાશ, ઉગતા **સૂર્ય**ની પેઠે રક્તતા—નવા રાજ્ય તરફ પ્રીતિ વિસ્તારતો આકાશમાં પૂર્વ તરફ **બં**ગાળાની

ભૂમિમાંથી ઉદય પામતો હતો. રાજ્ય શક્તિઓના આ બે સંધ્યાના સમયમાં બંગાળાની અંદર મહાત્મા રાજા રામમોહનરાયનો જન્મ થયો હતો.

એ સમયમાં આ દેશમાં ગંગાનદીમાં બાળકોને ફેંકી દેવાનો અને સતી થવાનો રીવાજ પૂર્ણ રીતે ચાલી રહ્યો હતો. સાધારણ લોકોને શિક્ષણ મેળવવા માટે કશો સારો બંદોબસ્ત હતો નહિ. ગામડામાં મહેતાજીની નિશાળમાં અથવા મિયાંજીના મતકમાં અથવા કોઈ પંડિતને ઘેર શિક્ષણ મેળવવાનો રીવાજ હતો. મોટે ભાગે બાળકોના શિક્ષણની શરુઆત અને છેડો મહેતાજીની નિશાળમાં અથવા મિયાંજીના મતકમાં જ આવતો. ઉંચું શિક્ષણ મેળવવાની ઇચ્છા હોય તોપણ, ઘણા પ્રકારની અગવડોને લીધે સઘળા લોકો તે મેળવવાને ભાગ્યશાળી નીવડતા ન હતા. તે સમયમાં જેઓની ઉંચું શિક્ષણ મેળવવાની પ્રબળ ઇચ્છા હોય અને કુટુંબની સ્થિતિ પણ તેવી જ સારી હોય, તેઓથીજ કેટલાક પ્રમાણમાં તે બની શકતું હતું. રામમોહનરાય એવા જ પ્રકારની સામાજીક અવસ્થામાં ઉછરીને પહેલાં મહેતાજી અને મિયાંજી પાસે ભણ્યા હતા. આગળ જતાં રાજદરબારમાં અધિકાર અને પ્રતિષ્ઠા મળે એવી આશાથી તેમના બાપે તેમને બાર વરસની ઉમરે પટણામાં અરબી અને ફારસી ભણવાને મોકલ્યા. તે સમયમાં અરબી અને ફારસીના શિક્ષણને માટે પટણા પ્રસિદ્ધ હતું. બાળક રામમોહનરાયે થોડા વખતમાં એ બે ભાષાનું સારું શિક્ષણ મેળવ્યું અને ત્યારબાદ સંસ્કૃતના શિક્ષણ સારુ કાશીએ ગયા. અરબી અને સંસ્કૃત શાસ્ત્ર ભણ્યા પછી તેઓના ધર્મ સંબંધી વિચારમાં ફેરફાર થયો. તેઓ અદ્વૈતવાદના પક્ષપાતી થયા, અને તેના પ્રચારને માટે યત્ન કરવા લાગ્યા. ચાલતો આવેલો સતી થવાનો રીવાજ બંધ પાડવાને માટે તેઓએ પ્રતિજ્ઞા કીધી. દેશમાં પાશ્ચાત્ય વિદ્યા અને જ્ઞાનનો પ્રચાર કરવા માટે તેઓએ કમ્મર બાંધી. તેમની પ્રતિજ્ઞા અચલ અને અડગ હતી. તેઓના સંકલ્પો સારા હતા. બંગદેશની વર્તમાન સમયની પ્રત્યેક ઉન્નતિના મૂળમાં અમે રાજા રામમોહનરાયના સારા સંકલ્પોનાં ચિહ્ન જોઇએ છીએ. જ્યારે આપણે તેઓની ઉત્કટ સાધનાની વાતનો વિચાર કરશું ત્યારે વળી સારી રીતે સમજી શકશું કે, તેઓની પ્રતિજ્ઞા અને તેઓના સંકલ્પો કેવા સ્થિર અને દૃઢ હતા! સ્વતંત્ર અવસ્થા, બીજા ભોગ સુખોની લાલસા અથવા સમાજ તરફની હેરાન-

ગતિ વગેરે કોઇ પણ સદ્ ઇચ્છાવાળા જુવાન પુરૂષના સંકલ્પની આડે આવી શકતાં નથી, એ વાત રાજા રામમોહનરાયના જીવનમાંથી સારી રીતે સમજાય છે.

ભગવાને જેઓને ધન અને નોકરો આપેલાં છે, સુખ અને ઐશ્વર્યમાં જેઓ ઉછરેલા છે, અને વિષયના વૈભવોમાં જેઓ નિરંતર મચેલા છે, તેઓની અંદર પણ ઘણાંકો જ્ઞાની અને જનહિતૈષી તરીકે કીર્તિમંદિરમાં ઉચ્ચ સ્થાન મેળવવાને અધિકારી થાય છે. દારિદ્રયની ઉપેક્ષા કરીને ધારેલે રસ્તે જવાને માટે અલૌકિક શક્તિની જરૂર છે. વલી સુખ અને ઐશ્વર્યના મોહરૂપી આવરણને ભેદી, કર્તવ્યનો નિશ્ચય કરવો અને તેનું અનુસરણ કરવું તેમાં પણ એ જ પ્રકારની શક્તિની આવશ્યકતા છે. ભુખ્યે પેટે અથવા અરધા ભુખ્યા રહીને, નગ્ન શરીરે અથવા ચીથરાં પહેરીને, શિયાળાની ટાઢમાં, ઉનાળાના તડકામાં અને વરસાદની ધારામાં ક્લેશને સહન કરીને પોતાના ધારેલા સ્થાનમાં જવું–પોતાની ધારેલી ઇચ્છા પાર પાડવી, એ કંઇ સહેલું કામ નથી. ગરીબ માણસના સારા સંકલ્પો અને તેની સાધનામાં આવા ઘણા અંતરાયો હોય છે; પરન્તુ ધનવાનના સારા સંકલ્પોની સાધનામાં પણ અન્તરાયો ઓછા હોતા નથી. તેઓ હમ્મેશા એવા સોબતીઓથી એવી રીતે વિંટાયેલા રહે છે કે, તેઓના હૃદયમાં સારી ઇચ્છાઓને ઉદય થવાનો પણ અવકાશ મળતો નથી. બાળક અવસ્થામાં તેઓનાં વહાલાં માબાપો તેઓને કોઇપણ પ્રકારના દુઃખને પડખે ચડવા દેતાં નથી. વળી ભવિષ્યમાં પણ કોઇપણ પ્રકારનું દુઃખ થાય તેને માટે હમ્મેશાં ચિન્તાતુર રહે છે. એટલા જ માટે પરિશ્રમ કરીને વિદ્યાભ્યાસ કરવો અને પોતે કંઇ કષ્ટ વેઠીને બીજાઓને દુઃખથી છોડવવા એ બનતાં સુધી તેઓ પસંદ કરતા નથી. બીજાઓનું દુઃખ દેખીને પોતાના આંખના તારા અને લાડીલાં એવાં બાલકોના હૃદયમાં દુઃખ થાય, તેટલા માટે તેઓના આનંદના ભુવનમાં ગરીબ, દુઃખી, રોગી કે શોકાર્ત માણસને પેસવા દેતા નથી. એવા કુટુંબના સંતાનોના હૃદયમાં સારી ઇચ્છાનો સંભવ ઘણો જ ઓછો હોય છે; અને જો સારી ઇચ્છાઓ થાય તો તે પૂર્ણ કરવાને માટે અન્તરાયો પણ ઘણા હોય છે. યુવાવસ્થામાં ધનવાનના પુત્રો મોજશોખમાં હમ્મેશાં પ્રમત્ત હોય છે, તેઓ દુર્જય શત્રુના–કામદેવના સેવનથી સુખી થાય, એવી તેઓના ખુશા-

મતીઆઓની અને ચાકરોની અંદરથી ઇચ્છા હોય છે. એવે વખતે યુવાવસ્થાનાં શક્તિ, ઉત્સાહ અને ઉદ્યમ એઓ જ્ઞાન, ધર્મ અને પરોપકારમાં પ્રવૃત્ત થાય, એવો સંભવ પણ ક્યાંથી હોય ! મનુષ્યને જો સદ્‌વિચાર ન હોય, સારી ઇચ્છાઓ ન હોય અને સારા સંકલ્પો પણ કરવામાં ન આવે, તો સાધનાના ક્ષેત્રમાં દરિદ્રતા અને ઐશ્વર્ય બન્ને અન્તરાયરૂપ થઇ પડે છે. દરિદ્રતા આળસ ઉત્પન્ન કરે છે, અને ઐશ્વર્ય ઉન્મત્તતા ઉત્પન્ન કરે છે. જ્યારે દરિદ્રતા અને ઐશ્વર્ય બન્ને કર્તવ્યના માર્ગમાં અડચણ કરે છે, ત્યારે બન્નેને અન્તરાય ગણવા જોઇએ, અને અન્તરાયને દૂર કરવાને માટે ધનવાન્ અને દરિદ્ર બન્નેને સદાચરણના બળની જરુર છે. સંકલ્પ દૃઢ હોવો જોઇએ, નહિતર સઘળું ફોકટ છે.

જગતના કીર્તિમંદિરમાં સુખ અને મોહરૂપી પડદાને ભેદીને, તથા વિષય સુખમાં મોહ નહિ પામીને, કેટલાક મહાત્માઓ જ્ઞાન અને ધર્મની સાધના કરી ગયા છે. એવા પ્રકારના મહાત્માઓની કીર્તિની વાત જગતના કીર્તિમંદિરમાં નિરંતર સંભળાયા કરે છે. એઓને પગલે ચાલીને ઘણાક ધનવાન્, સારી ઇચ્છાવાળા અને સત્કર્મો કરવાની ઇચ્છાવાળા યુવાનો પોતાની પાછળ કીર્તિ મૂકી જઇ શકે છે.

## મહારાજા રામવર્માના સંકલ્પો.

પુણ્યભૂમિ ભારતવર્ષની અંદર રાજર્ષિઓની કથા કોણ નથી જાણતું? જ્ઞાનને માટે અને ધર્મને માટે તેઓએ શું નથી કર્યું? જ્ઞાનને માટે, સત્યને માટે, ધર્મને માટે અને પ્રજાના હિતને માટે તેઓએ કેટલી કઠણ સાધનાઓ કરી છે? ચારે તરફ માયાની મોહિની મૂર્તિ, સુખનું ઉજ્વલ ચિત્ર અને ભોગસુખની કામના વગેરેને તુચ્છ ગણીને તેઓએ પોતાના સંકલ્પની દૃઢતા બતાવી આપી છે; અને તેઓ નિશ્ચલ પગલે ચાલીને પોતાના લક્ષ્ય તરફ આગળ વધેલા છે. રાજર્ષિ વિશ્વામિત્ર અને રાજર્ષિ જનકની વાત કોને અજાણી છે? રાજર્ષિ વિશ્વામિત્રની ત્રણે લોકને ત્રાસ ઉપજાવે એવી તપશ્ચર્યાની વાત સાંભળીને હમણાં પણ શરીરનાં રુવાંડાં ઉભાં થાય છે, અને ભય તથા ભક્તિથી ચિત્ત સ્તબ્ધ થઈ જાય છે. આપણા દેશમાં આવા પ્રકારની પુરાણની કથાઓ ઘણી છે. આ જગાએ વિસ્તારના

ભયથી તે કથાઓને અમે લંબાણથી વર્ણવી શકતા નથી. ગમે તેમ હોય, તોપણ સુભાગ્યની વાત એ છે કે, હાલના જમાનામાં પણ તેવા નમુનેદાર રાજાઓનાં ચરિત્રોનો અભાવ નથી. **ત્રાવણકોરના મહારાજા રામવર્માનું** ચરિત્ર એમાંનું જ એક છે. **મહારાજા રામવર્માનું** આરોગ્ય બાળપણથી જ સારું નહોતું. પરંતુ તેથી શું! તેઓની ઇચ્છાશક્તિ અનિવાર્ય હતી. તેઓ રોગી અને દુર્બળ હતા, તોપણ તેઓની વિદ્યાભ્યાસમાં પ્રીતિ, શાસ્ત્રીય જ્ઞાન વધારવાની ઇચ્છા અને પ્રજાનું હિત કરવાનું કામ એ કદીપણ કમી થયાં નહતાં. એટલું જ નહિ પણ આ સઘળાં તેઓની ઉમ્મર વધવાની સાથે વધતાં ગયાં હતાં. નાના પ્રકારની વિદ્યામાં સારું જ્ઞાન મેળવીને પોતાના રાજ્યનું સારું પાલન કરવું, એવી તેઓની ખાસ ઇચ્છા હતી: અને એટલા જ માટે બાલ્યાવસ્થાથી તેઓએ એ સંકલ્પની સિદ્ધિને માટે કઠોર સાધનાઓ કરી હતી.

## સર માધવરાવ અને સર સાલારજંગના સંકલ્પો.

રાજતન્ત્રમાં હુશીયાર એવા **સર માધવરાવ** અને **સર સાલારજંગ**, એઓનાં જીવન ચરિત્રો વાંચતાં પોતાની ચડતી ઇચ્છનારા યુવાનો અનેક બાબતો શીખી શકશે. ઉપયુક્ત વિદ્યા, બુદ્ધિ અને ખંત હોય અને તેવું જ ઉપયોગી ક્ષેત્ર મળે તો હમણાં પણ ભરતખંડના યુવાનો રાજનીતિકુશળ થઇ શકે છે. રાજ્યભક્ત થઇને કેવી રીતે રાજ્યસેવા કરવી જોઇએ, તે ઉપર કહેલા બન્ને મહાપુરુષોના જીવનચરિત્રમાંથી સારી રીતે જાણી શકાય છે. રાજાની સારી નામના માટે, રાજ્યના કલ્યાણને માટે અને પ્રજાના હિતને માટે તેઓએ જે કરેલું છે તેનાં ચિહ્નો **ત્રાવણકોર, વડોદરા** અને **હૈદરાબાદ**નાં રાજ્યોમાં હજી પણ કાયમ રહેલાં છે. આ ત્રણ ખંડણી આપનારાં રાજ્યો કેવી હાલતમાં તેઓના હાથમાં આવ્યાં હતાં, અને છેવટમાં કેવી હાલતાં તે રાજ્યોને તેઓએ છોડ્યાં હતાં, તે વાંચતાં તેમાંથી તેઓના સંકલ્પની દૃઢતાનો અનેક રીતે આભાસ થાય છે. જે કેળવાયલા યુવાનો રાજ્યભક્ત થઇ, રાજસેવા કરીને રાજનીતિ ક્ષેત્રમાં ઉન્નતિ મેળવવા ઇચ્છતા હોય, અને દેશનું કલ્યાણ કરવા ચહાતા હોય, તેઓએ **સર માધવરાવ** તથા **સર સાલારજંગ**નું જીવનચરિત્ર એકાગ્ર ચિત્તે મનન કરવું. તેઓની કીર્તની વાત આગળ ઉપર વિસ્તારથી કહેવામાં આવશે.

## ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર અને સર સૈયદ આહમદના સંકલ્પો.

જનસમૂહને ઉંચી કેળવણી મળવાને માટે જે સ્વદેશી મહાત્માઓએ ધન અને પ્રાણથી મહેનત કરેલી છે, તેઓની અંદર બંગદેશમાં ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરનું અને વાયવ્ય પ્રાન્તમાં સર સૈયદ આહમદનું નામ લાંબો વખત સુધી લોકો સંભારશે. ઇશ્વરચંદ્રને સગુણ ઇશ્વરની પેઠે જુદી જુદી પંક્તિના લોકો જુદી જુદી રીતે આદર્શરૂપે જુવે છે. તેઓ એક સાથે વિદ્યાના સાગર, દયાના સાગર, સમાજસુધારક અને સારી કેલવણીનો ફેલાવો કરનાર હતા; પરંતુ આ નાના પુસ્તકમાં તેઓનો મહિમા સારી અને સંપૂર્ણ રીતે અમે વર્ણવી શકતા નથી; કારણ કે મહાસાગરનું પ્રતિબિંબ ઝાકળના બિન્દુમાં કેવી રીતે પ્રકાશી શકે! તોપણ તેઓના જીવનની પુણ્યકથા ન કહીએ તો અસંપૂર્ણતાનો દોષ આવે, એટલા માટે તેઓના જીવનની સાધનાનો વિષય જે વિદ્યા તે તેઓએ કેવી રીતે મેળવી હતી, અને કેવી રીતે તેને બંગાળામાં ફેલાવી હતી, તેના સંકલ્પનો ઉલ્લેખ માત્ર અહીંઆં કરવામાં આવ્યો છે. ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે બંગાળામાં વિદ્યાનો પ્રચાર કરવાને માટે જેવીરીતે પોતાનો દૃઢ સંકલ્પ બતાવેલો છે, તેવી જ રીતે વાયવ્ય પ્રાન્તનાં મુસલમાનોને ઉંચી કેળવણી આપવાને માટે સર સૈયદ એહમદે પણ તેવો જ દૃઢ સંકલ્પ દેખાડેલો છે. સર સૈયદ એહમદે સ્વધર્મીઓની ઉન્નતિ માટે પોતાની જીંદગી સુધી પરિશ્રમ કરેલો છે. તેઓના ચરિત્રમાં પોતાના જાતભાઇઓનું કલ્યાણ ઇચ્છવું, એ કેવી મોટી બાબત છે, તે સારી રીતે જાણી શકાય છે. વિશેષમાં તેઓએ કરેલી નોકરી પણ હાલના યુવાનોને શિક્ષારૂપ થઇ પડે છે. તેઓએ પોતાના સંબંધીઓની ઇચ્છા વિરૂદ્ધ અંગ્રેજોના હાથ નીચે ફોજદારી કોર્ટમાં શિરસ્તેદારનું કામ કીધું હતું. એ વખતે તેમની ઉમ્મર વીશ વર્ષની હતી. તેઓ છેવટમાં સદરઆલાનું કામ કરીને રાજ્યકાર્યમાંથી છૂટા થયા હતા.

## તારાનાથ તર્કવાચસ્પતિના સંકલ્પો.

હમણાં સાધારણ લોકોમાં એક એવી ધારણા છે કે, આ દેશના લોકો જો પાશ્ચાત્ય કેળવણીમાં સુપ્રવીણ ન થાય તો જીવનમાં મોટાઇ મેળવી શકે નહિ.

હવિષ્યાન્ન ખાનારા, ધોતીયું અને પછેડી ઓઢનારા, અને તપખીર સુંઘનારા પંડિતોની વિદ્વત્તાની વાત અમે દિવસે દિવસે ભૂલતા જઇએ છીએ. આદર્શરૂપી બ્રાહ્મણ પંડિતોનું આડંબરવગરનું જીવન હમણાં વધારે જોવામાં આવતું નથી. તેઓનો સાદો ખોરાક અને કપડામાં સંતોષ, તેઓના ચિત્તની પ્રસન્નતા, તેઓનું શારીરિક આરોગ્ય અને તેઓના વિચારની ઉચ્ચતા હમણાં ધીરે ધીરે વાત માત્રનો વિષય થતાં જાય છે. દુર્ભાગ્યને લીધે આપણે એવા પ્રકારના આદર્શ પુરુષોને ખોવા લાગ્યા છીએ, અને માલમ પડે છે કે, એ જ કારણને લીધે આપણાં પ્રબળ મોજશોખ, ઇચ્છા, હંમેશની તંગ હાલત અને નિરંતરનો અસંતોષ, એઓએ દિન પ્રતિદિન વૃદ્ધિ પામીને આપણા શરીર તથા મનને સુસ્ત કરી નાંખ્યાં છે. ગમે તેમ હો! પરંતુ આપણાં સુભાગ્યની વાત છે કે, હાલના જમાનામાં પણ આપણે એક બે આદર્શરૂપ બ્રાહ્મણ પંડિતોને જોઇએ છીએ. તેઓમાં બૃહસ્પતિ સમાન તારાનાથ તર્કવાચસ્પતિ મહાશયનું નામ વિશેષ વર્ણવવા લાયક છે. ભણવું અને ભણાવવું એ બ્રાહ્મણ પંડિતોના જીવનનું મુખ્ય કર્તવ્ય છે. એ સંબંધમાં તારાનાથનું જીવન આદર્શરૂપ છે. હાલના જમાનામાં સ્વાર્થીપણું ઘણું વધારે જોવામાં આવે છે, લોકો વગરપૈસે કંઇપણ કામ કરવાને તૈયાર થતા નથી. હાલ વિદ્યા એક મોટી વેપારની ચીજ થઇ પડી છે, અને તેને લીધે વિદ્યાદાનની વાત હમણાં વધારે સાંભળવામાં આવતી નથી. હાલમાં ઘણું કરીને દરેક શહેરમાં નિશાળો ઘણી જોવામાં આવે છે. એમાંની ઘણી નિશાળોને વિદ્યાની દુકાન કહી શકાય! વિદ્યાદાન આપવું અથવા સારી કેળવણી ફેલાવવી, એ તેઓનો ઉદ્દેશ નથી, પણ પૈસા પેદા કરવા એ જ તેમનો ઉદ્દેશ છે. વીશ પચીશ વર્ષ પહેલાં પણ જોવામાં આવ્યું છે કે, કોઇ ગામની અંદર બે ચાર ઉંચા પ્રકારના વિદ્યાર્થી હોય તો ઘણાક નીચી પંક્તિના વિદ્યાર્થીઓ તેઓની પાસેથી પોતાનો પાઠ સમજી લેતા, પરંતુ હમણાં તે ચાલ્યું ગયું છે; એટલું જ નહિ પણ સાધારણ ગામડાંઓમાં પણ "ખાનગી શિક્ષક" એ નામના એક પ્રકારના વિદ્યાના વેપારીઓ જોવામાં આવે છે. અમારા દેશના દુર્ભાગ્યને લીધે વિદ્યાદાનની વાત બહુ જ ઓછી થતી જાય છે. તારાનાથ એ બાબતમાં એક અસાધારણ પુરુષ હતા એમ કહી શકાય. એક વખત જૈનોના પ્રધાન આચાર્ય

વિજયગચ્છ કલકત્તામાં આવ્યા; તે વખતે તેના મુખ્ય શિષ્યને સંસ્કૃત ભણાવવાના બંદોબસ્તને માટે તારાનાથને મળ્યા; અને તેને ભણાવવાને માટે ત્રણસો રૂપીયાનો માસિક પગાર આપવાની ઇચ્છા દર્શાવી. એના જવાબમાં તારાનાથ જે બોલ્યા હતા તે અહીંઆ ખાસ લખવાની જરૂર છે, કારણ કે તેથી તેમના જીવનનો ઉદ્દેશ આપણે સારી રીતે સમજી શકશું. તેઓએ વિજયગચ્છને કહ્યું, "વિદ્યાદાન કરવું એ મારા જીવનનો સંકલ્પ છે. વિદ્યાને વેચવી એ મહાપાપીનું કામ છે. બીજા પણ તમારા જૈનો મારી પાસે જો ભણવા આવશે તો હું તેમને આનંદથી વિદ્યા શીખવીશ." વિદ્યાદાન જે તેઓના જીવનનો મુખ્ય સંકલ્પ હતો, તે તેઓએ પોતાની જીંદગીના છેવટના ભાગમાં કહ્યું હતું. આપણે તેઓના સંકલ્પની વાત જાણી; આગળ જતાં તેઓની સાધના અને સિદ્ધિની વાત કહીશું.

## સર મધુસ્વામી આર્ય અને શ્યામાચરણ સરકારના સંકલ્પો.

ફતેહમંદ નીવડેલા પુરુષોની જીંદગીનો પ્રથમ ભાગ તપાસતાં આપણે તેઓના સંકલ્પની દૃઢતાનું પ્રમાણ સારીરીતે જોયું. મદ્રાસ હાઇકોર્ટના નામાંકિત જડ્જ સર મધુસ્વામી આયર કે. સી. એસ. આઇ. અને કલકત્તાની હાઇકોર્ટના મુખ્ય દુભાષિઆ (ઇન્ટર્પ્રેટર), ઘણી ભાષા તથા વ્યવહારશાસ્ત્ર જાણનાર શ્યામાચરણ સરકારનું જીવનચરિત્ર તપાસતાં માલમ પડે છે કે, તેઓએ વિદ્યાભ્યાસ કરીને પોતાની સ્થિતિ સુધારવાને માટે કેવા પ્રકારના દૃઢ સંકલ્પો કર્યા હતા? એ બેઉ જણાએ જીંદગીની પહેલી અવસ્થા ઘણી ગરીબાઇમાં પસાર કરી હતી. બેઉ જણા બાલ્યાવસ્થામાં પિતાવગરના થયા હતા. એક જણ માતૃભાષાનું સાધારણ જ્ઞાન મેળવીને બાર વરસની ઉમ્મરે મહિને એક રુપીયાને પગારે ચાકરી રહ્યો, અને બીજો ગરીબાઈનાં તેર વરસ સુધી અક્ષરનું પણ જ્ઞાન મેળવી શકયો નહતો. ત્યાર બાદ આમાંનો એક જણ છેવટે મદ્રાસની હાઇકોર્ટનો જડ્જ થયો, અને બીજાએ બંગાળાની હાઇકોર્ટના મુખ્ય દુભાષિઆની પદવી મેળવી. ભયંકર દુર્દશા વેઠીને એ પ્રકારે મોટાઇ મેળવવી એ ઘણું મુસ્કેલ કામ છે. ઇચ્છાશક્તિ અત્યંત પ્રબળ ન હોય તો, આવી અસાધારણ રીતે અવસ્થાનું બદલાઇ જવું સંભવે નહિ. મધુસ્વામી અને શ્યામાચરણની ઇચ્છાશક્તિ ઘણી પ્રબળ હતી, તેને જ લીધે તેઓના સંકલ્પની સામે દરિદ્રતા વિઘ્ન નાંખી શકી

નહિ. અને તેમની મોટી ઉમ્મર પણ તેમના અભ્યાસને આડે આવી શકી નહિ. એમાંના એક જણે હિસાબી કારકુનની નોકરી લઇ, વખત મળતાં પાસેની નિશાળમાં જઇ, અંગ્રેજી મૂળાક્ષરોનો અભ્યાસ કર્યો, અને બીજો એકવીશ વર્ષની ઉમરે અંગ્રેજી ભણવાના વિચારથી હિન્દુકૉલેજમાં દાખલ થવા માટે ગયો, પણ વિદ્યાર્થીઓની સંખ્યા વધી જવાથી તેને ના પાડવામાં આવી. જેઓ દુર્બળ ચિત્તવાળા તથા મહેનત કરવામાં કાયર હોય છે તેઓ સઘળા સંકલ્પોને છોડીને નિરાશ થઇ પડે છે, પરંતુ ધીરજવાળા પુરુષોનાં ચરિત્રો તો તેમનાથી જૂદા જ પ્રકારનાં હોય છે; એ **મધુ**સ્વામી તથા **શ્યામા**ચરણે પોતપોતાના જીવનચરિત્રોમાં સારીરીતે સિદ્ધ કરી આપ્યું છે. આ સઘળાં મનોહર ચરિત્રો વિષે જેમ જેમ તપાસ કરતા જઇએ છીએ તેમ તેમ જણાય છે કે, કર્મના મૂળમાં સંકલ્પની દૃઢતાની આવશ્યકતા છે. અચલ હિમાલય કદી ચલાયમાન થાય, અથવા **ચંદ્રસૂર્ય** પોતપોતાની ગતિમાં ફેરફાર કરે, તોપણ જીવનનો ઉદ્દેશ જવો ન જોઇએ; એ પ્રકારનો દૃઢ સંકલ્પ કરીને જેઓ કર્મમાં પ્રવૃત્ત થાય તેઓજ જગતમાં ફતેહમંદ નીવડે છે; નાહિતો હવાઇ કીલ્લાઓ બાંધવાથી પગલે પગલે નિરાશ થવું પડે છે. પવનની ગતિની માફક જેના વિચારો ફર્યા કરે, નાનાં નાનાં વિઘ્નોથી પણ જેઓ મુંઝાઇ જાય, ઐશ્વર્યમાં જેઓ ફૂલાઇને પોતાનું ભાન ભૂલી જાય, અને દરિદ્રતામાં જેઓ સુસ્ત થઇ જાય, તેઓથી જગતમાં કદી કંઇ કામ થયું છે? અલ્પબુદ્ધિવાળો, અલ્પધનવાળો અને દુર્બળ દેહવાળો માણસ સારો, પરંતુ દુર્બળ ચિત્તવાળો માણસ કદી પણ સારો કહેવાય નહિ! ભગવાનની કૃપામાં નિરંતર આસ્થા રાખી, આશાપૂર્ણ હૃદયથી દૃઢ સંકલ્પ કરીને જેઓ કર્મમાં પ્રવૃત્ત થાય છે, તેઓ જ પુરુષ નામને લાયક છે! **મધુ**સ્વામી અને **શ્યામા**ચરણમાં આવા જ પ્રકારનું પુરુપાતન હતું, અને તેટલા જ માટે કર્મક્ષેત્રમાં તેઓ આપણા જુવાનોને આદર્શરૂપ થઇ પડયા છે.

## અક્ષયકુમાર દત્તના સંકલ્પો.

જાતિની ઉન્નતિ સાથે તે જાતિનાં સાહિત્યની પણ ઉન્નતિ થાય છે. ૧૯૦૦મી સદીની શરુઆતમાં **બંગાલી** ભાષા જેવી હતી તેના કરતાં હાલના

સમયમાં તે ભાષા વધારે ઉન્નતિને પામી છે. **બંગાલી** ગદ્યો અને પદ્યોની હમણાં કોઇ પણ ભાષાના ગદ્યપદ્યો સાથે સરખામણી કરી શકાય છે. સરખામણીમાં તેઓ જરા પણ ઉતરતાં જણાતાં નથી. જે મહાત્માઓની સાધનાથી **બંગાલી** ભાષાની શોભા વધી છે, તેઓમાંથી **રાજા રામમોહનરાય** અને ઇશ્વરચંદ્ર **વિદ્યાસાગર** પછી બે દત્તોનાં નામો ખાસ કરીને લખવા જેવાં છે. ગદ્યમાં **અક્ષયકુમારદત્તે** અને પદ્યમાં **માઇકલ મધુસૂદનદત્તે** **બંગાલી** ભાષામાં યુગાન્તર જેવો ફેરફાર કરી નાંખ્યો છે. પોતાની જાતના સાહિત્યની ઉન્નતિ માટે તેઓએ કેવા પ્રકારના દૃઢ સંકલ્પની સાથે સાધના કરેલી છે, તે અમારા દેશના જુવાનોને જાણવા જેવું છે. જે જુવાનો પોતાની જાતિના સાહિત્યની ઉન્નતિની ઇચ્છા ધરાવતા હોય, તેઓએ આ બન્ને સાહિત્ય સાધકોનું જીવનચરિત્ર ધ્યાન દઇને વાંચવું જોઇએ.

જો કોઇ પણ યુવાન ધન સંબંધી અને શરીર સંબંધી કલેશને પોતાના સંકલ્પની અંદર વિઘ્ન સમજતો હોય, અને તેથી નિરાશ થયેલો હોય, તો તેણે **અક્ષયકુમારની** સાધનાની વાત સાંભળવી. **અક્ષયકુમાર** ગરીબ માબાપનો છોકરો હતો. પૈસા ન હોવાને લીધે વિદ્યાલયની અંદર જેવું જોઇએ તેવું જ્ઞાન મેળવી શકયો ન હતો. ગરીબાઇને લીધે નાની વયમાં તેને વિદ્યાલય છોડીને આજીવિકા માટે નોકરી કરવી પડી હતી. રફતે રફતે તેને ઓગણીશ વર્ષની ઉમ્મરે **તત્વબોધિની પાઠશાળામાં** આઠ રૂપીયાને પગારે પંડિતનું કામ મળ્યું. નાનપણમાં કંઇક **ફારસી** અને **ઓરીયેન્ટલ** સેમીનરીમાં કંઇક **અંગ્રેજી** ભણ્યો હતો. સિંહનું બચ્ચું જો જરા પણ લોહીનો સ્વાદ લેવા પામ્યું હોય, તો તે છોડવા ચહાતું નથી; અને તે મેળવવા માટે તે કોઇ પણ વિઘ્નને ગણકારતું નથી; **અક્ષયકુમાર** પણ તેવી જ રીતે તેને વિદ્યાનો સ્વાદ જો કે થોડો જ મળ્યો હતો, તોપણ તે છોડી શકયો નહિ. કુટુંબના પોષણ અને આજીવિકાને માટે થોડા પગારમાં શિક્ષકનું કામ કરી તેણે પ્રબળ યત્ન અને મક્કમપણાના ગુણને લીધે ધીરે ધીરે સમાજમાં પ્રતિષ્ઠા મેળવી હતી. તેણે દેહપાત કરીને જ્ઞાનની સેવા કીધી હતી. **બંગાલી** ભાષાની શોભા વધારવા માટે તેણે કઠોર સાધના કરી છે. નાનપણની પ્રબળ ઇચ્છા તેણે પોતાની જીંદગીમાં પૂર્ણ કરી છે. **બંગાલી** સાહિત્યમાં તેનાં ઘણાં પ્રમાણો મોજુદ છે.

## માઇકલ મધુસૂદન દત્તના સંકલ્પો.

કવિ કાલિદાસ **સરસ્વતીનાં** વરદાન પામેલા પુત્ર હતા એવી લોકવાણી છે. તેઓ એક વખત અત્યંત મૂર્ખ હતા; તેમને ઉષ્ટ્ર શબ્દ ચોખ્ખો બોલતાં આવડતો ન હતો. તેમના જીવનનો એક એવો દિવસ પણ હતો; અને તેણે રઘુવંશ, કુમારસંભવ તથા મેઘદૂત વગેરે ગ્રન્થો રચ્યા તે પણ એક સમય હતો. મૂર્ખતા અને પંડિતાઇ એ બન્નેની અવધિ કાલિદાસના જીવનમાં જોવામાં આવે છે, અને જણાય છે કે, તેટલા જ માટે લોકો તેને **સરસ્વતીનો** વરદાન પામેલો પુત્ર કહે છેઃ–અર્થાત્ તેમણે દૃઢ સંકલ્પથી કઠોર સાધનાવડે **વાગ્**દેવીને પ્રસન્ન કરીને તેમનું વરદાન મેળવ્યું હતું. એ જ પ્રમાણે **મ**ધુસૂદનદત્ત પણ **સરસ્વતીના** વરદાન પામેલા પુત્ર હતા. તેઓ એક વખત **બં**ગાલી ભાષામાં એટલા અજ્ઞાન હતા કે, પૃથિવી અને પ્રથિવી એ બેમાં કયો શબ્દ શુદ્ધ કહેવાય તે સમજી શકતા નહતા; અને જ્યારે **જોઇએ** છીએ કે એ જ **મ**ધુસૂદને **બં**ગાલી પદ્યોમાં મોટો ફેરફાર કર્યો છે, ત્યારે વિસ્મય પામીને તેઓના અસાધારણ સંકલ્પ અને સાધનાની વાત ધ્યાનમાં આવે છે. એક વખત **બં**ગાલી ભાષા ઉપર તેમને અત્યંત તિરસ્કાર હતો. એવા વિલક્ષણ તિરસ્કારને દૂર કરીને **કા**શીરામદાસનું **મ**હાભારત અને કૃત્તિવાસનું **રા**માયણ વાંચવામાં પ્રવૃત્ત થવું, અને પંડિત રાખીને તેની પાસે વિદ્યાર્થીની પેઠે **સં**સ્કૃત ભાષાનું અધ્યયન કરવું, એ તેમના મનનું વિશેષ બળ બતાવી આપે છે. આ જગાએ **બં**ગાલી ભાષાની ઉન્નતિ કરવાને માટે તેમના હૃદયની અંદર છૂપાયલી સંકલ્પની દૃઢતાનો અનુભવ કરીએ છીએ. આગળ જતાં તે સંકલ્પની સાધના તેઓએ કેવી રીતે કરી હતી તે પણ જોઇશું. જો **મ**ધુસૂદનદત્ત વચલા જમાનામાં જન્મ્યા હત, અને **માઇકલ** નહિ થયા હત, તો તેમના આ અનાયાસથી પ્રાપ્ત થયેલા વિદ્યાભ્યાસને લોકો દૈવાધીન કહેત, અને **સ**રસ્વતી દેવીએ સાક્ષાત્ પ્રગટ થઇને તેમને વરદાન આપ્યું એવી દંતકથામાં લોકો વિશ્વાસ કરત. **મ**ધુસૂદને કેવા પ્રકારની વિલક્ષણ અવસ્થામાં પડીને પણ **બં**ગાલી ભાષાની ઉન્નતિ કરવાનો સંકલ્પ છોડયો નહતો, તેનો કંઇક આભાસ અહીં આપણને મળ્યો છે.

## રામદુલાલ સરકાર અને સર જમશેદજી જીજીભાઇના સંકલ્પો.

આ વિશાળ કર્મક્ષેત્રમાં સઘળી પંક્તિના લોકો પોતપોતાના આદર્શરૂપ પુરુષને મેળવી શકે છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર વર્ગમાંના કોઈ એકને પણ મેળવવાને માટે જેઓ સાધના કરે છે, તેઓ પોતાની પહેલાંના કોઇક સાધકને આદર્શરૂપે નજર આગળ રાખે છે. હમણા સુધી જુદી જુદી જાતના સાધકોની વાત કહી, હવે લક્ષ્મીની ઉપાસના કરનારાઓની વાત કહીએ છીએ. તેઓ "वाणिज्ये वसति लक्ष्मीः"–એટલે વ્યાપારમાં લક્ષ્મી રહેલી છે–એ મન્ત્રના ઉપાસકો છે. વેપારીમાં શ્રેષ્ઠ એવા **રામદુલાલ સરકાર** અને **સર જમશેદજી જીજીભાઇ** એઓ આ પંક્તિનાજ ઉપાસકો છે.

**રામદુલાલ** અને **જમશેદજી** બન્ને આબરૂદાર કુળમાં જન્મ્યા હતા. પરંતુ બન્નેની બાળક અવસ્થા દુઃખ અને ગરીબાઇમાં પસાર થઇ હતી. રામદુલાલે નાની ઉમ્મરમાં માબાપ વગરના થઇને નાના અને નાનીની ભિક્ષા ઉપર પોષણ મેળવ્યું હતું. જમશેદજીનાં પણ માબાપ નાની ઉમ્મરમાં જ ગુજરી ગયાં હતાં, અને તેણે સાસરાની કમાણી ઉપર કેટલાક દિવસ પોતાનો નિભાવ કર્યો હતો. **રામદુલાલે** સારી રીતે કેળવણી લીધી ન હતી, અને તેને કેળવણી મેળવવા માટે કશો સંભવ પણ નહતો. કાગળના બદલામાં તેને કેળના પાનમાં લખવું પડતું હતું. **જમશેદજીની** લખવા વાંચવાની કેળવણી તેના જીવનચરિત્રમાં એક લખવા યોગ્ય બાબત તરીકે ગણી શકાય તેવી નહતી. તોપણ તેઓ ગુજરાતી ભાષા લખી વાંચી શકતા હતા અને સ્હેજસાજ **અંગ્રેજી** પણ જાણતા હતા. **બંગાલી રામદુલાલ** શરૂવાતમાં પાંચ રુપિયાને પગારે નોકરી રહ્યો હતો અને **પારસી જમશેદજી** થોડાક દિવસ દુકાન ઉપર વગર પગારે શીખવાને માટે રહ્યો હતો. પરંતુ બન્નેનું બાળપણથીજ વેપાર તરફ વધારે લક્ષ હતું. એમાંનો એક જણ પોતાની સાધારણ આવકમાંથી મહા મુસ્કેલીએ ૧૦૦ રુપિયા એકઠા કરી કાઠના વેપારમાં પડ્યો, અને બીજો પોતાની સઘળી મુડી જે માત્ર ૧૨૦ રૂપિયા જેટલી હતી તે લઇને પરદેશમાં વેપારને માટે ગયો. ઉપર ટપકે જોતાં આ બે બનાવો સાધારણ જેવા જણાય છે, પરંતુ જ્યારે એ બન્ને **પ્રસિદ્ધ**

વેપારીઓની પાછળની જીંદગીની વાત વાંચીએ છીએ, ત્યારે એ બે સામાન્ય બાબતોમાં તેઓના સંકલ્પના અવિનાશી અંકુરો જોઇએ છીએ. અસાધારણ ખંતની સાથે તે સંકલ્પની કઠોર સાધના કરીને તેઓ સિદ્ધિ મેળવી ગયા છે. કંગાળ ભારતવર્ષમાં આજ આ બે સિદ્ધ પુરુષોની પુણ્યકથા જાહેર રીતે જણાવવાની જરૂર છે. દાસપણામાં ડુબેલા દેશમાં કેવા ઉપાયોથી સ્વતંત્ર રીતે આજીવિકા મેળવી શકાય, તે શીખવા માટે આ બે ફતેહમંદ પુરુષોનું જીવન-ચરિત્ર વાંચવાની આવશ્યકતા છે.

ક્રમે ક્રમે અમોએ કેટલાએક પ્રાતઃકાળમાં સ્મરણ કરવા યોગ્ય મહા-પુરુષોના જીવનના સંકલ્પની વાત સંક્ષેપમાં કહી. સંકલ્પ સંબંધી બાબત ટુંકામાં જ કહેવી જોઇએ. આ વિશાળ અને વિસ્તારને પામેલું વડનું ઝાડ, જેનો વિસ્તાર જોઇને હમણાં અમે વિસ્મય પામીએ છીએ, તે થોડા વખત પહેલાં એક નાના બીજરૂપે પ્રકૃતિમાં સંકલ્પના રૂપમાં છુપાયલું હતું. જગતમાં મહાપુરુષોની જે મોટી કીર્તિ આપણે જોઇએ છીએ, તે પણ એક દિવસે તે મહાપુરુષોના હૃદયની અંદર સંકલ્પરૂપે થોડી જગ્યામાં છુપાયલી હતી. સાધના વખતે સંકલ્પ ખીલી નીકળે છે, અને સિદ્ધિમાં તે સ્થિતિએ પહોંચે છે. સંકલ્પના સંબંધમાં ઘણું કરીને સઘળી બાબત સંક્ષેપમાં કહેવામાં આવી છે. હવે અહીં સંકલ્પના સંબંધમાં છેલ્લી બાબત એ કહેવાની છે કે, તે સંકલ્પને ગુપ્ત રાખવાની જરૂર છે. મનુષ્યનાં ચરિત્રો જાણનાર ચાણક્ય પંડિતે કહેલું છે કે;—" मनसा चिन्तितं कर्म वचसा न प्रकाशयेत्' એટલે " મનમાં ધારેલા કામને મ્હોડેથી કહી બતાવવું નહિ," એટલું જ નહિ, પરંતુ સંકલ્પને " प्रकाशात् सिद्धिहानिः स्यात् तस्माद्यत्नेन गोपयेत् " પ્રસિદ્ધ કરવાથી સિદ્ધિમાં હાનિ પહોંચે છે, માટે કાળજી રાખીને તેને ગુપ્ત રાખવો."

# પ્રકરણ ૩ જું.



## સાધના.

સિદ્ધિને આપનાર ભગવાનનું સ્મરણ કરી, તથા તેમની કૃપા માગી, સાધનામાં પ્રવૃત્ત થવું જોઇએ. મેળવવાની વસ્તુને ધ્રુવ તારાની પેઠે હમ્મેશાં સન્મુખ રાખીને જવાને માર્ગે કાર્ય કરવામાં પ્રવૃત્ત થવું જોઇએ; નહિતર જો તે લક્ષ્યમાંથી ભ્રષ્ટ થાય અને અવળે માર્ગે જાય, તો સંકટમાં આવી પડવાનો સંભવ છે.

કર્મક્ષેત્રમાં ઉદ્યોગ એ મુખ્ય સહાય કરનારો અને ટેકારૂપ હોવા છતાં પણ દૈવનો અનુગ્રહ ઉપેક્ષા કરવા લાયક નથી. સાધનામાં ઉદ્યોગ અને પ્રારબ્ધ બન્ને સાથે મળવાથી અપૂર્વ શક્તિ આવે છે. એટલા જ માટે કાર્ય કરવા ચહાતા તમામ યુવાનોએ ઇશ્વિરભક્ત થવું જોઇએ. આત્મશક્તિમાં અને સંકલ્પમાં જેવી રીતે અચળ અને અડગ વિશ્વાસ વિના સાધનામાં પ્રવૃત્ત થવું, એ વિડંબના માત્ર છે, તેવી રીતે ભગવાનની મંગળ ઇચ્છામાં અને કૃપામાં દૃઢ વિશ્વાસ વિના કર્મક્ષેત્રમાં મનુષ્યે અગ્રેસર થવું અને પ્રયાસ કરવો, એ પણ એક વિડંબના માત્ર છે. તેને પગલે પગલે વિઘ્નો આવી પડે છે, આશાઓ ભાંગી પડે છે, અને છેવટે સાધના ફોકટ જાય છે. નાસ્તિકનું જીવન નિરાશ હોય છે. આ લોકમાં અને પરલોકમાં કોઇ પણ ઠેકાણે તેને આશા જ નથી. તેનું સુખદુઃખ પોતાના શરીર સાથે રહેલું હોવાથી તેના દેહની સાથે તેનું સર્વસ્વ નાશ પામે છે. સિદ્ધિને માટે સંદેહ લાવીને તે સાધના છોડી દે છે. એપરથી માલમ પડે છે કે, નાસ્તિક અને ભગવાનની કૃપામાં આસ્થા વગરના માણસની સાધના વિડંબના માત્ર છે.

બીજી તરફ આસ્તિક અને ભગવદ્ભક્ત માણસની તરફ પણ સાધના સ્હેલી નથી; તોપણ બન્નેમાં ફેર એ છે કે, એક જણ નિરાશ હૃદયથી પોતે જ ભલું કરનારો છે એવો વિશ્વાસ રાખીને કાર્ય કરે છે, અને બીજો માણસ આશાના અજવાળામાં ધારેલા કાર્યને સન્મુખ રાખી, અને આત્મશક્તિ

તથા ઉદ્યોગપર વિશ્વાસ રાખી, આરંભેલા કાર્યમાં ભગવાનની કૃપા માગી સિદ્ધિ અસિદ્ધિ તથા જય પરાજયની ચિન્તા કર્યા વગર કર્તવ્ય સમજીને કાર્ય કરે છે. એક જણ કર્મનાં ફળનો તથા કર્તાપણાનો પોતામાં આરોપ કરે છે, અને બીજો પોતે કરેલી સાધનાનું ફળ સિદ્ધિદાતા પરમેશ્વરને અર્પણ કરે છે. તે, કર્તવ્ય સમજીને સઘળાં કાર્યો કરે છે—કર્મમાં જ માત્ર તેને અધિકાર છે–કર્મનું ફળ ભગવાનના જ હાથમાં છે–એ જ તેનો વિશ્વાસ છે. ટુંકમાં જેઓ એ પ્રમાણે મનમાં પ્રતિજ્ઞાનું બલ, માથે ઇશ્વિરનો આશીર્વાદ, હૃદયમાં ભક્તિ અને બાહુમાં શક્તિથી નિર્લેપપણે કર્મ કરી શકે છે, તેઓને જ ધન્ય છે! કર્મક્ષેત્રમાં તેઓ જ આદર્શ પુરુષો છે.

સાધનામાં ઘણાં વિઘ્નો છે. ઐશ્વર્યનો ઉલ્લાસ અને ગરીબાઇનું આળસ બન્ને વિઘ્નરૂપ છે. સુખ અને ઐશ્વર્યમાં ભાન ભુલી જઇને કેવળ ભોગ, વિલાસ અને પાપી ઇચ્છાઓ વધવાથી સાધના તૂટી પડે છે, અને ગરીબાઇનાં સાધનોની ખોટને લીધે ભય, લોભ, ઇર્ષ્યા વગેરેની વૃદ્ધિ થઇને ચિત્તની સ્થિરતાનો નાશ થાય છે. એ સઘળું વશ રાખવાને માટે જીતેન્દ્રિયપણાનું શિક્ષણ મેળવવું જોઇએ. અમારા દેશમાં લોકો જીવનને વ્રતરૂપ સમજે છે, અને તેજ કારણને લીધે અમારાં સઘળાં કાર્યો ધર્મથી મિશ્રિત થયેલાં છે. ભોજનને વખતે જનાર્દનથી માંડીને સુતી વખતે પદ્મનાભ પર્યન્ત રાત્રિ–દિવસ સઘળાં કર્મોમાં ભગવાનનું કોઇને કોઇરૂપે સ્મરણ કરવાનો રિવાજ છે; અને બીજું પણ જોવામાં આવે છે કે, જેઓ નિત્ય નૈમિત્તિક વગેરે વ્રતોનું અનુષ્ઠાન કરે છે, તેઓ પ્રથમથી હવિષ્યાન્ન અથવા મીઠા વગરનો આહાર કરીને જીતેન્દ્રિય રહે છે. એ જ કારણને લીધે સંયમની વાત કોઇની પણ પાસે નવી નથી. નિત્ય અને નૈમિત્તિક જેવાં ક્ષણવારનાં ક્ષુદ્ર વ્રતોને માટે જ્યારે આવા પ્રકારની વ્યવસ્થા છે, ત્યારે આલોક અને પરલોકની સાથે સંબંધ ધરાવતા આ જીવનરૂપી મહાવ્રતના ઉદ્યાપનને માટે કેટલા પ્રમાણમાં જીતેન્દ્રિયપણાની જરૂર છે, તે સહજમાં અનુમાન કરી શકાય તેમ છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, માત્સર્ય એ છ શત્રુઓમાંનો કોઇપણ પ્રબલ થતાં સાધનામાં વિઘ્ન આવી પડે છે, એટલા માટે સઘળાં કાર્યોમાં આ શત્રુઓને વશ રાખવા પ્રયાસ કરવો જોઇએ,

નહિતો કલ્યાણ થાય નહિ. પ્રવૃત્તિએ બતાવેલે માર્ગે ચાલવાથી હમ્મેશાં અવળે માર્ગે જવાની શંકા રહે છે, અને તેમાં ઘણું કરીને આફત આવી પડે છે. પ્રવૃત્તિને અનુસરીને કાર્ય કરવાથી મનુષ્ય પોતાનું પોતાપણું ગુમાવે છે તથા વિવેક અને કર્તવ્યબુદ્ધિ ક્ષીણ પડી જાય છે. જે માણસ કામ ક્રોધાદિક શત્રુઓને વશ હોય છે, તે ગુલામ કરતાં પણ હલકો છે. ગુલામને પોતાના શરીરપર સ્વાધીનતા હોતી નથી, પરન્તુ જે માણસ કામ, ક્રોધ વગેરેનો ગુલામ બનેલો છે તેને તો મન અથવા શરીર કોઇના ઉપર પણ સ્વાધીનતા હોતી નથી. જેનું મન નિરન્તર પાપને માર્ગે જનારું હોય, તેનું શરીર કેવી રીતે બીજે માર્ગે જઇ શકે? એ પ્રમાણે કામ, ક્રોધ વગેરે શત્રુઓને આધીન થયેલા માણસથી કોઇપણ પ્રકારનું સત્કાર્ય થવાનો સંભવ નથી. ત્યારે જીવનના કઠોર કર્તવ્યનું સાધન તેનાથી કેવી રીતે થઇ શકે? પોતાના જીવનને જો ઉન્નત કરવું હોય, અને જો જીવનને મોટું કરવું હોય, તો કામ, ક્રોધ વગેરે શત્રુઓને વશ કરવા જોઇએ. જ્યારે મનુષ્ય શત્રુઓને પોતાને તાબે કરી શકે છે, ત્યારે તેઓ નોકરની પેઠે તેની સાધનામાં મદદગાર થઇ પડે છે.

કામ વગેરે શત્રુઓને વશ રાખવાથી સદાચાર સંપાદન કરવામાં મદદ મળે છે. સદાચારી મનુષ્યને સર્વ જગાએ આવકાર મળે છે અને તેની સર્વત્ર પ્રશંસા થાય છે. તેના સદાચારીપણાને માટે અને ભલમનસાઇને માટે તે પોતે પોતાની અંદર એક અવ્યક્ત શક્તિનો અનુભવ કરે છે; તેવી જ રીતે બીજા સાધારણ લોકો પણ તેના સદાચારની શક્તિ જાણી શકે છે. લોકો તેના જવાના માર્ગમાં અડચણ આણવા હિમ્મત કરી શકતા નથી. ચરિત્રવાન્ માણસ દીપક બરોબર છે—સ્વયંપ્રકાશ છે. તે જ્યાં જાય છે ત્યાંથી દુર્જનો અંધકારની પેઠે તેનાથી દૂર નાસે છે. ચરિત્રનો—સદાચારનો એવો જ મહિમા છે. આ ઉપરથી જણાય છે કે, ઘણાં વિઘ્નોવાળાં સાધનક્ષેત્રમાં ઘણાં વિઘ્નો સદાચારના પ્રભાવથી દૂર થાય છે. એવે વખતે કયો બુદ્ધિમાન્ અને કાર્ય કરવા ઇચ્છનાર યુવાન આત્મસંયમ વગેરેથી સદાચાર સંપાદન કરવાને માટે આત્મસંયમ વગેરે દ્વારા પ્રયત્ન નહિ કરે? કોઇ પણ નિષ્કામ ધર્માચરણ માટે અથવા સકામ સાંસારિક કર્મ માટે સદાચારની આવશ્યકતા છે.

ઇન્દ્રિયોને નિયમમાં રાખવી અને સદાચારનું સંપાદન કરવું, એ જીંદગી પર્યન્તનું કાર્ય છે. મેં આત્મસંયમ કર્યો છે અને સદાચારનું સંપાદન કર્યું છે, હવે હું નિશ્ચિન્ત થયો છું, એ પ્રમાણે કોઇ પણ માણસ કદી પણ જીંદગીમાં કહી શકે નહી. શહેરને કબજે કરીને અને શત્રુના સૈન્યનો પરાજય કરીને કોઇક દિવસ નિશ્ચિન્ત થઇ શકાય છે, પરન્તુ મનુષ્યને કામ, ક્રોધ વગેરે છ શત્રુઓને વશ કરી નિશ્ચિન્ત થવું અસંભવિત છે; એટલા માટે બુદ્ધિમાન્ માણસો પોતાના શત્રુઓની અને ચરિત્રની બાબતમાં હમ્મેશાં ચેતતા રહે છે. અભ્યાસને લીધે કેટલેક દિવસે તે છ શત્રુઓ વશ થતાં ઘણાએક શાન્ત ભાવ ધારણ કરે છે. જ્યારે એવી રીતે આત્મસંયમ કરવાની ટેવ પડે અને સદાચાર પ્રાપ્ત થાય, ત્યારે અંદરની ચંચળતા ચાલી જાય છે, અને ખોટી વાસનાઓ ચિત્તમાં ચંચળતા ઉત્પન્ન કરતી નથી, ત્યારે જ નિશ્ચયાત્મક બુદ્ધિ થાય છે. આશા અને નિશ્ચય બુદ્ધિ એ સાધનાનાં પ્રાણ છે. જો તેઓ ન હોય તો સાધના થઈ શકે જ નહિ. દીવાની વાટ, વાયુ અને કમ્પ વગરની હોય તોપણ તેલ વગર બુઝાઇ જાય છે, એવી જ રીતે ચિત્ત વશ હોય તોપણ આશા અને નિશ્ચય બુદ્ધિ ન હોય તો સાધના સ્થિર થઇ શકતી નથી. એટલા માટે આશા અને નિશ્ચય બુદ્ધિની જરૂર છે.

આનંદરહિત થઇને સાધના કરવી બહુ મુસ્કેલ બાબત છે. આશા પૂર્ણ હૃદયથી આનંદમાં મગ્ન થઇ નિશ્ચયપૂર્વક સાધનામાં મચ્યા રહેવું જોઇએ. જો તેમ થાય તો જ ધીરે ધીરે સાધના પ્રીતિકર થઇ પડે છે. પહેલાં કહેવામાં આવ્યું છે કે, યુવાનોએ ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવો જોઇએ. ભક્ત જનો કહે છે કે, ભગવાન્ આનંદ સ્વરૂપ છે.

ભગવાનનાં મંગળમય કામોમાં આસ્થા રાખીને આનંદ રહિત રહેવું એ સારું દેખાય નહિ. જો તે પ્રમાણે કરવામાં આવે તો વાતમાં અને કામમાં યોગ્યતા રહે નહિ—એક બીજાથી વિરૂદ્ધતા પડે. આનંદ એ જ જગતનો સ્વભાવ છે અને દુઃખ તેનો વિકાર માત્ર છે, અથવા આનંદનો સારી રીતે અનુભવ કરવાને માટે જ દુઃખની સૃષ્ટિ છે; આનંદ જીંદગીને વધારનારો છે. દુઃખ જીવનનો ક્ષય કરનારું છે. એટલા માટે મનને હમ્મેશાં એવી રીતે રાખવું જોઇએ

કે, જેથી સઘળી હાલતમાં તે પ્રસન્ન રહે. દુસ્તર સમુદ્રની સપાટીપર અનેક બોયાં તરતાં નજરે પડે છે. તેઓને જોઇને નાવિકો તેઓના માર્ગનો નિર્ણય કરે છે. એ બોયાંઓ મોટા મોજાંઓની ઝપટથી અથવા તોફાની વાવાઝોડાથી ડુબી જતાં નથી. સઘળા સમયમાં સઘળી હરકતો અને વિઘ્નોને તુચ્છ ગણીને તેઓ તરતાં જ દેખાય છે; મોજાંઓની સાથે નાચતાં નાચતાં પોતાનું કાર્ય કરે છે. આપણું હૃદય પણ તેવી રીતે અવસ્થારૂપી–સમુદ્રપર તરતું દેખાય (સાવધાન રહે) એવો પ્રયાસ કરવો જોઇએ. હૃદય અને મનને એવી રીતે પ્રસન્ન રાખવામાં આશાની જરૂર છે. આશા વગર આનંદ સ્થાયી થઇ શકતો નથી. જૂદા જૂદા કાળમાં જે જે મહાત્માઓ જન્મ્યા છે, તેઓએ આશામાં ઇશ્વર તરફથી આશ્વાસનની વાણી સાંભળી અનેક પ્રકારની પ્રતિકૂળ અવસ્થામાં આવી પડયા છતાં, પ્રસન્ન ચિત્તથી પોતપોતાનું કર્તવ્ય કરી ગયા છે. એ સિવાય આપણે પણ આપણા રોજના કામની અંદર શું જોઇએ છીએ? આશા. આશાના પ્રકાશમાં જો ભવિષ્યના અંધકારને ભેદીને કંઇ પણ ન જોઇ શકતા હોઇએ, તો શામાટે આટલો ઉદ્યોગ અને આટલો પરિશ્રમ? આપણાં શ્રમમાં, કમાઇમાં તથા સંચયમાં આપણે આશા જ જોઇએ છીએ. આશા રાખીને જ લોકો જમીન ખેડે છે, બીજ વાવે છે અને તેને પાણી પાય છે. આશા ન હોય તો તે સઘળું જોઇ શકીએ નહિ. આશા એ કર્મનું જીવન સ્વરૂપ છે–કર્મ જેટલું આગળ ચાલે છે, આશા તેટલી જ વૃદ્ધિ પામે છે.

આશા નિશ્ચયને સ્થિર કરે છે. નિશ્ચય એ સાધનાનું પ્રધાન અંગ છે. ધીરજ અને નિશ્ચય ન હોય તો સઘળી સાધના વ્યર્થ જાય છે. નિશ્ચય અને સાધના એ બન્ને દીપક તથા ગરમીની પેઠે અવચ્છિન્ન રીતે જોડાયલાં છે. સાધન-ક્ષેત્રમાં સઘળા અંતરાયોને દૂર કરવા હોય તો નિશ્ચયની આવશ્યકતા છે. વારંવાર પ્રયત્ન નિષ્ફળ જાય અને વિઘ્નો આવે તો પણ સાધના કરવી જોઇએ; નહિતો, જો સાધારણ વિઘ્નોથી કાયર થવાય તો સઘળું ફોકટ જાય. કહેવામાં આવ્યું છે કે, ધર્મમય જગતમાં સાધનક્ષેત્રમાં કામદેવનો પ્રબળ પ્રતાપ છે. કામદેવ નાનાં પ્રકારનાં રૂપો ધારણ કરી સાધકની સામો ઉભો રહે છે. કોઇ વખત ભોગ અને સુખના નાના પ્રકારનાં મનોહર ચિત્રો સામે ધરીને સાધકને કહે છે "શા માટે આવા

સુંદર શરીરને અને તપાવેલા સોનાના જેવા વર્ણને કઠોર ધર્મસાધનાઓથી મલીન કરે છે અને ક્ષય પમાડે છે! સંસાર એ ચાર દિનની ચાંદની છે. તારા ગયા પછી શું રહેવાનું છે! કંઇ પણ નહિ. તો શા માટે આવું કરીને મરે છે. સંકલ્પ છોડી દે અને સાધના કર નહિ. મારા તરફ દૃષ્ટિપાત કર. જુઓ! તમારી સન્મુખ કેટલા લોકો મૃત્યુલોકમાં સ્વર્ગનું સુખ ભોગવે છે. જીવનને અને યૌવનને સાર્થક કરે છે–કેવી રીતે વિલાસની ચેષ્ટાઓમાં દિવસો ગુજારે છે. જુઓ! તરત ખીલેલા ગુલાબની શોભા ક્ષણવાર રહેનારી છે. જો તેનો ઉપભોગ જલદી નહિ કરો તો કાળના કઠોર નિયમ પ્રમાણે તે કરમાઇ જશે. એટલા માટે આ નાશવંત જીવન, ક્ષણસ્થાયી યૌવન અને આ ક્ષણભંગુર દેહને, તે ફુલની માફક જે કર્મના ફળની આપણને ખબર નથી તે મેળવવા સારુ શા માટે નિરર્થક જવા દો છો; એકવાર ગયા પછી ફરીથી તે આવશે કે નહિ તેની કોને ખાતરી છે. એટલા માટે જ્યાં સુધી તે છે ત્યાં સુધી ભોગ અને સુખમાં જીવન અને યૌવનને સાર્થક કરો." એવી રીતે અનેક પ્રકારના પ્રપંચોથી કામદેવ સાધકનું મન ચલાયમાન કરવાને પ્રયત્ન કરે છે. ઉપર લખેલાં ચિત્રો જોતાં કામદેવની લાલચમાં ઘણા લોકો સંકલ્પ છોડી, સાધનભૂમિથી દૂર ભાગે છે; અને ઘણાકો સુખના આ મોહરૂપી ચિત્રમાં મોહ પામતા નથી. કોઇ વખત તો સાધકોને બીજા ઉપાયોથી સાધનથી ભ્રષ્ટ કરવાને માટે કામદેવ વિશેષ પ્રયત્ન કરે છે. તેઓને બીક દેખાડે છે. સ્મશાનમાં શબની સાધનાની પ્રથમ અવસ્થામાં જેમ તાન્ત્રિક (મન્ત્ર સાધના કરનાર) નાના પ્રકારની ભયંકર પિશાચની મૂર્ત્તિઓને જુએ છે, તે પ્રમાણે સંસારના કર્મક્ષેત્રમાં કર્મશીલ કર્તવ્ય પરાયણ પુરુષ કર્તવ્યના સાધનમાં નાના પ્રકારની બીકોને જુએ તેમાં વળી આશ્ચર્ય શું છે? મનુષ્યના કર્મક્ષેત્રમાં પણ જાણે કામદેવ કલ્પનાને સાથે લઇને સાધકની સામે ઉભો રહે છે, અને કલ્પનાની મદદથી તેને, નાનાં પ્રકારનાં દુઃખનાં ચિત્રો દેખાડે છે. ગઇ ગુજરીને સંભારીને કષ્ટ ઉત્પન્ન કરે છે. દુઃખમાં પડેલા સ્નેહી સગાની પીડાનું ચિત્ર અથવા બીજા કોઇ પ્રકારનો વિયોગ, માનસિક દુઃખ અથવા કુટુંબ સંબંધી દુર્ઘટનાનું ચિત્ર દેખાડીને તેને બીવરાવવા અને નિરુત્સાહ કરવા પ્રયાસ કરે છે. આથી પણ જેઓ કર્મક્ષેત્રનો ત્યાગ કરતા નથી, તેઓની

સામે કામદેવ મિથ્યાયુક્તિઓની સહાયતાથી તેણે આરંભેલા કર્મની યોગ્યતા વગેરેના સંબંધને પ્રશ્ન ઉભો કરે છે. જ્યારે સાધના કરતાં કરતાં દેહ અને મન ક્ષણવારને માટે થાકી જાય છે, તે સમયે કામદેવ અવિશ્વાસને સાધકના મનની અંદર પ્રવેશ કરવાને કહે છે. યુક્તિ અને તર્કની જગાએ મિથ્યાયુક્તિ-ઓવડે કુતર્કોની સહાયતાથી તેના મનમાં ભગવાન્ ઉપર અનાસ્થા અને આશામાં નિરાશાનું શિક્ષણ આપવાને પ્રયત્ન કરે છે. આ સઘળાં સંકટોની વખતે નિશ્ચયની જરૂર છે. જો નિશ્ચય ન હોય તો શરીર તથા મન સુસ્ત થઇ પડે છે અને પોતાના કર્તવ્યની યોગ્યતાના સંબંધમાં સંદેહ ઉત્પન્ન થાય છે, સંકલ્પ શિથિલ થાય છે, અને સાધના વ્યર્થ થવાની શરુઆત થાય છે. આ સઘળી વિપત્તિઓથી આત્મરક્ષા કરવી જોઇએ. એ માટે ભગવાનની કૃપા ઉપર દૃઢ વિશ્વાસ રાખવો જોઇએ. તેની પાસે સામર્થ્ય માગી લેવું જોઇએ. હમ્મેશાં પ્રસન્ન રહેવું જોઇએ. અને સર્વોત્તમ નિશ્ચયની સાથે દેહપાત પણ સ્વીકારી લઇને સાધનામાં મચ્યા રહેવું જોઇએ. આ જ સાધનાની ઉત્તમ રીતિ છે—આ જ સિદ્ધિ મેળવવાનો સહેલો માર્ગ છે—આ સિવાય બીજો માર્ગ નથી—नान्यः पन्था विद्यतेऽयनाय.

## રાજા રામમોહનરાયની સાધના.

રાજા રામમોહનરાયના સંકલ્પની વાત આગળ લખી ગયા છીએ. આ વખતે તેઓની સાધનાની વાતનું વર્ણન કરીએ છીએ. જ્યારે રામમોહનરાય અરબ્બી અને ફારસી ભાષાનું શિક્ષણ મેળવવા માટે પટણામાં ગયા તે વખતમાં દેશમાં જવા આવવા માટે સુગમ અને અડચણ વગરના રસ્તા નહતા. ત્યારે રેલ્વે, ટેલીગ્રાફ વગેરેની કોઇ વાત પણ જાણતું નહોતું. પરદેશમાં જવું એ એક વિકટ કામ ગણાતું હતું. જમીનને રસ્તે વાઘ, રીંછ, જંગલી સુવર વગેરેથી લોકો પોતાનું રક્ષણ કરી શકતા હતા, તોપણ લુંટારા અને ઠગોના હાથથી બચવું ઘણું જ મુસ્કેલ હતું. ઠગ લોકો નાના પ્રકારના વેશો લઇ સઘળે ફરતા હતા. કોઇ વખત સાધુ સંન્યાસીના વેષમાં, કોઇ વખત વેપારીના વેષમાં અથવા કોઇ વખત સારા લોકોના વેષમાં મુસાફરોની સાથે રસ્તામાં તથા

મુસાફરખાનામાં મળતા; અને મુસાફરોને આડે રસ્તે લઇ જઇને પહેલાંથી કરી રાખેલા સંકેત પ્રમાણે પોતાની ટોળીના બીજા ઠગોને એકઠા કરી, મુસાફરના પ્રાણ લઇને તેનું સર્વસ્વ હરણ કરી લેતા હતા. જળ માર્ગે પણ વિઘ્ન ઓછાં ન હતાં. જળ માર્ગે લુટ કરનારા ચાંચીઆઓ મુસાફરોના વહાણોની પાછળ પાછળ ફરતા અને લાગ ફાવતાં વહાણને લુંટી લેતા. તે વખતે પોલીસનો આવો સારો બંદોબસ્ત હતો નહિ. પરદેશ જવાની રસ્તાની વિટંબણાઓ સાંભળીને ઘણાકોના શરીરનું લોહી ટાઢું પડી જતું; ધનની લાલચ અને જ્ઞાનની લાલચ સઘળું હૃદયમાં જ સમાઇ જતું. હાલના સઘળા દેશોમાં ફરતા બંગાળીઓને તે વાત ખ્યાલમાં પણ આવી શકે તેવી નથી. તે વખતે પૈસો મેળવવા માટે પણ બંગાળીઓ પરદેશમાં ઓછા જતા હતા. મુસાફરી નહી કરતાં પોતાના દેશમાં જ શાકાન્ન ખાઇને રહેવાને, તે વખતે લોકો વધારે સારું સમજતા હતા. મધ્યમ સ્થિતિના માણસો પોતાની જમીનની આવક ઉપર તથા સાદી અવસ્થાના માણસો પોતાની *ઇનામદારી, †દેવોત્તર, અને ‡બ્રહ્મોત્તર જમીનમાં ઉત્પન્ન થતા અનાજ ઉપર સંતોષથી પોતાનો નિર્વાહ ચલાવી લેતા. મજુર વર્ગના લોકો પોતાના ધંધાથી અન્ન વસ્ત્રની જોગવાઇ કરીને પોતાનાં દેશમાં જ રહેતા હતા. ખાસ જરૂર વગર લોકો પરદેશ જવાની વાત મનમાં પણ આણુતા નહિ. દેશ અને સમાજની જ્યારે આવી અવસ્થા હતી ત્યારે વિદ્યાભ્યાસ માટે બાર વરસના બંગાળી બાળકનું બિહાર જેટલા છેટા પ્રદેશમાં આવવું, એ મોટું સાહસનું કામ ગણાય. જ્ઞાન મેળવવા માટે પટણામાં આવવું, એ રામમોહનરાયના જીવનની સાધનાની શરુઆત હતી. પટણામાં અભ્યાસ કરતી વખતે મુસલમાની શાસ્ત્રોમાંના અદ્વૈત વાદપ્રત્યે તેનું ધ્યાન ખેંચાયું અને તેની સાથે પ્રચલિત મૂર્તિપૂજા ઉપર તેના મનમાં સંદેહ થયો અને ઉમ્મરની સાથે તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામવા લાગ્યો. પટણામાં અરબ્બી અને ફારસી ભાષાનું સારું જ્ઞાન મેળવીને તેઓ સંસ્કૃત શાસ્ત્રના અભ્યાસને માટે કાશીએ ગયા.

---

* બક્ષીસ તરીકે આપેલી જમીન. † દેવસ્થાનનો ખર્ચ ચલાવવા દાનમાં દીધેલી જમીન. ‡ તથા વિદ્વાન, પંડિત વગેરેને પોતાની આજીવિકા ચલાવવા અર્પણ કરેલી જમીન. આ ત્રણે પ્રકારની જમીનને માટે ઘણું કરીને કર ભરવો પડતો નથી.

ભરતખંડમાં નવદ્વીપ, કાશી અને પુના એ સંસ્કૃત અધ્યયન માટે ઉત્તમ સ્થાન તરીકે પ્રસિદ્ધ છે. વળી એ ત્રણ સ્થાનની અંદર વેદ, વેદાંગ વગેરે શાસ્ત્રોની ચર્ચા પણ ઉત્તમ રીતે થાય છે. જેઓ ખરા સાધક હોય છે તેઓ સાધનાને માટે હમ્મેશાં મુખ્ય સ્થાન શોધે છે. કારણ કે મુખ્ય સ્થાન જ સાધનાની ઉત્તમ ભૂમિ છે. સાધક પોતે તે સ્થાને રહીને સાધના કરે છે. તે વખતે પટણા, અરબ્બી અને ફારસીના શિક્ષણ માટે પ્રસિદ્ધ હતું . એટલા માટે તે જ સ્થળે એ બન્ને ભાષાઓ શીખવી, અને કાશીમાં વેદ વેદાંગનું ઉત્તમ રીતે શિક્ષણ આપવામાં આવે છે, એટલા માટે એ જગાએ એ શાસ્ત્રોનો અભ્યાસ કરવો, એમ ધારીને તેઓએ સરસ્વતીનાં તે તે મંદિરોમાં આ સઘળી બાબતોનું અધ્યયન કર્યું. આ સઘળા બનાવોમાં રામમોહનરાયના ચરિત્રનો આપણને આભાસ મળે છે. પટણામાં મુસલમાની શાસ્ત્રોમાં અદ્વૈતવાદની યુક્તિઓ અને પ્રશંસા વાંચીને તેઓ છક થઇ ગયા; પછી જ્યારે કાશીની અંદર ઉપનિષદ્ વગેરે વાંચ્યાં ત્યારે તેમાં પણ અદ્વૈત-વાદની યુક્તિઓ અને પ્રશંસા જોઇને તેઓ ઘણાજ ખુશી થયા. એટલે દિવસે તેમનો સંદેહ દૂર થયો. મૂર્તિપૂજાના પ્રચાર ઉપર તેમનો અવિશ્વાસ દૃઢ થયો. તેઓએ મૂર્તિપૂજાનો ભ્રમ દેખાડનારું એક પુસ્તક તે સમયે પ્રસિદ્ધ કર્યું. પુસ્તક પ્રગટ કર્યું ત્યારે તેમની ઉમ્મર માત્ર સોળ વરસની હતી. ચાલતા આવેલા મૂર્તિપૂજાના રીવાજ ઉપર આ પ્રમાણે આક્ષેપ થતો જોઇને હિન્દુ પ્રજા એકદમ ક્રોધાયમાન થઇ ગઇ. ચારે તરફ લોકો તેમની નિન્દા કરવા લાગ્યાં. લાગ મળતાં એ સઘળા નિન્દકો તેમને હેરાન કરવા લાગ્યા. બહારના લોકોનો તો તેમના ઉપર આવો ભાવ હતો; અને ઘર આગળ તેમના પિતા રામકાન્ત, પુત્રનો આવા પ્રકારનો ધર્મ સંબંધી મત જોઇને ખેદ પામ્યા અને કોપાયમાન થયા. ધીમે ધીમે એવું બન્યું કે, રામમોહનરાયને પિતાનું ઘર છોડી દેવું પડયું. જે વખતે બંગાળીના છોકરાઓ સોળ વરસની ઉમ્મરે પણ *ગીલીદાંડાની તથા કુસ્તી કસરતની રમત ગમતમાં પોતાના દિવસો

* લાકડાના બે કટકા આશરે દોઢ ફુટ અને છ ઇંચના પ્રમાણના લઇ છોકરાઓ જે રમત કરે છે તે. કાઠિયાવાડમાં તેને “મોઇ દાંડીયા” ની રમત કહે છે.

ગુજારતા તોપણ કોઇ નિન્દા કરતું નહિ, તે સમયે આટલી નાની ઉમ્મરમાં તેમને ધર્મના વિચારને માટે, પોતે જેને સત્ય તરીકે જાણ્યું હતું, તેના સાધનને માટે સમાજની નિન્દા અને વૈર તથા પિતાનો ક્રોધ અને ગૃહત્યાગ સહન કરવાં, એ તેમની સાધનાની પ્રીતિમાં કંઇ ઓછી વાત નહતી! એ સઘળી વિપત્તિઓમાં પણ તેઓ એક દિવસને માટે પણ સાધનક્ષેત્રમાંથી ચલાયમાન થયા નહતા.

સમુદ્રને કિનારે ઉભા રહેતાં, મોજાઓને જોઇ ભય ઉત્પન્ન થાય છે, પરન્તુ જ્યારે સમુદ્રની અંદર પડે છે ત્યારે તે મોટાં મોજાંઓ તેને ડૂબાવી નહિ દેતાં અનેક વખત તારીને પાર લઇ જાય છે, ભયને બદલે ભરોસો આપે છે. જીંદગીની ઘટનાના પ્રવાહમાં પણ એવા બનાવો વિરલ નથી. સામાન્ય નજર કરતાં જે અગવડ ભરેલું લાગે છે તે જ વળી સારી સગવડના રૂપમાં બદલાઇ જાય છે. મહાપુરુષ રામમોહનરાયને ઘર છોડવું, એ સાધારણ રીતે અમંગળરૂપ હતું, તોપણ તે સુમંગળરૂપ થઇ પડયું. ઘર છોડયા પછી તેઓ ભરતખંડના જૂદા જૂદા પ્રદેશોમાં મુસાફરી કરીને છેવટે બૌદ્ધધર્મનું શિક્ષણ મેળવવા માટે ટીબેટમાં ગયા. તે જગાએ પણ તેમની જીંદગી આફત વગરની હતી નહિ. જે સ્વતંત્ર મત પ્રસિદ્ધ કરવાને માટે ઘર છોડવું પડયું હતું તે જ સ્વતંત્ર મત તે જગાએ પ્રકાશ કરતાં લામાઓએ તેમની સામાં હથિયાર ઉપાડયાં. તેઓએ જીંદગીને સંકટમાં આણી મૂકી; પરન્તુ તેઓ એટલી વિપત્તિમાં આવી પડયા છતાં પણ પોતાનો ધર્મ સંબંધી મત પ્રકાશ કરવાને માટે પાછા હઠયા નહિ. તેમણે પોતાનો સંકલ્પ દૃઢ કરી રાખ્યો હતો, અને જીવને જોખમે પણ તે સંકલ્પની સાધના કીધી હતી. આમાં જ મોટાઓની મોટાઇ છે. પિતાએ ઘરમાંથી કાઢી મૂકયા પછી ક્રમે ક્રમે દેશ વિદેશ ફરતાં ફરતાં ચાર વરસ વીતી ગયા; ત્યાર પછી તેઓ સ્વદેશ તરફ પાછા ફર્યા.

રામમોહનરાયે સ્વદેશમાં રહીને મુસલમાન અને હિંદુ ધર્મશાસ્ત્રનો અભ્યાસ કરીને એ બન્ને ધર્મોનાં તત્ત્વો સારી રીતે જાણ્યાં; પરન્તુ તેઓની ધર્મ જાણવાની જીજ્ઞાસા આથી તૃપ્ત થઇ નહિ. તેઓ બૌદ્ધધર્મશાસ્ત્રનું જ્ઞાન મેળવવાના વિચારથી ટીબેટમાં ગયા. બૌદ્ધધર્મગુરુઓની પાસે બૌદ્ધધર્મશાસ્ત્રનું

તત્ત્વ જાણીને પાછા સ્વદેશમાં ફર્યા; તો પણ તેઓની ધર્મજ્ઞાનની તૃષ્ણા મટી નહિ. ખ્રિસ્તિઓનાં ધર્મશાસ્ત્રનું ગૂઢ તત્ત્વ જાણવાને માટે તેઓનું મન તલપી રહ્યું. આ સમયે તેઓની ઉમ્મર બાવીશ વર્ષની હતી. ઘણાંકો આ ઉમ્મરે ભણવું ગણવું સમાપ્ત કરી સંસારમાં પડીને સંસારનાં સુખદુ:ખનો ભોગ ભોગવે છે, અને બાલ્યાવસ્થાની સાથે વિદ્યાચર્ચાને પણ ભૂતકાળનો વિષય હોય તેમ સમજે છે. ઘણાંકો આ ઉમ્મરે વિદ્યાભ્યાસ કરવો એ અસંભવિત સમજે છે. પરન્તુ મહાત્મા રામમોહનરાય એ પ્રકૃતિના માણસ ન હતા. તેઓ જ્યારે જે બાબતનો સંકલ્પ કરતા ત્યારે પ્રાણને જોખમે પણ તેની સાધના કરવાને માટે કદી પાછી પાની કરતા નહિ. તેથી જ અમે તેઓને બાવીશ વર્ષની ઉમ્મરે વિદ્યાભ્યાસમાં મંડેલા વિદ્યાર્થીની માફક એકચિત્તે અંગ્રેજી શીખતાં જોઇએ છીએ. એટલી મોટી ઉમ્મરે અંગ્રેજી શિક્ષણનો આરંભ કરી અને તે વખતમાં કેળવણી તથા સારાં પુસ્તકોનો અભાવ છતાં પણ તેઓ અંગ્રેજી ભાષા સારી રીતે ભણ્યા. તેઓના સમયના અંગ્રેજો તેઓની અંગ્રેજી લખવાની શૈલીની ઘણી પ્રશંસા કરતા હતા. હમણાં પણ જેઓ તેઓનો લેખ વાંચે છે તેઓ પણ તેઓની અંગ્રેજી લખવાની કુશળતા વિષે સારી રીતે પ્રશંસા કરે છે. અંગ્રેજી શીખીને ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રો વાંચ્યાં તોપણ તેઓના મનને શાન્તિ વળી નહિ. જે ભાષામાં પહેલવહેલું બાઇબલ રચાયલું હતું તે જ બાઇબલ વાંચવાની તેઓને પ્રબલ ઇચ્છા થઇ. તેઓએ હીબ્રુ ભાષા શીખીને તે ઇચ્છા પૂર્ણ કરી. તેમણે લેટીન અને ગ્રીક ભાષા પણ શીખી લીધી. રાજા રામમોહનરાયનાં બીજાં સઘળાં કાર્યોની વાત જો મૂકી દેવામાં આવે અને માત્ર તેમના અનેક ભાષાના જ્ઞાનની વાતનો જ વિચાર કરવામાં આવે તો તેથી તેઓનો અસાધારણ નિશ્ચય અને પરિશ્રમની વાત જાણીને માણસ સ્તબ્ધ થઇ જાય. એ પ્રમાણે સાધના કરવાની શક્તિ ન હત તો આજ શું તેઓ જગતના મહાપુરુષોમાંના એક તરીકે ગણાત કે? રાજા રામમોહનરાય જગતની અંદર એક સાર્વભૌમ ધર્મનો પ્રચાર કરવાને માટે પ્રયાસ કરનારા હતા. એટલું જ નહિ, પણ તેઓએ પોતાના દેશ, સમાજ અને શિક્ષણમાં સુધારો કરવાને માટે વ્રત ગ્રહણ કર્યું હતું અને તેને માટે કઠોર સાધના પણ કીધી હતી.

તેઓ જગતની અંદર કોઇ પણ બાબતમાં એક જ સ્થિતિ ધરી રાખવી એથી વિરૂદ્ધ હતા; દરેક બાબત ક્રમે ક્રમે ઉન્નતિને પામે છે એ વાતમાં તેઓ દૃઢ વિશ્વાસ રાખતા હતા. એ જ કારણને લીધે રાજકીય સુધારો, સામાજીક સુધારો અને કેળવણીનો સુધારો વગેરે તે સમયના સઘળા પ્રકારના હિતકરકાર્યોમાં તેઓનો હાથ હતો. અને એટલા જ માટે દેશનું અને સમાજનું રક્ષણ કરનારા સાથે તેઓને હમ્મેશાં તકરાર કરવી પડતી હતી. તેઓએ તેમના વાદવિવાદ તથા વાંધાઓની દરકાર નહિ કરતાં, ઉન્નતિના માર્ગ ઉપર આગળ વધવા માટે પ્રયાસ કર્યો હતો.

**રામ**મોહનરાય આટલા વખત સુધી એકાંત મનથી અનેક ભાષાઓનો તથા શાસ્ત્રોનો અભ્યાસ કરતા હતા. તેમને પોતાના પિતા સાથે મતભેદ હોવા છતાં પણ તેઓ આટલા વખત સુધી પિતાની છાયામાં હતા; અને સંસાર ચલાવવાનો ભાર, કુટુંબના ભરણપોષણનો ભાર અને લોકોમાં માન આબરૂ જાળવવાનો ભાર તેઓના પિતા ઉપર જ હતો, તેથી એટલા દિવસ સુધી તેઓને સંસારની ખટપટનો વિચાર માત્ર પણ કરવો પડયો નહતો; પરન્તુ હવે પછી તેઓની એ સગવડ રહી નહિ. ઇ. સ. ૧૮૦૩ માં તેઓના પિતા ગુજરી ગયા, અને સંસારનો બોજો તેમના ઉપર આવી પડયો. તેઓએ આ વખતે રંગપૂરમાં કલેકટરી ખાતામાં દીવાનનું કામ કરવા માંડયું. તે વખતે ડીગ્બી સાહેબ ત્યાંના કલેકટર હતા. તેઓ એક ગુણી અને ગુણગ્રાહી પુરુષ હતા. **રામ**મોહનરાય અને તેમની વચ્ચે અમલદાર અને નોકરના જેવો સંબંધ હતો પરન્તુ તેઓનો વ્યવહાર તે સંબંધ પ્રમાણે નહતો. **રામ**મોહનરાયના ગુણોનો વિશેષ અનુભવ મેળવતાં ડીગ્બી સાહેબની લાગણી તેમના તરફ ખેંચાણી અને તેઓ **રામ**મોહનરાયને શ્રદ્ધાની નજરથી જોવા લાગ્યા. **રામ**મોહનરાય પણ પોતાના ઉપરીને ગુણી અને ગુણગ્રાહી જાણીને તેઓના પ્રત્યે વધારે શ્રદ્ધા દેખાડવા લાગ્યા. શ્રદ્ધા અને પ્રીતિ એ મિત્રતાનું મૂળ છે. ડીગ્બી અને **રામ**મોહનરાયમાં આ બન્ને ગુણ હતા; ક્રમે ક્રમે તેઓ મિત્રતાના પાશમાં બંધાણા. રંગપૂરની અંદર નોકરી રહ્યા પછી થોડે દિવસે તેમના બીજા બે ભાઇઓ મરણ પામ્યા. તેઓ સંતાનરહિત હતા. તેઓની મિલકત **રામ**મોહનરાયને મળી.

એ પ્રમાણે નોકરીની તથા મિલકતની આવકને લીધે તેમની અવસ્થા ચઢીઆતી થઇ. તેઓએ પોતાની દ્રવ્ય સંબંધી સારી સ્થિતિ જોઇને નોકરી છોડી દીધી; અને તેઓ પાછા નિશ્ચિન્ત મનથી પોતાના અભીષ્ટ વિષયની સાધનામાં મચ્યા રહ્યા. આગળ આપણે જોયું છે કે, પિતાનો ક્રોધ, પૈસા સંબંધી મુશ્કેલી, પરદેશભ્રમણનું દુઃખ અને નાના પ્રકારની આપત્તિઓમાંનું કંઇ પણ તેમને સંકલ્પ ભ્રષ્ટ કરી શક્યું નહતું; અને હમણાં આપણે જોઇએ છીયે કે, સાંસારિક સુખ, ઉપરીની મિત્રતા, પૈસાની સારી આવક અને એવા જ બીજા અનેક પ્રકારનાં ઐશ્વર્ય અને સુખો તેઓને તેઓનાં સાધનક્ષેત્રથી દૂર લઇ જઇ શક્યાં નહિ. ખરો સાધક સઘળી અવસ્થામાં એવી રીતે અડગ રહે છે. નબળા મનનો માણસ દુઃખની અંદર મુઝાય છે અને સુખની અંદર ઉન્મત્ત થાય છે, પરન્તુ રામમોહનરાય નબળા મનના માણસ નહતા. તેઓ ઘર છોડયા પછી અનેક દુઃખમાં પડીને જ્યારે શત્રુઓમાં તથા મિત્રોમાં હતા, ત્યારે શારીરિક અથવા માનસિક કોઇ પણ પ્રકારનું દુઃખ તેઓને થાક આપવા અથવા ખિન્ન કરવા સમર્થ થયું નહિ, અને સુખના દિવસમાં તેઓ આનંદથી ફુલાઇને પોતાના જીવનના લક્ષ્યથી ભ્રષ્ટ થયા નહિ. અનુકૂળ અથવા પ્રતિકૂળ ગમે તેવો વાયુ વાતો હોય તોપણ જેને પોતાને માર્ગે જવાનું છે, તે શું કદી પણ પોતાનો માર્ગ છોડે છે? હૃદયની અંદર સંકલ્પને તે ધ્રુવના તારાની પેઠે સુતાં બેસતાં નજરની સામેને સામે રાખે છે. આ જ સાધકનું લક્ષણ છે. પોતાના બન્ને ભાઇઓના મરણ પછી તેઓ સઘળી બાપુકી મિલકતના વારસ થવાને લીધે તેઓને સારી આવક થવા લાગી. ત્યારે તેઓ નોકરી છોડી દઇ, બીજા કોઇ કામ તરફ ધ્યાન નહિ આપતાં, ધર્મ, સમાજ, કેળવણી અને રાજનીતિ વગેરે દેશના હિતની બાબતમાં હમ્મેશાં ભાગ લેવા લાગ્યા. આ સમયે પણ તેઓ પોતાના મનમાં ધારેલાં હિતકર કાર્યો નિર્વિઘ્ને અથવા નિર્વિવાદ રીતે કરી શક્યા હતા, એમ કોઇએ પણ મનમાં ધારી લેવું નહિ. પ્રાચીન અને અસલી રીતરિવાજને વળગી રહેનારો હિન્દુસમુદાય "ધર્મસભા" એવા નામની ઘણીક સભાઓ સ્થાપીને રામમોહનરાયની અનેક બહાને નિન્દા અને તિરસ્કાર કરવા લાગ્યો. તેઓનો જુલમ એટલે સુધી વધી ગયો હતો કે, તેમને પોતાના રક્ષણને માટે

હમ્મેશાં હથિયાર રાખવાની ફરજ પડતી હતી. એટલી નિન્દા તથા જુલમ છતાં તેઓ પોતાનું કર્તવ્ય બજાવવામાં પરાઙ્મુખ થયા નહતા. તેઓએ સાધન ભૂમિમાં આ સઘળી બીકો જોઇને પણ સાધનાનો ત્યાગ કર્યો નહતો. તેઓની સાધનાનું ફળ તેઓની પછીના તેમના વંશજો ભોગવે છે, અને આગળ જતાં એથી પણ વધારે સારી રીતે ભોગવશે.

## રાજા રામવર્માની સાધના.

પ્રજાનું રંજન કરવું, અને રાજ્યની ઉન્નતિ કરવી, એ બે રાજાના મુખ્ય ધર્મ છે; એ રાજ્યધર્મ પાળવાને માટે પોતાને લાયક થવાની જરૂર છે. પોતે સિદ્ધ થયા વગર બીજાનો ઉદ્ધાર કેવી રીતે કરી શકે? મહારાજા રામવર્મા આ બાબત અપૂર્વ રીતે જાણતા હતા. અને તેટલા જ માટે તેઓ પોતાના જીવનની શરુઆતથી જ તે કાર્યને માટે તૈયાર થવા લાગ્યા હતા. રાજા રાજ્યની સઘળી બાબતમાં દૃષ્ટાંતરૂપ છે; ત્રાવણકોરના અધિપતિ મહારાજા રામવર્મા પોતાના રાજ્યમાં એક આદર્શરૂપ હતા. સમગ્ર ઐશ્વર્યના સ્વામી હોવા છતાં તેઓ આખી જીંદગી સુધી નાના પ્રકારની વિદ્યાની ચર્ચામાં તત્પર રહ્યા હતા. નવું જ્ઞાન અને નવું સત્ય સંપાદન કરવાને માટે તે મહારાજાએ પોતાની જીંદગીના લાંબા વખત સુધી આગ્રહ દર્શાવ્યો હતો. તેઓ વિજ્ઞાનચર્ચા કરવામાં વિશેષ આનંદ માનતા હતા. તેઓએ પદાર્થવિદ્યા, રસાયનશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રનો ખાસ ધ્યાન દઇને અભ્યાસ કર્યો હતો; અને તેઓ પોતાના તે સઘળા શાસ્ત્રના જ્ઞાનવડે રાજ્યનું અને પ્રજાનું ઘણું કલ્યાણ કરી ગયા છે.

મહારાજા રામવર્માના જીવનની બીજી સઘળી બાબતો કહેવા પહેલાં તેઓની દિનચર્યાની વાત કહીએ છીએ. તેઓ હમ્મેશાં ઘણા જ વહેલા ઉઠતા હતા. સૂર્યોદયની પહેલાંથી રાતના બે પહોર જતાં સુધી તેઓ અવિચ્છિન્ન રીતે પરિશ્રમ કરતા હતા. પ્રાતઃકાળમાં તેઓ દિવાનની પાસેથી રાજ્યકાર્ય સંબંધી ઘણા પ્રકારના કાગળ પત્રો મેળવતા; તે સઘળા કાગળોને વિગતવાર છૂટા પાડી, તપાસી, ઘટતો ફેરફાર બતાવી અને પોતાની આજ્ઞા દર્શાવી સાત વાગ્યા પહેલાં તેમને દિવાન પાસે પાછા રવાના કરી દેતા. ત્યાર પછી તેઓ ફરવાને માટે બહાર જતા. ઘણુંખરું આ વખત તેઓ વનસ્પતિવિદ્યાની આ-

લોચનામાં કાઢતા. ફરતી વખતે તેઓ ઘણી જાતની વેલો, પાંદડાં તથા ગુચ્છ વગેરે એકઠાં કરતા. તેમને પોતાના ધર્મ ઉપર દૃઢ આસ્થા હતી. તેઓ એક ચૂસ્ત હિન્દુ હતા. હમ્મેશાં નાહ્યા પછી વિધિપૂર્વક પૂજા પાઠ સમાપ્ત કરીને પાછા બપોરના અગીઆરથી બે વાગ્યા સુધી રાજ્યકાર્ય કરતા હતા. ત્યાર પછી સાયંકાળ સુધીમાં બહારથી આવેલા પરોણાઓની મુલાકાત લેવી, તથા સરકારી કામો ઉપર વિચાર કરવો, એ તેમનું કાર્ય હતું. સાંજના પાછું ધર્મકાર્ય કરતા. ત્યારપછી અરધી રાત સુધી પોતાના અભ્યાસના ઓરડામાં નાના પ્રકારનાં શાસ્ત્રોની આલોચના કરતા. ટુંકામાં આ જ તેઓનો હમ્મેશનો કાર્યક્રમ હતો. આ શિવાય નૈમિત્તિક કાર્યોને માટે તેઓને વિશ્રાન્તિના વખતનો પણ કોઇ કોઇ વખત ભોગ આપવો પડતો હતો. જેઓ મનમાં એમ સમજતા હોય કે, અતુલ ઐશ્વર્ય, પુષ્કળ દ્રવ્ય અને લોકો ઉપર સત્તા મળતાં અખંડ ભોગ-વિલાસમાં દિવસો ગાળવા, એ જ જીવનનું સર્વોત્તમ તથા સુખકર કાર્ય છે, તેઓએ મહારાજા રામવર્માના જીવનચરિત્રનો વિચાર કરવો, તેથી તેઓનો ભ્રમમૂલક વિશ્વાસ દૂર થઇ જશે.

મહારાજાએ રાજ્યની લગામ હાથમાં લઇને તરત જ પોતાના રાજ્યમાં જરીફની અને બંદોબસ્તની વ્યવસ્થા કરી. રાજ્ય અને રાજ્યની ઉપજ સૌથી પહેલાં જાણવાની જરૂર છે. તેઓના હાથમાં રાજ્યની લગામ આવી ત્યારે રાજ્યની ઉપજની હાલત ઘણી શોચનીય હતી. પરન્તુ તેઓની કારકીર્દીમાં તેમના સારા બંદોબસ્તના ગુણોથી તે ઉપજ સારી રીતે વધી હતી. મહારાજાએ પ્રજાના હિતને માટે ખેતી અને હુન્નરને માટે સારો બંદોબસ્ત કર્યો હતો. તેમણે પોતાના રાજ્યમાં ખેતી અને હુન્નરની ઉન્નતિ માટે જે પ્રયાસ કર્યો હતો, તે અમારા દેશના જમીનદારોને અનુકરણ કરવા યોગ્ય છે. સાધારણ રીતે ખેડુતો અને કારીગરો અસલી રીતરિવાજોને વળગી રહે-નારા હોય છે. તેઓના બાપદાદાઓ જે પ્રકારે ખેતી અને ઉદ્યોગનું કાર્ય કરતા આવ્યા છે, તે અગવડ ભરેલું હોય તોપણ તેઓ તેમનું અનુકરણ કર્યાં જાય છે; સહજમાં નવો રસ્તો પકડવાને માટે તેઓ એકદમ નારાજ હોય છે. રાજા અને જમીનદાર સારી કેળવણી પામેલા હોય તો તેઓ બીજા કરતાં ઘણા

થોડા પ્રયાસમાં પોતાની પ્રજાની અંદર શાસ્ત્રીય રીતિ પ્રમાણે હુન્નર અને ખેતીવાડીનો ફેલાવો કરી શકે છે; અને નવા નવા હુન્નરો અને જૂદી જૂદી જાતનાં ધાન્યો ઉત્પન્ન કરવાનો પ્રચાર કરાવી શકે છે. તેદ્વારા આવકનો એક નવો રસ્તો ઉઘડે છે. મહારાજા રામવર્મા પોતાના રાજ્યમાં ચા અને કાફીના નવા પાકનો પ્રચાર કરીને પ્રજાને આજીવિકાનો નવો રસ્તો સૂચવી ગયા છે. ત્રાવણકોરની જમીનની અંદર થોડા વરસાદથી અથવા બીલકુલ વરસાદ વગર ચા ઘણા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. એટલા માટે ઘણાઓ કહે છે કે, ચાના નવા પાકનો પ્રચાર કરીને મહારાજા રામવર્મા પોતાના રાજ્યમાં દુકાળના ભયંકર સ્વરૂપને દૂર રાખી ગયા છે.

હુન્નરના સંબંધમાં તેઓએ ઉદાર નીતિ બતાવેલી છે. તેઓ સારીરીતે જાણતા હતા કે, નિરન્તર નવા નવા ફેરફારો જોવાને ઇચ્છતા એવા નગરજનોની રુચિ રાજા અને બીજા ધનવાન્ તથા વિલાસી માણસો ઉપર આધાર રાખે છે. એટલા માટે તેઓ પોતાના જ રાજ્યના કારીગરોએ બનાવેલા પદાર્થોનો ઘણા પ્રમાણમાં ઉપયોગ કરતા હતા; અને બીજા પણ અનેક પ્રકારના ઉપાયોથી તેઓને ઉત્સાહ આપતા. તેમનું દૃષ્ટાંત લઇને તેમના રાજ્યના ધનવાન્ અને વિલાસી પુરુષો પણ તેમનું અનુકરણ કરતા. એથી કારીગરોની અંદર ત્રાવણકોરમાં દેશી કારીગીરીની ઘણી ઉન્નતિ થઇ. વાસ્તવિક રીતે જેઓ પોતાને સ્વદેશભક્ત તરીકે ઓળખાણ આપવા ચાહતા હોય અને જેઓ પોતાના દેશના કલ્યાણની ઇચ્છા પોતાના હૃદયમાં ધરાવતા હોય તેઓએ મહાન્ રામવર્માનું અનુકરણ કરવું જોઇએ. દેશની અને સ્થિતિની ઉન્નતિ કરવી હોય તો પોતાના દેશમાં ઉત્પન્ન થયલા દ્રવ્યોનો અને કારીગિરીનો આદર કરવો જોઇએ. સ્વદેશી ચીજો અને કારીગિરીનો પ્રચાર થતાં પ્રજાની અવસ્થા સુધરશે અને દેશમાં ધનની વૃદ્ધિ થશે; તેની અંદર રાજા અને પ્રજા બન્નેનું કલ્યાણ સમાયલું છે. મહારાજા રામવર્મા અર્થનીતિના આ ગૂઢ સત્યને સારીરીતે જાણતા હતા અને પોતાના જીવનમાં તેની સાધના પણ કરી ગયા છે.

મહારાજા સઘળે પ્રકારે પ્રજાના હિતને માટે ઇચ્છા ધરાવતા હતા. સાધારણ પ્રજાના લાભને માટે અને જૂદી જૂદી જાતનાં સાહિત્યની પુષ્ટિને

માટે વિશેષ પ્રયાસ કરી ગયા છે. મહારાજા પોતે એક સારા પંડિત હતા. તેઓએ જીંદગીભર વિદ્યાભ્યાસ કર્યો હતો. તેઓએ અંગ્રેજીમાંથી ઘણા વિષયોનું મલય ભાષામાં ભાષાન્તર કરાવીને તે ભાષાની શોભામાં વધારો કર્યો છે.

મહારાજા રામવર્મા ચુસ્ત અને વિશ્વાસુ હિન્દુ હતા. તેઓ કઠણ વ્રતોનું અનુષ્ઠાન ઘણુંખરું કર્યા કરતા. તેઓ વિશાળ રાજ્યના સ્વામી અને અતુલ ઐશ્વર્યના અધિપતિ હોવા છતાં પણ જેવી રીતે રાજ્યનું અને પ્રજાનું હિત કરી ગયા છે, તે અજાયબ જેવું ગણવું જોઇએ. મહારાજાની કઠોર સાધના જોતાં કાળિદાસના વચનથી જણાવવાની ઇચ્છા થાય છે કે;–

**प्राणानामनिलेन वृत्तिरुचिता सत्कल्पवृक्षे वने**
**तोये कांचनपद्मरेणुकपिशे पुण्याभिषेकक्रिया ।**
**ध्यानं रत्नशिलातलेषु विबुधस्त्रीसन्निधौ संयमो**
**यत्कांक्षन्ति तपोभिरन्यमुनयस्तस्मिंस्तपस्यन्त्यमी ॥**

"જે સ્થળે કલ્પવૃક્ષો રહેલાં છે તે વનસ્થળમાં આવા પુરુષો વાયુનું ભક્ષણ કરીને જીવન ધારણ કરે છે; પીળા કમળના પરાગથી પિંગળવર્ણના જળની અંદર નિત્ય સ્નાનાદિ કરે છે અને મણિમય શિલાપૃષ્ઠ ઉપર અપ્સરાઓની સમીપમાં ધ્યાન કરે છે. એ પ્રમાણે બીજા મુનિયો જે આવા સ્થાનો મેળવવાને માટે તપશ્ચર્યા કરે છે તે જ સ્થાનની અંદર રહીને આવા પુરુષો તપશ્ચર્યા કરે છે."

## સર માધવરાવની સાધના.

અનુક્રમાનુસાર હવે લોકપ્રસિદ્ધ દિવાન **સર માધવરાવ** અને **સર સાલારજંગ**ના જીવનની સાધનાનું વર્ણન કરીએ છીએ. રાજનીતિના ક્ષેત્રમાં દીર્ઘકાળના આ બંધુઓના સાધનનો પ્રસંગ બહુ જ શિક્ષણ આપનારો છે. અસાધારણ ચરિત્રનું બળ અને અનિવાર્ય ઇચ્છા ન હોય તો રાજ્યનું શાસન કરવામાં અને રાજ્યમાં સુધારો કરવામાં ફતેહમંદ નીવડવું મુસ્કેલ થઇ પડે છે. શાસન અને સુધારો કરવો, એ બહુ મુસ્કેલ છે. લોકોનો તીવ્ર અપવાદ, ભયંકર વિઘ્નો અને દુર્જય શત્રુશક્તિ જો દૂર કરી ન શકાય તો કોઇ પણ ખરું શાસન અને ખરો

સુધારો કરવામાં ફતેહમંદ નીવડી શકતો નથી. **સર માધવરાવ** અને **સર સાલારજંગ** એ બન્નેમાં અસાધારણ ચરિત્રબળ અને અનિવાર્ય ઇચ્છાશક્તિ હતી; એટલા જ માટે તેઓ કર્મક્ષેત્રમાં પગલે પગલે વિઘ્નો આવતાં, પણ નાઉમેદ થયા નહતા. આ રાજનીતિ જાણનારા બન્ને મહાપુરુષોને કેવા પ્રકારનાં વિઘ્નો વેઠવાં પડયાં છે તેનો આભાસ, તેઓએ શાસન કરેલા અને સુધારેલા રાજ્યની તે કાળની અવસ્થા જોતાં આવી શકે છે. પહેલાં આપણે **સર માધવરાવ**નો પ્રસંગ લઇએ. જ્યારે **સર માધવરાવ** ત્રાવણકોરના દિવાનના હોદ્દાપર નીમાયા ત્યારે તે રાજ્યની દ્રવ્યસંબંધી સ્થિતિ ઘણી શોચનીય હતી. નોકરોને વખતસર પગાર મળતો નહતો; રાજ્યના નિત્ય અને નૈમિત્તિક ખર્ચને માટે હમ્મેશાં પૈસાની તંગી રહેતી હતી. લાચારીએ જરૂરનો ખર્ચ નિભાવવા માટે ઘણીવાર કરજ કરવું પડતું. દ્રવ્યની સ્થિતિ માટે એટલું જ કહેવું બસ છે કે, હિન્દુસ્તાનની સરકારને આપવાની ખંડણી પણ બાકી રહી જતી. સંસારમાં દ્રવ્યનું બળ એ મોટું બળ છે. દ્રવ્યનું બળ ઘટતાં લોકબળ પણ ઓછું થાય છે. ત્રાવણકોરના રાજને પણ આ નિયમ લાગ્યા વગર રહ્યો નહતો. જે નોકરો હતા તેઓ વખતસર પગાર ન મળવાને લીધે હમ્મેશાં અસંતુષ્ટ રહેતા, અને રાજ્યકાર્યમાં બેદરકારી બતાવતા, અને જેઓનાથી બની શકતું તેઓ લાંચપણ લેતા. આ કારણને લીધે રાજા પોતાના નોકરો પાસેથી યોગ્ય રીતે કામ લઇ શકતો નહિ. પોતાના નોકરો જ ઘરના શત્રુઓ થવા લાગ્યા. બીજી તરફ બહારના શત્રુઓ પણ પ્રબળ થવા લાગ્યા. એ દરમિયાન તે રાજ્યની સરહદ ઉપર ઘણે ભાગે બળવા જાગવા લાગ્યા. રાજ્યની અંદર પણ પ્રજાના જાનમાલની સલામતી નહતી. ચોરી અને ધાડાંની ખબર હમ્મેશાં સાંભળવામાં આવતી.

ખેતી અને વેપારવડે રાજ્યમાં ધનની આવક થાય છે. ત્રાવણકોરની જમીન ખેતીને માટે અનુકુળ હોવા છતાં પણ તે વખતમાં ખેતીનું કામ સારી રીતે ચાલતું નહિ. રસ્તા અને સડકો સારી ન હોવાને લીધે વેપારના માલની આવજા ઓછી થતી હતી, અને જેટલી થતી હતી તેના ઉપર પણ, રાજાની પાસે પૈસો ન હોવાને લીધે, જકાત વધારે લેવામાં આવતી હતી. આવા કારણોને લીધે દેશની અંદરના વેપારની અથવા પરદેશ સાથેના વેપારની હાલત કોઈ

પણ રીતે સારી નહતી. બીજી બાબતોમાં પણ રાજ્યની હાલત આવી જ હતી. રાજ્યની તે વખતની આ દુર્દશાની વાત વખતસર તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ ડેલ્હાઉસીના કાનપર પહોંચી. તે ત્રાવણકારના રાજ્યને અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવાના વિચારથી ઉત્તકમંડ સુધી આવી પહોંચ્યો. એ વખતે માધવરાવે વચમાં પડીને મદ્રાસની સરકારની મદદ મેળવી અને રાજ્યને મૂળ-માંથી સુધારવાને માટે સાત વરસની મુદત માંગી. સુભાગ્યે મંત્રી માધવરાવની માંગણી બહાલ રાખવામાં આવી.

આ વખતથી માધવરાવની સાધનાની કઠોરતામાં વૃદ્ધિ થવા લાગી. જુના નોકરો ઘણું કરીને ચાલુ રીત રીવાજોને વળગી રહેનારા હોય છે. તેઓ ઘણું કરીને સર્વ પ્રકારના સુધારાના વિરોધી હોય છે. માધવરાવ જેમ એક તરફ રાજ્યના કલ્યાણને અર્થે સઘળી બાબતમાં સુધારો કરવાને માટે પ્રયાસ કરતા હતા તેમ જૂના નોકરો તેના વિરોધી થતા હતા. તેને દરેક કામની અંદર અડ-ચણ આવવા લાગી. તેનું ચરિત્રબળ ઘણું જ અસાધારણ હતું, નહિ તો આવી અડચણને વખતે આ કામ બજાવવું બીજાને માટે અસંભવિત છે. રાજ્યના અંદરના સુધારામાં તો આ પ્રમાણે વિઘ્નો હતાં. ત્યારે બીજી તરફ પણ અડ-ચણો ઓછી નહતી. ઘણાક મહેરબાની ધરાવનારાં માણસો કેટલાક ખાસ વેપારોનો ઇજારો રાખતા આવ્યા હતા. આ વખતે તેમાંના એક એક પાસેથી તે ઇજારો લઇ લેવામાં આવતો જોઇને, તેઓ ચારે તરફથી નવા દિવાનની નિન્દા કરવા લાગ્યા. જૂના નોકરો પણ આગળ પેઠે મરજી મુજબ કામ કરી શકતા નહતા. અનેક સ્થળમાં તેઓની ગેરવાજબી આવકના રસ્તાઓ બંધ થવા લાગ્યા હતા. આથી તેઓ સર માધવરાવની વિરુદ્ધ થવા લાગ્યા. તેમના કારભાર ઉપર સ્વાર્થીપણાનો અને એવા પ્રકારના બીજા ખોટા આરોપો મૂકવા માંડયા. સર માધવરાવ પોતાનું ચરિત્ર પોતે સારી રીતે સમજતા હતા.

પોતાના વિચાર પ્રમાણે તેઓ નિષ્કલંક અને રાજભક્ત હતા. એથી બીજાઓની નિન્દા અથવા સ્તુતિથી તેઓ પોતાના કર્તવ્યના માર્ગમાંથી ચલા-યમાન થયા નહિ. એટલા જ માટે કર્મક્ષેત્રમાં—સાધનભૂમિમાં તેઓનું ચરિત્ર દાખલારૂપ છે. આટલા દિવસ સુધી શત્રુઓ તેઓના ચાલતા આવેલા કાર્યમાં

વિઘ્ન નાંખીને ફતેહ મેળવી શકયા નહિ; ત્યારે હવે તેઓ બીજા ઉપાયથી પોતાનો સ્વાર્થ જાળવવા માટે પ્રયાસ કરવા લાગ્યા. આ વખતે તેઓએ ભેદ-નીતિનો આશ્રય લીધો. તેઓએ મહારાજા અને મન્ત્રી એ બન્ને વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન કરાવ્યું. આવી હાલતમાં **સર માધવરાવે** મહારાજાનું કામ કરવું, એ યોગ્ય ધાર્યું નહિ. ત્યાર પછી તેઓ ૧૦૦૦ રૂપિયાનું માસિક પેન્સન લઇને **ત્રાવણ**-કોરના રાજ્યમાંથી છૂટા પડ્યા.

એ પછી **સર માધવરાવે** પોતાનું બાકીનું જીવન, સાહિત્ય અને ધર્મન અવલોકનમાં ગાળવું એવી ઇચ્છા કરી હતી; પરન્તુ ગવર્નમેન્ટની સીપારસથી તેઓએ હોલ્કરના રાજ્યનો કારભાર માથે લીધો. હોલ્કરનો રાજ્યકારભાર તેઓએ માત્ર બે વરસ જ ચલાવ્યો.

હોલ્કરની સાથેનો સંબંધ છોડયા પછી તેઓ ફરી હિન્દુસ્તાનની સરકારની આજ્ઞાથી ઇ. સ. ૧૮૭૫ માં વડોદરા રાજ્યના દિવાનના પદ ઉપર નીમાયા.

વડોદરામાં તેઓનું કામ બહુ જ વિકટ અને વિઘ્નોથી ભરેલું હતું. મલ્હાવ-રાવ પદભ્રષ્ટ થયા હતા. રાજની અંદર સઘળે બીક તથા અવિશ્વાસ ફેલાયલાં હતાં. લોકો કોઇ કોઇનો સહજમાં વિશ્વાસ કરતા નહિ. દસ વીસ લોકોએ મળીને નાની નાની ટોળીઓ બનાવી હતી. એક બીજામાં વિવાદ, બળવો, લૂટ, ધાડ અને રાજસત્તાની ઉપેક્ષા કરવી, એ જ તે ટોળીઓનું મુખ્ય કર્તવ્ય હતું. સાધારણ પ્રજાની આ સ્થિતિ હતી. પ્રજાના કલ્યાણમાં જ રાજાનું કલ્યાણ સમાયલું છે. જ્યારે પ્રજાની હાલત બહુ જ શોચનીય હતી ત્યારે રાજાની હાલત તે કરતાં પણ વધારે શોચનીય હોય, તેમાં નવાઇ શી? ખાલી ખજાનો અને બંડખોર તથા અવિશ્વાસી પ્રજાને લઇને રાજ્યનો સારો બંદોબસ્ત રાખવો, તે અસંભવિત થઇ પડયું. રાજનો સારો બંદોબસ્ત રાખવામાં અને તેમાં સુધારો કરવામાં પૈસાની જરૂર છે; નહિ તો બંદોબસ્ત રાખવો અને સુધારો કરવો એ મુશ્કેલ થઇ પડે. એક દૃષ્ટાંતવડે વાત સમજાવવા પ્રયત્ન કરીએ. નોકરો થોડો પગાર મેળવતા હતા; એ થોડો પગાર પણ ઘણા દિવસ સુધી આપવામાં આવતો નહિ. તેથી તેઓ લાંચીયા અને જુલ્મી થાય, એ સંપૂર્ણ રીતે બનવા જોગ હતું. આ વખતે આવી હાલતમાં સુધારો કરવો હોય તો

નોકરોની અંદર જેઓ ખરાબ ચાલના હોય, તેઓને બાકીનો પગાર આપી વિદાય કરવા જોઇએ. ત્યાર પછી લાંચ વગેરે અટકાવવા સારુ સાધારણ નોકરોના કામના પ્રમાણમાં તેઓના પગારમાં વધારો કરવાની ખાસ જરૂર છે, અને વધારેલો પગાર વખતસર આપવાની પણ જરૂર છે; ત્યાર પછી જે લોકોએ વ્યાજે રૂપીયા આપીને રાજાને કરજમાં બાંધી લીધો હોય, અને તેથી પોતાનાં નાણાં વસુલ કરવાને માટે ઉંધાં પગલાં લેતા હોય, તેઓનું કરજ પતાવી દેવું જોઇએ. આપણે જોઇએ છીએ કે, આ સઘળાં કાર્યો કરવામાં પૈસાની જરૂર છે. પરન્તુ એ સઘળાં કાર્યો કરવા સારુ તે વખતે રાજાના ખજાનામાં પૈસા હતા નહિ. ત્યારે જે આવક હતી તેમાંથી રાજનો હમ્મેશનો અને નૈમિત્તિક ખરચ માંડમાંડ ચાલતો હતો. તેથી રાજ્યના કલ્યાણને માટે સુધારા કરવાની જરૂર હતી, અને સુધારાને માટે પૈસાની જરૂર હતી. પરન્તુ તે માટે પૈસો કાઢવો કયાંથી ? રાજ્યનો સારો કારભાર, સુધારા અને રાજ્યના ધનની વૃદ્ધિના પ્રશ્ને માધવરાવને પહેલાંથી જ અતિશય ચિન્તામાં નાંખી દીધા. રાજ્યનો સારો કારભાર અને સુધારાનો આધાર રાજ્યના ધન ઉપર રાખવામાં આવે છે, એ પ્રથમથી જ કહેતા આવ્યા છીએ. આ વખતે કેવા સરસ ઉપાયોથી એ રાજ્યના ધનની વૃદ્ધિ થાય, તે જ તેમની મુખ્ય ચિન્તાનો વિષય થઇ પડયો હતો. ગાયકવાડ સરકારનું વસુલાતી ખાતું ઘણું ખામીવાળું હતું. વસુલાતી ખાતાના સુધારાને માટે નવા પ્રધાનને વિશેષ પ્રયાસ કરવો પડયો હતો. રાજ્યના ધનની ઉન્નતિ કરવા સારુ સર માધવરાવને કેટલા પ્રમાણમાં પરિશ્રમ કરવો પડ્યો છે તે સમજાવવા માટે વડોદરાના તે સમયના વસુલાતીખાતાના સંબંધમાં બે ચાર વાતો કહેવી જોઇએ. વડોદરામાં સરદારની પદવી ધરાવનારા કેટલાએક ખાનદાનોના હાથમાં વસુલાતીખાતાનો વહીવટ હતો. તેઓ સરકારની પાસેથી કેટલાંક વરસોને માટે અમુક પૈસા આપવાની શરતે જમીનદારીનો ઇજારો લેતા; અને સરદારો વળી એ સઘળી જમીનદારી, સાહુકાર કહેવાતા લોકોને પટે આપતા. તેઓ ફક્ત સરદારોને ભરવાના પૈસા આપવાને માટે જ બંધાયલા રહેતા. પરન્તુ બીજા કોઇ નિયમને અનુસરીને ચાલતા નહિ. અનેક રીતે પૈસા મેળવવા માટે તે સાહુકારો પ્રજાને દુ:ખ દેવામાં બાકી રાખતા નહિ.–ટુંકામાં એટલું જ કે ઇજારદારીના

બંદોબસ્તમાં કોઇ કોઇનો ભાવ પૂછતું નહિ. દરેક જણ પોતપોતાની લેણ દેણમાં મુંઝાયલો રહેતો. રાજા પોતે, સરદાર, સાહુકાર અથવા પ્રજાની સગવડ અથવા અગવડ તરફ ધ્યાન આપતો નહિ. તે તો સરદારની પાસેથી પોતાને મળવાના પૈસા મળતાં જ નિશ્ચિન્ત થઇ જતો. સરદારો વળી તે જ પ્રમાણે સાહુકારો પાસેથી પોતાને મેળવવાના પૈસા કળવકળથી કઢાવી લેતા. રાજા અથવા સરદાર કોઇને પણ પ્રજાની સાથે પરબારું કામ લેવું પડતું નહિ; તેથી તેઓ પ્રજાના સુખદુ:ખની બાબતમાં ઉદાસીન રહેતા હતા. સુકાળ અથવા દુકાળથી પ્રજાને જે લાભ અથવા નુકશાન થતું, તે તેઓ જાણવા ચહાતા નહિ. તેઓ તો પોતપોતાના પૈસા મેળવવા ચહાતા હતા. સાહુકારોને પણ તે પૈસા પ્રજા પાસેથી એક એક કરીને એકઠા કરવા પડતા હતા. તેઓ આવકના પૈસામાંથી પોતાનો હિસ્સો રાખીને સરદારોને આપતા હતા. વાજબી રીતે મેળવવાની વાત તો બાજુએ મૂકીને તેઓ એમ ધારતા કે, કોણ જાણે ઇજારો ફરીથી મળશે કે નહિ, માટે આપણા ઇજારાના વરસોની અંદર જ જે કંઇ પેદા કર્યું તે ઠીક! તેઓ આવા વિચારથી પ્રજાની પાસેથી વાજબી અથવા ગેરવાજબી ઉપાયોથી નાણું ચૂસી લેતા હતા. આથી પ્રજા બહુ જ પીડાતી હતી, એટલું જ નહિ પણ ઘણીવાર પાયમાલ થઇ જતી હતી. તેથી આ હાલતમાં પ્રજાના દુ:ખનો કદી આરો આવતો નહિ. જેમ રાજાના ભલાની અંદર પ્રજાનું ભલું સમાયલું છે તેમ જ પ્રજાના ભલામાં રાજાનું ભલું સમાયલું છે. એટલા જ માટે જે રાજ્યમાં પ્રજા દુ:ખમાં દિવસો ગુજારતી હોય તે રાજ્યનું શ્રેય કેવી રીતે થાય? **માધવરાવે** સઘળા બાબતોની એક પછી એક તપાસ કરીને રાજ્યની ખરી હકીકત વિષે માહિતગારી મેળવી. જેમ એક કુશળ અસ્ત્ર-ચિકિત્સક પીડાએલાં અંગ પ્રત્યંગની પરીક્ષા કરીને વ્રણની જગા કયાં છે અને કઇ જગાએ નસ્તર મારવું જોઇએ, એ જાણે છે; તેમ **માધવરાવે** પણ રાજ્યની અંદર ખામીવાળી જગાઓ કયાં છે અને કઇ જગાએ સુધારાના તીક્ષ્ણ નસ્તરનો પ્રયોગ કરવો જોઇએ તે જાણી લીધું. સરદારોની સાથેનો મહેસુલની ઇજારદારીનો બંદોબસ્ત જ્યાં સુધી કાઢી નાંખવામાં ન આવે ત્યાં સુધી રાજ્યની સારી સ્થિતિની આશા નથી, એ વાત તેણે સારી રીતે જાણી લીધી.

પરન્તુ સરદારોની પાસેથી ઇજારો લઇ લેવો, એ કામ ઘણું કઠણ હતું. તેઓ રાજ્યના ભાયાતો હતા. તેઓની સત્તા અને મોભો સારાં હતાં; અને સાહુકારો તેઓના મદદગાર હતા. માધવરાવનો વિચાર તેઓના હાથમાંથી રાજ્યનું મહેસુલ વસુલ કરવાનું કામ લઇ લઇને તેઓની આવકનો રસ્તો બંધ કરવાનો છે, એ વાત જ્યારે સૌએ જાણી ત્યારે ચારે તરફથી વાંધા ઉઠવા લાગ્યા. સરદારો કુડકપટની બાજી રમવામાં હુશિયાર લોકોને શરણે ગયા અને તેઓ અનેક પ્રકારની કાયદા સંબંધી તકરારો ઉભી કરવા લાગ્યા. સર માધવરાવ વકીલાતથી આજીવિકા કરનારા નહતા, તોપણ કાયદાનાં શાસ્ત્રોનું સઘળું ફૂટતત્ત્વ જાણતા હતા. તેઓએ પોતાની સ્વાભાવિક તીક્ષ્ણ બુદ્ધિની સહાયતાથી એક કંટકથી બીજા કંટકને ઉખેડી નાંખવાનો પ્રયોગ કર્યો. સરદારો જે દલીલોની મદદથી પોતપોતાનો હક સાબીત કરવાને તૈયાર થયા હતા, તે જ સઘળી દલીલોની સરતો પુરી ન કરવાથી પોતાની જાળમાં પોતે જ ફસાઇ ગયા. તેઓની સાથે ઠરાવેલી મુદતને માટે જે ગામો ઇજારે આપવામાં આવતાં હતાં, તેની મુખ્ય સરત એ હતી કે, તેઓએ દર વરસે ઠરાવેલે વખતે પોતપોતાનાં પૈસા ભરી આપવા. પરન્તુ આ તકરારને વખતે હિસાબ તપાસતાં સર માધવરાવને જણાયું કે, ઘણા ખરા સરદારોની પાસે કોઇને કોઇ હિસાબે મહેસુલના પૈસા બાકી રહ્યા છે. આ પ્રમાણે બાકી રહેલા પૈસાનું પ્રમાણ ઘણું મોટું હતું. સર માધવરાવે આ સઘળું જોઇને એવો ઠરાવ કર્યો કે, જે જે સરદારોની પાસે મહેસુલ બાકી છે, તેઓ જો ઠરાવેલી મુદતની અંદર ભરી ન શકે તો તેઓનો હક રદ જશે. સરદારો આજ દિવસ સુધી ખૂબ સુખમાં દિવસો ગુજારતા હતા અને તેઓના ખર્ચની કંઈ હદ હતી નહિ. રાજાને આપવાના પૈસા સુદ્ધાં તેઓએ ખર્ચી નાંખ્યા હતા. તેઓની પાસે કંઇ પણ પૈસો જમા થયો નહતો, એ કંઇ કહેવાની જરૂર નથી. તેથી તેઓ નવા દિવાનનો આ ઠરાવ સાંભળીને ગભરાઇ ગયા; ઘણા ખરા નીમેલા વખતની અંદર ભરવાના પૈસા ભરી શક્યા નહિ. સર માધવરાવે પણ જે આશા રાખી હતી તે જ પ્રમાણે થયું. સરદારો છેવટમાં હાર્યા; ધીરે ધીરે સાહુકારો પણ નબળા પડી ગયા. સરદારો અને સાહુકારોની અંદર જેઓ એકદમ વશ ન કરી શકાય એવા હતા, તેઓને કાશી વગેરે સ્થા-

નોમાં કાઢી મૂકીને દેશમાં શાંતિ ફેલાવી. **સર માધવરાવ** હવે પછી પોતાને મનગમતા સુધારાનાં કામો કરવા લાગ્યા. ન્યાય અને મહેસુલ એ બન્ને ખાતામાં તેઓએ ઘણા પ્રકારના લાભકારક સુધારા કર્યા. સરદાર અને સાહુકારોના હાથમાંથી મહેસુલ વસુલ કરવાનું કામ ખેંચી લઇને, યોગ્ય ઉપાયો અને સુધરેલી પદ્ધતિથી મહેસુલ વધારવા લાગ્યા. આવક જાવકનું સરખાપણું રાખવા માટે આવકનો વધારો અને ખરચનો સંકોચ એ બે પ્રકારના ઉપાયો લેવા જોઇએ. ફક્ત આવકની વૃદ્ધિ તરફ મન દોડાવવાથી કરનો બોજો વધવાનો ભય રહે છે; અને બીજે પ્રકારે પણ પ્રજા નીચોવાઈ જવાની શંકા રહે છે. એટલામાટે વસુલાત ખાતાનાં તત્ત્વ જાણનાર દિવાને ખરચનો સંકોચ કરવાની આવશ્યકતા જોઈ, તેમાં આરબલોકોનું લશ્કર કાઢી નાંખવાની બાબત મુખ્ય હતી. તેઓ તદ્દન નકામા હતા. તે ઉપરાંત તેઓનો જુલમ કંઇ ઓછો નહતો. એ સઘળા કારણોથી તેઓએ આ સૈન્ય રાખવાનું યોગ્ય ધાર્યું નહિ.

**સર માધવરાવે** રાજ્યની ઉન્નતિને માટે દૃઢપ્રતિજ્ઞાવાળા થઇને દિવાનગીરી લીધી હતી. પોતાના પરિશ્રમમાં વિશ્રાન્તિ લીધાવગર તથા ચાલુ પ્રયાસથી અને તેમાં સૌથી ઉત્તમ ઇશ્વિરકૃપાથી તેઓ કર્મભૂમિમાં વિઘ્નોથી મુક્ત થયા હતા. તેઓએ જે જે સાધનામાટે આટલો પરિશ્રમ કર્યો હતો તે તે કાર્યમાં તેઓને ક્રમે ક્રમે ફત્તેહ મળવાનો સંભવ જણાવા લાગ્યો. **સર માધવરાવના** કર્મશાલ જીવનના રાજ્યનીતિક્ષેત્રની સાધનાનો પ્રસંગ એ રીતે પૂરો થાય છે.

## સર સાલારજંગની સાધના.

**સર સાલારજંગ** ચોવીશ વરશની ઉમ્મરે **નિજામના** મુખ્ય મંત્રીની જગોએ નિમાયા. પાશ્ચાત્યજ્ઞાન મેળવવામાં હિન્દુ દિવાન **સર માધવરાવની** પેઠે તેઓ ભાગ્યશાલી નીવડયા નહતા. પરન્તુ સ્વાભાવિક રીતે તેઓ બહુ જ બુદ્ધિમાન્ હતા. નાની ઉમ્મરમાં જ રાજકારભારમાં તેઓએ સારી હુશીયારી મેળવી હતી. તેથી કર્મક્ષેત્રમાં પાશ્ચાત્ય વિદ્યાનાં પાંડિત્યની ખામીને લીધે તેઓને કોઇપણ પ્રકારની અગવડ ભોગવવી પડી નહિ. તેઓ ઇશ્વિરે આપેલી તીક્ષ્ણ બુદ્ધિ, અસ્ખલિત આરોગ્ય અને દૃઢ ચિત્ત લઇને રાજ્યકાર્યમાં પ્રવૃત્ત થયા.

**સર સાલારજંગે** દિવાનગીરી લીધા પછી થોડા જ વખતમાં જોયું કે, રાજ્યની અંદર ઘણો જ ગોટાલો છે અને ખજાનો ખાલી છે. **નિ**ઝામનાં ઘણાં કિમતી ઝવેરાતો કરજને લીધે વિલાયતમાં ગીરો હતાં. આ વખતે **નિ**ઝામ ઉપર ત્રણ કરોડ રૂપીયાનું કરજ હતું. લશ્કરીખાતાના નોકરોના બાકીના પગારોને પેટે ઘણાં ગામોની મહેસુલ તેઓના હાથમાં હતી. આ તરફ રાજની અંદર જે આવક હતી તેમાંથી ખરચ પૂરો થતો નહિ. ખરચ પણ ઠરાવેલો અથવા વાજબી હતો એમ પણ નહતું. **નિ**ઝામના અનેક નકામા પગારદારો હતા; તેઓને ઘણા ગળે વળગેલાઓનો બોજો ઉઠાવવો પડતો હતો.

**સાલારજંગ** રાજ્યની અવસ્થા ખાસ ધ્યાન દઇને તપાસવા લાગ્યા. પહેલાં તેઓ ખોટા ખરચો બંધ કરવાને માટે કંમરબંધ થયા. તેઓએ જોયું કે, રાજ્યની અંદર ઘણાએક નકામા અને જુલ્મી અરબ્બો, પઠાણો અને રોહિ-લાઓનું લશ્કર રાખેલું છે; લડાઇના કામમાં તેમનું સામર્થ્ય ન હોવા છતાં જુલમ કરવામાં તેઓ વિશેષ કુશળ હતા. એઓમાંના ઘણા ખરા ખાસ **નિ**ઝામની હજુરમાં રહીને પગાર મેળવતા હતા, અને બીજા ઘણાખરા જાગી-રદારોને તાબે હતા. લડાઇને પ્રસંગે તેઓનું આ સઘળું સૈન્ય મદદ કરે એવો કરાર હતો. **સર સાલારજંગે** જોયું કે, તેઓના પગાર વગેરેમાં બહુ ખર્ચ થાય છે, અને તેઓથી રાજને મદદ થવાનો સંભવ ઘણો થોડો જ છે. આ સઘળો વિચાર કરીને તેઓએ એમને નોકરી ઉપરથી દૂર કરવા મનમાં નિશ્ચય કર્યો અને એટલા માટે એક હુકમ બહાર પાડયો. જેઓ ખાસ **નિ**ઝામની હજુરમાં હતા તેમને જ નોકરીપરથી દૂર કરીને તેઓ નિશ્ચિન્ત રહ્યા નહિ; પરન્તુ દરેક જાગીરદાર અને તાલુકદારપર એ જ મતલબનો હુકમ કર્યો. આ સિપાઇઓને નોકરીપરથી દૂર કરવાથી રાજને ત્રણ પ્રકારનો લાભ થયો. પહેલું તો તેઓના પગારને માટે જેટલો ખર્ચ થતો હતો તે સઘળો બંધ થયો. બીજું તેઓમાંના ઘણાએકની પાસે બાકી રહેલા પગારને માટે અને બીજા કેટલાક કારણોને લીધે ઘણાક ગામોની મહેસુલ ગીરવી હતી, તે પણ છૂટી થઇ. આ જગાએ અવસ્ય જણાવવું જોઇએ કે, આ ઉપાયથી તેઓએ ૪૦ લાખ રૂપિયાની

વાર્ષિક ઉપજ વધારી. અને ત્રીજું સાધારણ પ્રજા અને શેહેરીઓને તેઓના જંગલી જુલમમાંથી બચાવીને રાજની અંદર શાન્તિ ફેલાવી.

**સર સાલારજંગે** ત્યાર પછી રાજની જમીનની માપણી કરીને હૈદરાબાદના રાજને જૂદા જૂદા જીલ્લામાં વહેંચી નાંખ્યું. રાજનું મહેસુલ ઉઘરાવવા માટે જે ઇજારદારીનો બંદોબસ્ત હતો તે બંધ કર્યો. તાલુકદારો નાના પ્રકારથી પ્રજાને પીડતા હતા, અને તે કારણને લીધે તેઓની વિરુદ્ધમાં ઘણી ફરીઆદો થતી હતી; તેઓના જુલમની વાત બાજુ રાખતાં તેઓના ઉપર મોટું તોહોમત તો એ મૂકવામાં આવ્યું કે, તેઓ રાજની મહેસુલ ઉઘરાવીને તેમાંથી ચતુર્થાંશ અથવા અર્ધ પહેલાંથી જ કાપી લેતા, એથી રાજનું સઘળું નુકશાન થતું. આ સઘળા કારણોને લીધે દિવાન **સાલારજંગે** તેઓને નોકરી પરથી બરતરફ કર્યા. એ વખતે તેઓએ પ્રજાના હિતને માટે નવો નિયમ દાખલ કર્યો. પ્રજા પાસેથી લેવાની મહેસુલ નક્કી કરી, અને તેઓએ અનાજને બદલે રોકડા પૈસા લેવાનો રીવાજ ચાલુ કર્યો. પ્રજાનો હક જો કાયમનો ન હોય અને તેઓએ આપવાનો કર પણ નક્કી કરેલો ન હોય તો તેઓ કયા લાભની આશાથી પોતાની જમીનની ઉન્નતિ કરે ? તેઓ જ્યારે જુએ કે, તેઓની મહેનતથી જમીનની પેદાશ વધતાં તેની સાથે મહેસુલ પણ વધે અને તે વધારેલી મહેસુલ તેઓ ન આપી શકે અથવા આપવાનું કબૂલ ન કરે તો તેઓની જમીન બીજાના હાથમાં જાય; તો તેઓ કયા લાભની આશાથી અંગ તૂટતી મહેનત કરીને જમીનની પેદાશ વધારે ? પરન્તુ જો તેઓ આ પ્રમાણે અભયવચન અને વિશ્વાસ મેળવે કે, જમીનને સુધારવામાં આવે અને તેની અંદર ધાન્ય વધારે પાકે તો પણ રાજા મહેસુલ વધારશે નહિ, તો તેઓ તે લાલચથી જમીનને સુધારીને પોતાની ઉન્નતિ કરવાને માટે દેહપાત કરીને પણ મહેનત કરે. પ્રજાથી જ અણખેડેલ જમીન સારી થાય છે અને દેશ પુષ્કળ ધાન્ય ઉત્પન્ન કરી શકે છે. પ્રજા સુખી હોય તો રાજા સુખી થાય છે; પ્રજાના ધનની વૃદ્ધિ થતાં રાજાના ધનની પણ વૃદ્ધિ થાય છે. જે રાજ્યની પ્રજા સુખી હોય છે તે રાજ્યમાં રાજાના પૈસાની આવકના ઘણા રસ્તા હોય છે. પ્રજાની અવસ્થા સારી હોય તો રાજા જાહેર રીતે અથવા આડકતરી રીતે અનેક પ્રકારના કરોથી રાજનો ખજાનો ભરી શકે છે. સર

**સાલારજંગ** મહેસુલ ખાતાના આ ગૂઢતત્ત્વને સારી રીતે જાણતા હતા અને તેના ઉપકારીપણા ઉપર તેમને આસ્થા હતી; એટલા જ માટે તેઓએ ઘણા પ્રકારની અગવડો અને વાંધાઓની વચ્ચે આ મહેસુલ ઉઘરાવવાની ઉત્તમ રીતનો પ્રસાર કર્યો. આ જગાએ આ વાત પણ કહેવી તે અપ્રાસંગિક નહિ જણાય કે, મહેસુલના આ કાયદાને લીધે બંગાળની પ્રજાની અવસ્થા પણ સાધારણ રીતે સારી છે.

**સર સાલારજંગ**ના અવિશ્રાન્ત પરિશ્રમના ફળમાં હૈદ્રાબાદની રાજની પૈસા સંબંધી સ્થિતિ ક્રમે ક્રમે સુધરવા લાગી. આ વખતે તેઓએ એક 'અનામત ખજાના'ની સ્થાપના કરી. રાજની આવક જાવક ત્યાંથી થતી; અને સઘળા જમાખર્ચનો હિસાબ ત્યાંથી જ બહાર પડતો. આ ઉપરથી જણાય છે કે, **સર સાલારજંગ**ની સુધારેલી મહેસુલની પદ્ધતિથી રાજ્યમાં ખર્ચ કરતાં ઉપજ વધારે થવા લાગી. ખજાનામાં ધીમે ધીમે પૈસો વધવા લાગ્યો.

કહેવામાં આવે છે કે;–

**नरपतिहितकर्ता द्वेष्यतां याति लोके**
**जनपदहितकर्ता त्यज्यते पार्थिवेन ।**
**इति महति विरोधे विद्यमाने समाने**
**नृपतिजनपदानां दुर्लभः कार्यकर्ता ॥**

અર્થાત્ રાજા અને પ્રજા બન્નેને સંતુષ્ટ કરીને કાર્ય કરવું મુશ્કેલ છે. રાજાનું સારું કરવા જતાં પ્રજા નારાજ થાય છે અને પ્રજાના હિતનું કાર્ય કરવા જતાં રાજા કોપાયમાન થાય છે. એટલા માટે રાજા અને પ્રજા બન્નેનું ભલું કરી શકે એવો માણસ દુર્લભ છે. આ વાત ખરેખર સત્ય છે. પરન્તુ રાજા અને પ્રજા બન્નેની અપ્રીતિનું પાત્ર થઇ કેવલ કર્તવ્ય તરફ નજર રાખી, દેશના કલ્યાણની વાત નજરમાં લઇ, ભગવાનની કૃપા ઉપર ભરોસો રાખીને કાર્ય કરી શકે એવો માણસ તો જગતમાં ખરેખર એથી પણ વધારે દુર્લભ છે.

**સર સાલારજંગ** પણ એવા જ પ્રકારના દુર્લભ પુરુષ હતા. **નિઝામ અફ્–ઝલ્–ઉલ્–દૌલા** તેઓને પ્રીતિની નજરથી જોતા નહતા. દિવાન સાહેબના કામકાજ અને તેઓની રીતભાત ઉપર હમ્મેશાં **નિઝામ** શંકિત હૃદયથી જોતા.

**સર સાલારજંગ** રાજ્યના પ્રધાન અમાત્ય હોવા છતાં પણ **નિઝામના** નજર કેદી હતા એમ કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહિ. કારણ કે, **નિઝામની** અનુમતિ વગર તેઓ કયાંય પણ આવજાવ કરી શકતા નહિ. શહેરની નજીકના તેઓના બગીચામાં સગાંવહાલાંઓને લઇને એક દિવસ રમતગમતમાં સાંજ પસાર કરવાની ઇચ્છા થાય તો તેને માટે પણ તેમને **નિઝામની** અનુમતિ લેવી પડતી. કોઇક દિવસ **અંગ્રેજી** સૈન્યની કવાયત જોવાને માટે નિમન્ત્રણ આવતાં નિમન્ત્રણ સાચવવા માટે તેમને **નિઝામની** રજા લેવી પડતી. ધણી અને નોકર વચ્ચેનો આવો સંબંધ બહુ જ શોચનીય છે. **સર સાલારજંગને** પદભ્રષ્ટ કરવા માટે એકવાર એક મોટી ખટપટ જાગી. ખટપટ કરનારાઓએ **નિઝામને** એવી બાતમી આપી કે, રેસીડન્ટ સાહેબ દિવાન સાહેબની ઉપર ઘણા જ નારાજ થયા છે. **નિઝામ સાલારજંગપર** એટલા બધા ખીજાયલા હતા કે, તેઓ આ ખબર સાંભળતાં સત્યાસત્યનો નિર્ણય કર્યા વગર એકદમ રેસીડન્ટ સાહેબની કોઠીમાં જઇને વાતચિતને બ્હાને બોલ્યા કે, રેસીડેન્ટ સાહેબ દિવાનને નોકરી ઉપરથી દૂર કરવા બાબત દરખાસ્ત મૂકે તો તેઓ તેને અનુમોદન આપશે. રેસીડન્ટ સાહેબ સર્વ પ્રકારે **સાલારજંગના** પરમ મિત્ર હતા. તેઓ **નિઝામને** મોહોડેથી આ વાત સાંભળી પોતાના મનનો ભાવ છૂપો રાખી, મનમાં આશ્ચર્ય પામવા લાગ્યા. જે રાજાના કલ્યાણને માટે જીંદગીને જોખમે તેઓ આટલો પરિશ્રમ કરે છે, તેમના મનનો ભાવ તો આ પ્રકારનો છે. હવે આપણે જોઇએ કે, તેઓ પ્રજાવર્ગમાં કેવા પ્રીતિપાત્ર હતા.

**સર સાલારજંગ** લાંબા વખતથી **અંગ્રેજોના** ખરા મિત્ર હતા. સાર્વભૌમ રાજકર્તા **અંગ્રેજોની** સાથે મિત્રતા રાખવામાં હૈદ્રાબાદનું પરમકલ્યાણ છે, એ તેઓ સારી રીતે જાણતા હતા; અને તેનાં ઘણાં પ્રમાણો પણ છે. ઇ. સ. ૧૮૫૭ માં જ્યારે ભરતખંડમાં ચારે તરફ બળવાનો અગ્નિ ફાટી નીકળ્યો હતો, જ્યારે એક રાજા પછી બીજો રાજા બલવાખોરો સાથે મળી જતો હતો, જ્યારે સીપાઇઓની એક ટૂકડી બળવામાં સામેલ થઇને બીજી ટુકડીને પણ બળવામાં સામેલ થવાને બોલાવતી હતી, અને જ્યારે બળવારૂપી અગ્નિમાં અંગ્રેજ સ્ત્રી પુરુષો અને નિરાધાર છોકરા છોકરીઓ દાવાનળમાં ઘેરાયલા મૃગોનાં ટોળાંની પેઠે

ભયથી વિહ્વલ થઇને દિવસો ગાળતાં હતાં, ત્યારે શત્રુ અને મિત્ર સઘળા નિઝામની હીલચાલ ઉપર ટાંપીને જોઈ રહ્યાં હતાં. નિઝામનો પ્રજાવર્ગ અંગ્રેજોને હિન્દુસ્તાનમાંથી હાંકી કાઢવાને માટે ઉન્મત્ત જેવો થઇ રહ્યો હતો; માત્ર તેઓ નિઝામની આજ્ઞાની જ વાટ જોતા હતા. ઇસારામાં પણ તેઓ નિઝામની અનુમતિ મળતાં બળવાખોરો સાથે મળી જઇને બ્રિટિશ સેનાને વિખેરી નાંખવા તત્પર હતા. આવી રીતની ઉત્કંઠા અને ઉન્મત્તતાને સમયે માત્ર એક દીર્ઘદર્શી અને રાજનીતિકુશળ **સર સાલાર** જંગની દૃઢચિત્તતાને લીધે સઘળી તરફ સુલેહ જળવાઇ રહી હતી. તેઓએ નિઝામનાં સૈન્ય અને પ્રજાને બળવામાં મળી જતાં અટકાવ્યાં. સૈન્યગણ અને પ્રજા અટકયાં એ વાત ખરી, પણ તેઓનો અટકાવ ચતુરાઇથી જ્વાળામુખીની જ્વાળને અટકાવવા જેવો હતો. તે અગ્નિ આગળ જતાં શાન્ત પડયો હતો. તોપણ વચમાં વચમાં તે અગ્નિના સ્વરૂપે થોડો થોડો વખત દેખાવ દીધો હતો. તેના દાખલા તરીકે તેઓની જીંદગી બે વખત શત્રુઓના હાથમાં જોખમમાં આવી પડી હતી. ઈશ્વરની વિશેષ કૃપાને લીધે જ તેઓ એ બે વખત મૃત્યુના મુખમાંથી બચી ગયા હતા.

આગળ કહેવામાં આવ્યું છે કે, **સર સાલાર**જંગે પ્રજાને બળવામાં સામેલ ન થવા દઇને, જ્વાળામુખીની જ્વાળાને શાન્ત કીધી અને તેથી પોતાની જીંદગીને જોખમમાં આણી દીધી. ૧૮૫૭ ના બળવા પછી તુરત જ ૧૮૫૯ માં હૈદ્રાબાદના લોકો સંપ કરીને તેઓને મારવાને માટે ઉદ્યોગ કરવા લાગ્યા. એક દિવસે દીવાન સાહેબ રેસીડન્ટ સાહેબની સાથે નિઝામના મહેલથી જ્યારે ફરવા નીકળ્યા ત્યારે જાંહાંગીરખાં નામના માણસે તેઓને તાકીને બંદૂક છોડી. સારે ભાગ્યે તે દુષ્ટની નેમ ખાલી ગઇ. બંદૂકની નેમ ફોકટ ગયેલી જોઇને તે હાથમાં તરવાર લઇને સાલારજંગની તરફ ધસ્યો, પરન્તુ તે વખતે પણ તે કશું કરી શકયો નહિ. સાલારજંગની પાસેના બીજા માણસોએ તે દુષ્ટના કટકે કટકા કરી નાંખ્યા.

આ માઠા બનાવ પછી ઘણેક દિવસે સને ૧૮૬૮ માં **સર સાલાર**જંગને મારવાને માટે ફરી પ્રયાસ થયો. એક દિવસે નિઝામના મહેલમાં કચેરીમાં જતી વખતે રસ્તામાં એક દુરાત્માએ તેઓની તરફ બે વાર બંદૂક છોડી,

પરન્તુ એઉ વખત તેની નેમ ખાલી ગઈ. પછી તેને પકડીને **નિ**ઝામની સામે ઇન્સાફને માટે ઉભો કરવામાં આવ્યો. **નિ**ઝામે તેને દેહાન્ત દંડની શિક્ષા કરી; **સર સાલારજંગે** તેનાપર દયા કરીને પોતાના પરમ શત્રુને દેહાન્ત દંડની સજામાંથી છોડવીને કેદની સજા અપાવવાને **નિ**ઝામને ભલામણ કરી, પરન્તુ **નિ**ઝામે તેને દેહાન્ત દંડની સજામાંથી મુક્ત કર્યો નહિ. **સર સાલારજંગે** રાજાના કલ્યાણને માટે પોતાના સુખ અને આરોગ્યને, એટલું જ નહિ પણ જીંદગીને સુદ્ધાં જોખમમાં નાંખી હતી, તોપણ તેઓ રાજાના પ્રીતિપાત્ર થયા નહિ. બીજી તરફ પ્રજાના હિતને માટેના તેઓના પ્રયાસવડે તેઓ પ્રકૃતિમંડળના પણ માન્યપાત્ર થયા નહિ. પ્રજાની પણ તેઓ પ્રીતિ મેળવી શક્યા નહિ. તોપણ તેઓ રાજા તથા પ્રજા બન્નેના સુખને માટે પ્રયાસ કરતા; પરન્તુ દુર્ભાગ્યને લીધે તેઓનો રાજાએ તથા પ્રજાએ ત્યાગ કર્યો. એવી અવસ્થામાં સ્થિરચિત્તથી જે મહાપુરુષ કર્તવ્યના માર્ગમાં અડગ રહી શકે, તેને અસાધારણ પુરુષ સમજવો. તેઓના જેવા પુરુષો બહુ જ દુર્લભ છે, એમ કહેવું એ કંઇ અતિશયોક્તિ ગણાય નહિ.

ઇ. સ. ૧૮૬૯માં વૃદ્ધ **નિ**ઝામ **અફઝલ–ઉલ–દઉલ્લાના** મરણ પછી નવા **નિ**ઝામ ગાદીપર આવ્યા. પરન્તુ તેઓ તે સમયે ઉમ્મરે પહોંચેલા ન હોવાને લીધે ગવર્નર જનરલે **સર સાલારજંગ** અને **સમસુલમુલ્ક–અમીર–ઇ–કબીરને** નવા **નિ**ઝામના વાલી તરીકે નીમ્યા. **સર સાલારજંગ** આગળની પેઠે ઉદ્યમની સાથે રાજ્યના હિતને માટે તત્પર રહેતા હતા. એ પ્રમાણે કેટલોક સમય ગયો; પછી ઇ. સ. ૧૮૭૫માં અમારા હાલના **શહેનશાહ સાતમા એડ્વર્ડ** (ત્યારે તેઓ **પ્રીન્સ ઓફ વેલ્સના** નામથી પ્રસિદ્ધ હતા) **હિ**ન્દુસ્તાનની મુસાફરીએ આવ્યા. એ વખતે **સર સાલરજંગે** તેઓની મુલાકાતનો લાભ લીધો, અને તેઓના માનપૂર્વક બોલાવવાથી **સાલારજંગ** ઈંગ્લંડની સફરે ગયા. ત્યાં પણ તેઓએ ઘણા ઉપાયોથી **નિ**ઝામ અને તેઓના રાજ્યના કલ્યાણને માટે પ્રયાસ કીધો હતો. સ્વદેશમાં શું, પરદેશમાં શું, તેઓ તન, મન અને વાણીથી **હૈ**દ્રાબાદના હિતનું સાધન કરી ગયા છે. રાજનીતિમાં કુશળ **સર સાલારજંગની** સાધનાનો પ્રસંગ બહુ મનોજ્ઞ અને લાભદાયક ગણાવો જોઇએ.

## ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની સાધના.

રાજા અથવા રાજાના જેવો પુરુષ, ધનવાન્ અથવા કુલવાન્ માણસ, જો દૃઢ પ્રતિજ્ઞાવાળો અને સદિચ્છાવાળો હોય તો જેમ ધન, માન, વિષય, વૈભવ અથવા વિલાસ કંઇ પણ તેની ઇચ્છિત વસ્તુ મેળવવાના માર્ગમાં અન્તરાયરૂપ થઇ શકતાં નથી. માયાની મોહિની મૂર્ત્તિ જેમ કોઇ પણ રીતે તેને સાધનાના આસન ઉપરથી ચલાયમાન કરી શકતી નથી, તે પ્રમાણે ઇચ્છાશક્તિ પ્રબળ હોય, સંકલ્પ દૃઢ હોય અને પ્રતિજ્ઞા અટલ હોય તો સમાજનો દરિદ્ર અથવા ખરાબ હાલતમાં આવી પડેલો અથવા ગણત્રીમાં ન આવી શકે તેવો માણસ પણ દુઃખ, દારિદ્ર, અભાવ, અર્ધાશન, ઉપવાસ, રોગ કે શોક વગેરે જે દરિદ્રતાની સાથે જોડાયલાં છે, તે સઘળાંઓને ઓળંગીને સાધનભૂમિમાં નિર્ભય ચિત્તથી રહી શકે છે. ધનબળ અથવા જનબળ, ન હોવા છતાં પણ તે પોતાના ચરિત્રના બળથી અને પ્રતિજ્ઞાના બળથી આત્મશક્તિવડે સર્વ પ્રકારની પ્રતિકુળ શક્તિનો પરાભવ કરીને પોતાનું પ્રાધાન્ય સ્થાપન કરવાને સમર્થ થાય છે. તે પ્રતિકુળ શક્તિઓના સમૂહની સાથે નિરન્તર સંગ્રામ કરીને નાશ પામવાનું પણ કબૂલ કરશે, પણ સાધનભૂમિનો ત્યાગ કરશે નહિ. દુઃખ અને દરિદ્રતાની બીહામણી મૂર્ત્તિ જોઇને તે બીકથી વિહ્વળ થતો નથી. તે કર્મક્ષેત્રનો ત્યાગ કરીને બાયલાપણું બતાવતો નથી. ધનહીન હોવા છતાં પણ તેઓ શક્તિહીન હોતા નથી. કર્મક્ષેત્રમાં એ પ્રકારનાં માણસોને વીર પુરુષ તરીકે લાંબા વખત સૂધી આદર કરવા યોગ્ય છે. બંગાલાના ગૌરવરૂપ ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગર મહાશય એ પંક્તિના વીરપુરુષમાંના એક જણ હતા. તેઓ એક કર્મયોગની સાધના કરનારા હતા. વિદ્યામંદિરમાં તેઓના એક કર્મયોગની સાધનાની સૂચના થાય છે. બાલ્યાવસ્થામાં જ્યારે તેઓ વિદ્યામંદિરમાં સરસ્વતી દેવીની સાધનામાં તત્પર હતા ત્યારે દરિદ્રતા અનેક પ્રકારે તેઓને પીડવા લાગી. પરન્તુ બાળક ઈશ્વરચન્દ્રે પોતાના સંકલ્પની દૃઢતા અને નિશ્ચયાત્મક બુદ્ધિની સહાયતાવડે તે બધાનો પરાભવ કર્યો. વિદ્યાસાગર મહાશયે પોતાના વિદ્યાર્થીજીવનમાં જે પ્રકારનાં દુઃખ અને સહનશક્તિની સાથે અનેક પ્રકારની પ્રતિકુલ અવસ્થામાં પણ રહીને વિદ્યા સંપાદન કરી છે તે સાંભળતાં વિસ્મય અને પ્રશં-

સાના ભાવથી હૃદય પૂર્ણ થઇ જાય છે. એક તરફ દરિદ્રતાની સાથે સંગ્રામ, અને બીજી તરફ જ્ઞાન મેળવવા માટે સારો પરિશ્રમ, આ બન્ને બાબતો વિદેશના અનેક મહાત્માઓના જીવનમાં જોવામાં આવે છે. ઓગણીશમી સદીમાં અમેરીકાના યુનાઇટેડ્ સ્ટેટ્સના પ્રસિદ્ધ પ્રેસીડેન્ટ મહાત્મા ગારફીલ્ડના જીવનમાં એ પ્રકારની ઘટનાનો સમાવેશ જોવામાં આવે છે. શારીરિક પરિશ્રમને સાટે તેઓએ વિદ્યા મેળવી છે. અમારા દેશમાં પણ તેનાં ઉદાહરણો વિરલ નથી. ઉદ્દાલક અને ઉપમન્યુની કથા હાલમાં પૌરાણિક વાર્તાના રૂપમાં ફેરવાઇ ગયેલી છે. હમણાં દેશમાં શારીરિક પરિશ્રમની સીમા નથી. શારીરિક પરિશ્રમને સાટે માનસિક ઉન્નતિ મેળવવા માટે પ્રવૃત્તિ કરવી, એ પ્રશંસાની વાત છે. જે દિવસે લોકોમાં તે પ્રવૃત્તિ થશે તે દિવસથી અમારા દેશના કલ્યાણની શરુઆત થશે. શ્રમજીવી પુરુષોમાં જ્ઞાનનો દીવો વિસ્તાર પામશે. જે હોય તે ખરું, પણ એ દૂરની વાત છે. દરિદ્ર બ્રાહ્મણ સંતાન ઈશ્વરચન્દ્ર જ્યારે પ્રથમ કલકત્તામાં આવ્યા ત્યારે તેઓને પોતાને હાથે રસોઇ વગેરે કરીને વિદ્યાભ્યાસ કરવો પડતો હતો. તે સમયમાં કલકત્તામાં રહેવું અને તે ઉપરાન્ત પોતાને હાથે ત્રણચાર માણસની રસોઇ કરવી અને પછી થાકેલે શરીરે રાતના ઉજાગરાથી વિદ્યાભ્યાસ કરીને પ્રશંસાપૂર્વક પરીક્ષામાં પાસ થવું, એ કેટલું મુસ્કેલ કામ છે, તે હાલના વિદ્યાર્થીઓ સહેલાઇથી સમજી શકશે નહિ.

તે સમયમાં કલકત્તા શહેર કેવું હતું, તે સંબંધમાં બે ચાર વાત કહેવાથી તેમાં રહેવાના દુઃખનો કેટલોક આભાસ મળશે. કલકત્તા ત્યારે હાલની પેઠે આવું મહેલોથી શોભાયમાન હતું નહિ, રાતના પણ દીવાના પ્રકાશથી ઝળકી ઉઠતું ન હતું. વિજળી ચંચળતા ત્યાગ કરીને લક્ષ્મીના નિવાસરૂપ સુંદર મહેલોની પંક્તિની શોભાને વધારશે, એ વાત કોઇના ખ્યાલમાં પણ હતી નહિ. ગંગાનું પવિત્ર પાણી જ લોકો જાણતા, પણ તે પાણી તળાવમાં સ્વચ્છ થઇને લોકોને બારણે બારણે અને ઘરની અંદર મળી શકશે, તેનો કોઇ વિચાર પણ કરી શકતું નહતું. સ્વચ્છ જળનું પાણી, ગ્યાસ અને વીજળીની બત્તીઓ, એ તો વિલાસની વાત છે; પરન્તુ આજકાલ અમે જેને આરોગ્યતાને માટે અત્યન્ત આવસ્યક સમજીએ છીએ તેનો પણ ત્યારે અભાવ હતો. આરોગ્યવિદ્યાની

સહાયતાથી હાલમાં મ્યુનિસિપાલીટીએ કલકત્તામાં ઘણી ઉન્નતિ કરેલી છે; તે વખતે તેમાંનું ઘણુંકરીને કશું હતું નહિ. સારા રાજમાર્ગના પડખામાં કાદવ-વાળી અને દુર્ગન્ધવાળી ગટરો ખુલ્લી રહેતી. શહેરનો ઘણો ખરો કચરો છેવટે તે જગાએ સડતો અને તેમાંથી નિરન્તર ગ્લાનિ ઉત્પન્ન કરે એવી દુર્ગન્ધ નિકળતી. રસ્તામાં ઠેકઠેકાણે કચરાના ઢગલા નજરે પડતા. રાતે રસ્તા ઉપર કોઇક જ વખતે દીવા સળગાવવામાં આવતા; અને જો કદાચ દીવા બાળવામાં આવતા તો તે પણ બહુ ઝાંખા બાળવામાં આવતા, અને તેથી કેવળ અંધારું ઘાડું જ થતું. ઘરની બહાર, રસ્તાઓની અને ઘાટોની તો આ દશા હતી. અંદર બે માળનાં અથવા ત્રણ માળનાં મકાનમાં પ્રવેશ કરીને નીચેથી ઉપર તરફ નજર કરીએ તો તે પાણી વગરના ઉંડા કુવા જેવાં લાગતાં. એ સઘળાં ઘરોનો મોટો ભાગ ભાડુતોથી ભરપૂર રહેતો. કબૂતરખાનાની પેઠે બારીએ બારીએ માણસો જોવામાં આવતાં. ઉપરનાં લોકો તેઓનો કચરો પૂંજો સગવડ મળતાં ઘણું કરીને નીચે ફેંકતાં, એથી નીચે રહેનારા લોકોની અવસ્થાનું સહેજમાં અનુમાન થઇ શકે તેવું છે. એ સઘળાં દુઃખો ઉપરાંત બીજું પણ એક દુઃખ હતું કે, પાયખાનાં ઘણું કરીને ઘરની નીચે હતાં. બનતાં સુધી તેમની પડોશના ભાગમાં જ રાંધણીયાં રહેતાં; તેની સામે જ રહેવાની જગા રહેતી. ઘરની અંદર કોઈ જગાએ ભીંત ઉપરનું ચુનાનું કામ ખાર લાગીને પડી ગયેલું અથવા તો કોઈ જગાએ પાનની પીચકારીઓથી રંગાયલું દેખાતું. ઘરની ઓસરીમાં સુંદર વનમાં ઉત્પન્ન થયેલાં સસ્તાં લાકડાંના એક બે બાંકડા પડ્યા રહેતા. તેમના ઉપર જુની પુરાણી એકાદ ગોદડી પડી રહેતી અને તે પણ બનતાં સુધી ધૂળને લીધે બાંકડાની સાથે ચોંટેલી રહેતી. બાંકડાની નીચેના અંધારાવાળા પ્રદેશમાં વાંદાઓએ પેઢી દરપેઢીથી વાસ કર્યો હોય એમ જણાતું. નવાબી જુલમથી બીધેલા વાણિયાઓ વગેરે ઘરની સ્ત્રિયોની પેઠે ત્યારે પણ કોઇ દિવસ સૂર્યને ન જોઈ શકે તેમ રહેતા હતા. એ સઘળું મૂકીને ગુપ્ત કવિના લખવા મુજબ "રાતે મચ્છર અને દિવસે માખી," એ તો હતું જ. ટુંકમાં હાલના કલકત્તામાં અને તે વખતના કલકત્તામાં સ્વર્ગ નરકનો ભેદ હતો—ખાસ કરીને ગરીબોમાં. બંગાળાનાં ગામડાંઓનાં લીલાં ઘાસ અને ધાન્યથી શોભાયમાન અને

વૃક્ષો તથા લતાઓથી વિંટાયલાં ઝુંપડાં અને ધાટોનો ત્યાગ કરી તથા સ્વચ્છ વાયુ છોડીને કલકત્તાના દુર્ગન્ધમય ધરોમાં ગોંધાઈ રહેવું, એ કેવું દુઃખદાયક છે, તેનું વર્ણન કરવું વ્યર્થ છે. બાળક ઈશ્વરચન્દ્ર, સ્નેહની મૂર્તિ માતા ભગવતી દેવી, પ્રિય જન્મભૂમિ, વીરસિંહ અને નાનપણના મિત્રોને મૂકી પિતાની સાથે કલકત્તામાં આવીને આ જ પ્રકારના કોઇ ધરની અંદર રહેવા લાગ્યા. તેઓ દરિદ્રના સન્તાન હતા એ આગળ જ કહેવામાં આવ્યું છે. તેઓના પિતાના દારિદ્રયના સંબંધમાં એટલું જ કહેવું બસ થશે કે, એક સમયે આહારને અભાવે તેઓના સર્વસ્વરૂપી એક પિત્તળની થાળીને ધરેણે મૂકવા અથવા વેચવાને માટે તેમને જરૂર પડી હતી. ત્યાર પછી અલબત તેમની અવસ્થા કંઇક સારી થઇ, અર્થાત્ મહિને દિવસે તેઓને બેથી દસ રૂપીયા સુધી આવક થવા લાગી. આ વખતે ઠાકોરદાસ વંદ્યોપાધ્યાય પોતાના પુત્ર ઈશ્વરચન્દ્રને ભણાવવાને માટે કલકત્તામાં લઈ આવ્યા. આ ઉપરથી પુત્રને સારી શિક્ષા મળવાને માટે પિતાનો આગ્રહ હતો, એમ સારી રીતે જણાય છે. કહેવામાં આવે છે કે "માતાના દોષથી પુત્ર રોગી અને પિતાના દોષથી પુત્ર મૂર્ખ થાય છે." જો આ ખરું હોય તો દરિદ્ર ઠાકોરદાસના ગુણો ઉપર ઈશ્વરચન્દ્રની વિદ્યાનો લાભ ઘણે ભાગે આધાર રાખે છે. અને પુત્ર ઈશ્વરચન્દ્રમાં ઠાકોરદાસનાં પવિત્ર લક્ષણો નજરે પડે છે. શાસ્ત્રકાર કહે છે કે, "पुत्रे यशसि तोये च नराणां पुण्यलक्षणम् ।" માણસોનાં પુણ્યનાં લક્ષણો પુત્રથી, કીર્તિથી અને જલથી જણાય છે.

ઠાકોરદાસ વંદ્યોપાધ્યાયે પોતાના પુત્ર ઈશ્વરચન્દ્રને સંસ્કૃતકૉલેજમાં દાખલ કીધો. તે વખતે સંસ્કૃતકૉલેજમાં વિદ્યાર્થીઓને ફી આપવી પડતી નહિ. હાથે લખેલાં પુસ્તકોપરથી ભણવાનો રીવાજ હતો. કોઇ પણ રીતે ખાવાનો ખરચ ચલાવી શકાય તો કલકત્તામાં રહીને પુત્રને સારી કેલવણી આપી શકાય, એ ભરોસા ઉપર તેઓએ પુત્રને કલકત્તામાં લાવવાનું સાહસ કર્યું. દુઃખની વાત એ હતી કે, તેઓનો ખાધા ખરચ હમ્મેશાં સારી રીતે ચાલતો ન હતો. વિદ્યાસાગરનું જીવન ચરિત્ર લખનારા કહે છે કે, એ વખતે તેઓને એવા પણ દિવસો પસાર કરવા પડયા હતા કે, તળાવનાં માછલાં શેકી, ખટાઇમાં રાંધીને ત્રણ ટંક નિર્વાહ કરવો પડયો હતો. ઈશ્વરચન્દ્રને કલકત્તામાં

આવ્યાને થોડા વખત પછી પોતાને હાથે બે વખત રાંધવું પડતું; તેઓ કલકત્તામાં આવ્યા પછી ધીરે ધીરે તેઓના બીજા ભાઇઓને પણ કેળવણી માટે કલકત્તામાં લાવવામાં આવ્યા. તેઓને માટે ખાવા પીવાનું તેઓને જ તૈયાર કરવું પડતું હતું. ભાઇઓ આવવાથી બીજું પણ ઘરનું કામ ઘણું વધી પડયું હતું. સવારનો અને સાંજનો કાળ રાંધવા વગેરે અનેક પ્રકારના ઘર કામમાં વીતિ જતો. ૧૦ થી ૪ સુધી તેઓને વિદ્યાલયમાં રહેવું પડતું, તેથી દિવસે અભ્યાસ કરવાને માટે રાત્રિએ જાગવું પડતું હતું. એક તો આ ઉત્કટ પરિશ્રમ, તે ઉપરાંત ગલીચ ઘરમાં વાસ, આ બે કારણોથી વારંવાર તેમની તન્દુરસ્તી બગડી જતી; તો પણ એ સઘળાં તેમની સાધનામાં વિઘ્ન નાંખી શકયાં નહિ; અને તેઓ પોતાના અભ્યાસમાં કદી પણ મન્દ થયા નહિ. અંગ્રેજીમાં કહેવત છે કે, "Time is Money" અર્થાત્ "સમય એ જ ધન છે." વાસ્તવિક રીતે દરિદ્ર વિદ્યાર્થી ધનને અભાવે જેમ દુઃખી થાય છે તેમ સમયને અભાવે તે કરતાં પણ વધારે દુઃખી થાય છે. કમાવું અને ભણવું, એ બન્નેમાં સમયની જરૂર છે. ધનના અભાવને લીધે તેઓને નુકસાન થાય છે તેના કરતાં પણ સમયની અલ્પતાને લીધે વધારે નુકસાન થાય છે. ભણવાની બાબતમાં આ એક મોટો અન્તરાય છે. શરીર અને મનનું વિશેષ બળ ન હોય તો આ પ્રકારનાં વિઘ્નોને દૂર કરવાં મુસ્કેલ છે. ઈશ્વરચન્દ્ર ધનના અભાવને સમયનો અભાવ સમજવા લાગ્યા. જો તેઓ રસોયાનો અને નોકરનો પગાર આપી શકતે તો સવારમાં ભણવાને માટે સારો વખત મેળવી શકતે. પરન્તુ તે વખતે તેઓનું તેટલું સામર્થ્ય હતું નહિ, તેથી પોતાને હાથે બે ટાણાં રાંધવું, પિતા અને નાના ભાઇઓની સંભાળ રાખવી, વગેરે કામ પૂરું કરીને ભણવાનો ઉત્તમ કાળ જે પ્રાતઃકાળ અને રાત્રિનો જે પહેલો પહોર તે તેઓ મેળવી શકતા નહિ. તેમ છતાં તેઓની જ્ઞાનતૃષ્ણા ઘણી પ્રબળ હતી. શારીરિક ભુખ તરસ કરતાં તેઓની માનસિક ભુખ તરસ ઘણી પ્રબળ હતી. અનિવાર્ય જ્ઞાનની તૃષ્ણાંની તૃપ્તિને માટે તેઓને આરામેશ અને નિદ્રાનો સમય ઘણો ઓછો કરવો પડયો. જે વખતે બીજાં બાળકો મહેનત કરીને આરામેશના સુખનો અનુભવ કરે છે, તે સમયે ઈશ્વરચન્દ્ર પાઠમાં તન્મય થતા. જે સમયે પ્રકૃતિ

સુષુપ્તિના ખોળામાં અચેતન થતી તે વખતે દરિદ્ર બ્રાહ્મણ બાળક ઝીણા માટીના કોડિયાના ઝાંખા પ્રકાશ પાસે અભ્યાસમાં તત્પર રહેતો. આખા દિવસના ઉત્કટ પરિશ્રમ પછી દેહ સુસ્ત થઇ જાય છે—થાકેલું શરીર આશાએશ ચાહે છે, નિદ્રા આવીને સ્નેહવાળી માતાની પેઠે તેઓના થાકેલા પાકેલા મસ્તકને પોતાના ખોળામાં લેવાને ચાહે છે, પરન્તુ વિદ્યાર્થી ઇશ્વરચન્દ્ર શરીરની તે સુસ્તીની ઉપેક્ષા કરીને નિદ્રાદેવીને વશ થતો નહિ. જ્યારે વિદ્યાર્થી અવસ્થાવાળા ઈશ્વરચન્દ્રની આ પ્રકારની અધ્યયનની સાધના જોઇએ છીએ ત્યારે હૃદય અને મન ખરેખર એક પ્રકારના અપૂર્વ પ્રશંસાના ભાવથી પૂર્ણ થાય છે. વિદ્યાર્થીઓને ભણવું એ જ તપ છે; એ વાત તેઓ સારી રીતે હૃદયમાં સમજતા હતા. વિદ્યાર્થી અવસ્થામાં તેઓ એક ઉત્તમ વિદ્યાર્થી તરીકે ગણાતા હતા. તેઓ સંસ્કૃતકોલેજમાં ઘણીક પ્રશંસા સહિત પાસ થયા હતા; અને તે માટે તેઓને ઘણાં ઇનામો અને સ્કોલરશીપો મળ્યાં હતાં. છેવટે ઓગણીશ વર્ષની ઉમ્મરે ઇશ્વરચન્દ્રે વિદ્યાર્થી તરીકે વિદ્યામંદિરની અંદરની સાધના સમાપ્ત કરી. ઇશ્વરચન્દ્ર હવે વિદ્યાસાગર થયા.

વિદ્યાસાગર મહાશયે જો કે પ્રસિદ્ધ રીતે વિદ્યાર્થી તરીકેનું અધ્યયન સમાપ્ત કર્યું ખરું, પરન્તુ તેઓ આદર્શબ્રાહ્મણરૂપે ત્યાર પછીની જીંદગીમાં પણ ભણવા ભણાવવામાં તત્પર રહેતા. સંસ્કૃતકૉલેજની અંદરના કોર્સમાં દાખલ કરેલાં પુસ્તકો વાંચવાથી તેઓની જ્ઞાનતૃષ્ણા તૃપ્ત થઈ નહિ. પાછલી જીંદગીમાં પણ તેઓ ઘણાંક સંસ્કૃત શાસ્ત્રો અને બીજી પણ કેટલીક ભાષાઓ સારી રીતે શિખ્યા હતા. તેઓનું મોટું પુસ્તકાલય જોવાથી જણાય છે કે, તેઓ અધ્યયનમાં કેટલા તત્પર રહેતા.

સંસ્કૃતકોલેજમાં અધ્યયન સમાપ્ત કર્યા પછી કેટલેક દિવસે વિદ્યાસાગર મહાશયને ફોર્ટ વીલીયમ કોલેજમાં પચાસ રૂપીયાને પગારે અધ્યાપકની નોકરી મળી. ત્યારે સીવીલ્યનોને દેશી ભાષા અને આઇન (કાયદા) વગેરેનાં શિક્ષણ અને પરીક્ષાને માટે એ કોલેજ સ્થાપવામાં આવી હતી. સાહેબોને સારી રીતે ભણાવવાને માટે અંગ્રેજી અને હિન્દી જાણવાની આવસ્યકતા હતી. વિદ્યાસાગર મહાત્મા જે કંઇ કરતા તે ઉત્તમ પ્રકારે કરતા.

એ જ તેઓની પ્રકૃતિ હતી. તેથી જ સાહેબોને સારું શિક્ષણ આપવાને માટે પોતે કોલેજ છોડ્યા પછી શિક્ષક રાખીને અંગ્રેજી અને હિન્દી ભણ્યા હતા. અંગ્રેજોને ભણવાને માટે બંગાળી પુસ્તકો ન હોવાને લીધે તે અભાવ દૂર કરવાના હેતુથી વાસુદેવચરિત, વેતાળપંચવિંશતિ અને જીવનચરિત એ પુસ્તકો તેઓએ રચ્યાં. વાસુદેવચરિત છપાયું નથી; બાકીનાં બે પુસ્તકો છપાણાં છે. બંગાળી ભાષાની ઉન્નતિને માટે આ બે પુસ્તકો રચવાનો તેઓનો પ્રથમ પ્રયાસ હતો. એ જગોએ કેટલાક દિવસ કામ કર્યા પછી તેઓને સંસ્કૃત કોલેજમાં વાઇસ પ્રિન્સિપાલની જગ્યા મળી. કેટલોક વખત એ કામ કર્યા પછી તે વખતના પ્રિન્સિપાલની સાથે કોઈ સુધારાની બાબતમાં તેઓનો મત-ભેદ પડ્યો, અને વિદ્યાસાગર મહાત્માએ સૂચવેલી વ્યવસ્થા માન્ય થઈ નહિ, તેથી તેઓએ પોતાના સન્માનના રક્ષણને માટે તે કામ છોડી દીધું. ફોર્ટ વિલ્યમ કોલેજમાં જોડાણા પછી તેઓએ પોતાના પૂજ્યપાદ પિતાને નોકરીથી છોડાવીને પોતાને ગામ મોકલી દીધા, અને પોતાની આવકમાંથી મહિને દિવસે બનતી પૈસાની મદદ કરવા લાગ્યા. બાકીના પૈસામાંથી કલકત્તામાં પોતાના કેટલાક સંબંધીઓની સાથે રહીને તેઓ પોતાનો ખર્ચ ચલાવતા. ધનની મુશીબત કેટલી છે, તેની વિદ્યાસાગરને સારી રીતે ખબર હતી. પરન્તુ દરિદ્ર હોવા છતાં પણ તેઓ પોતાનું માન જાળવવાની બાબતથી અજ્ઞાત હતા નહિ. તેથી જ પોતાનું માન જાળવવાને માટે ફરીથી ધનની મુશીબતમાં આવી પડશું, એમ જાણવા છતાં પણ તેઓએ વાઇસ પ્રિન્સિપાલનું કામ છોડી દીધું. ગમે તેમ હો! ત્યાર પછી થોડે દિવસે તેઓને ફોર્ટ વિલ્યમ કોલેજમાં હેડકલાર્કની જગા મળી અને ત્યાર પછી ફરીથી સંસ્કૃતકોલેજમાં વ્યવસ્થાપકોની ભલામણથી તેઓ સાહિત્યના અધ્યાપકની જગોપર નિમાણા. વિદ્યાસાગર મહાશયની કર્તવ્ય-નિષ્ઠા અને કાર્યતત્પરતાથી પ્રસન્ન થઇને કોલેજના વ્યવસ્થાપકોએ તેમને છેવટે પ્રિન્સિપાલની જગાએ નીમ્યા. સંસ્કૃતકોલેજના પ્રિન્સિપાલના કામની સાથે તેઓને કેટલાએક જીલ્લાના ઈન્સ્પેક્ટરનું કામ કરવું પડતું હતું. આ વખતે તેઓની માસિક આવક ૫૦૦ રૂપીઆની હતી, તે વખતે કેળવણી ખાતાના ડીરેક્ટર સાહેબની સાથે મતભેદ પડવાને લીધે વિદ્યાસાગર મહાશયે સંસ્કૃત

કૉલેજના અધ્યક્ષની જગો નારાજ થયા વિના છોડી દીધી. ફોર્ટ વિલ્યમ કૉલેજની અંદર શિક્ષકના કામથી માંડી સંસ્કૃતકૉલેજના અધ્યક્ષનું કામ લેવા સુધીના સમયને તેઓની સરકારી નોકરીનો સમય ગણવો જોઇએ. અધ્યક્ષનું કામ છોડતી વખતે તેઓએ ડિરેક્ટર સાહેબને અંગ્રેજીમાં જે પત્ર લખ્યો હતો તેના થોડા ભાગનો અમારે અહીં ઉતારો કરવો જોઇએ. સ્વદેશવાસીઓની અંદર શિક્ષણ અને સુધારાનો ફેલાવો કરવો, એ જે તેમના જીવનનો મુખ્ય સંકલ્પ હતો, તે એઓની અંદર સારી રીતે જણાય છે. એ પત્રની અંદર તેઓએ પોતાના જીવનના એક પ્રધાન સંકલ્પની વાત સ્પષ્ટ રીતે પ્રસિદ્ધ કરેલી છે. સ્વદેશવાસીઓની અંદર કેળવણી અને સુધારાનો ફેલાવો કરવા માટે તેઓને હમ્મેશા મોટી આકાંક્ષા હતી. સંસ્કૃતકૉલેજના અધ્યક્ષની જગા છોડવાને લીધે જો કે તેઓનો સાક્ષાત્ રીતે કેળવણી ખાતાનો સંબંધ છૂટી ગયો ખરો, તોપણ, બંગાળી ભાષામાં ગ્રન્થો રચીને જીવનનો બાકીનો વખત ગુજારવો, એ તેઓના મનની ઇચ્છા હતી. તેઓએ સ્વદેશીઓમાં કેળવણી અને સુધારાનો ફેલાવો કરવારૂપી જે મોટું અને પવિત્ર વ્રત ગ્રહણ કર્યું હતું, તેની સાધના જીંદગીની સાથે શેષ કરીશ, એ પણ એ પત્રમાં તેઓએ સ્પષ્ટ અક્ષરે લખેલું હતું.

એટલે સુધી આપણે તેઓના જીવનના સંકલ્પની વાત તેઓને મોઢેથી જ સાંભળી. હવે તેઓના જીવનચરિત્રમાં નહિ વર્ણવેલા કાર્યની અંદર તે સંકલ્પની સાધના જોઇએ. વિદ્યાસાગર મહાશય ખરા સાધક હતા. તેઓ પોતાના જીવનમાં કદી પણ પોતાના ઇષ્ટમન્ત્રને ભૂલ્યા નહતા. કહેવામાં આવ્યું છે કે, તેઓ જ્યારે ફોર્ટ વીલ્યમ કૉલેજમાં ભણાવતા હતા, ત્યારે એક દિવસે લૉર્ડ હાર્ડિન્જ કૉલેજ જોવાને આવ્યા. વિદ્યાસાગર મહાશયની સાથે ઘણીક વાતો થઇ, અને તે વખતે પ્રસંગાનુસાર સંસ્કૃત શિક્ષણ વિષે પણ વાત નીકળી, ત્યારે વિદ્યાસાગર મહાશયે કહ્યું કે, સંસ્કૃત કૉલેજની અંદર શીખેલા વિદ્યાર્થી ઉપર ગવર્નમેન્ટ જેટલો જોઇએ તેટલો ઉપકાર કરતી નથી; તેઓને આજીવિકા ચલાવવા માટે સરકાર તરફથી કશું કામકાજ મળતું નથી; આને લીધે સંસ્કૃત વિદ્યા તરફ લોકોની આસ્થા ઓછી થતી જાય છે; અને તેથી વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઓછી થતી જાય છે. સરકાર જો આને માટે કંઇ કરે

તો ઠીક ગણાય. ત્યાર પછી લોર્ડ હાર્ડિન્જે બંગાળામાં ૧૦૧ સંસ્કૃત શાળાઓ સ્થાપી અને એ સઘળી શાળાઓ માટે સંસ્કૃતકાલેજની અંદર શીખેલા વિદ્યાર્થીઓને શિક્ષક તરીકે નીમવાને માટે હુકમ કર્યો. આ મોટા કાર્યના મૂળમાં, સુંદર મહેલની ભીંતની પેઠે વિદ્યાસાગર મહાશય છૂપાયલા હતા, અર્થાત્ આનું મૂળ કારણ તેઓ જ હતા. આ કાર્ય કરવાથી વિદ્યાસાગર મહાશયે પ્રત્યક્ષ અને ગૌણ રીતે સંસ્કૃતકેળવણી અને બંગાળી ભાષાને જે વિશેષ સહાયતા કરેલી છે, તે દરેક વિચારવંત માણસ સહેલથી સમજી શકે તેવું છે. ત્યાર પછી જ્યારે તેઓ સંસ્કૃત કાલેજના અધ્યક્ષની જગાએ આવ્યા, ત્યારે સંસ્કૃતકાલેજની શિક્ષણ પદ્ધતિમાં સુધારો કરવો, બહુ મુલ્યવાળાં રત્નો જેવા હસ્તલિખિત પ્રાચીન સંસ્કૃત ગ્રન્થો છપાવવા, સહેલાઇથી સમજી શકાય તેવું સંસ્કૃત વ્યાકરણ અને વાંચનમાળા રચવી, વગેરે ઘણા પ્રકારનાં કાર્યો કરીને તેઓએ દેશમાં સંસ્કૃત ભાષાની કેળવણીનો રસ્તો સહેલો કરી આપ્યો છે. એ સમયે કેળવણી ખાતાના ઈન્સ્પેકટરનું કામ હાથમાં લઇને બંગાળાના જુદા જુદા સ્થાનોમાં વિદ્યાલયો સ્થાપન કરીને દેશમાં કેળવણીનો ફેલાવો કરવામાં ઘણી સહાયતા કરેલી છે. એ પ્રકારે વિદ્યાલય વગેરે સ્થાપન કરીને તેઓ મુંગા બેઠા નહિ. તેઓ આગળ પાછળ જાણતા કે, દેશમાં સારી રીતે ભણાવી શકાય એવાં બંગાળી પુસ્તકોનો ઘણો અભાવ છે. ફોર્ટ વિલ્યમ કાલેજની અંદર ભણાવતી વખતે તેઓએ પરદેશીઓને માટે એક બે ગ્રન્થો રચ્યા, એ બાબત અમે ઉપર કહી ગયા છીએ. આ વખતે દેશી છોકરાઓને અને જુવાનીઆઓને ઉપયોગી એક બે પુસ્તક તેમણે રચ્યાં. તેઓએ લોકોના મનમાં જ્ઞાનની ક્ષુધા ઉત્પન્ન કરી, અને તેઓએ જ ઉપયુક્ત પુસ્તકો રચીને તે ક્ષુધાની તૃપ્તિને માટે અન્ન પણ તૈયાર કીધું. ભયથી ભરેલા સાધનક્ષેત્રમાં સાહસની જરૂર છે. વિદ્યાસાગર મહાશયના ચરિત્રમાં તે સાહસ જેટલું જોઇએ તેટલું હતું. તેઓ જેને કર્તવ્ય તરીકે જાણતા, તે કરવાને માટે પોતાના સ્વાર્થનો ભોગ આપવાને કદી પણ અચકાતા નહિ. આ પહેલાં સંસ્કૃતકાલેજના પ્રિન્સિપાલની સાથે મતભેદ પડવાને લીધે પોતે જે કર્તવ્ય ધારેલું હતું, તે પ્રમાણે પોતે કાર્ય કરી શકશે નહિ, એમ જાણીને પોતે નોકરી છોડી, એ વાત

આગળ કહેવામાં આવી છે. ત્યાર પછી ફરીવાર ડિરેક્ટર સાહેબની સાથે જ્યારે મતભેદ પડયો, ત્યારે પણ પોતાનું સન્માન જાળવવાને અને પોતાનું કર્તવ્ય બજાવવાને પાંચસો રૂપીયાના પગારની નોકરી પણ છોડી દીધી. આ સમયની પહેલાં તેઓ એક મોટા વ્યાપારમાં જોડાયલા હતા. વ્યાપાર સારી રીતે ચાલુ કરવાને બીજા વિષયોની અપેક્ષા હોવા છતાં પણ ધનની અપેક્ષા હતી. એ વ્યાપાર તે બીજું કંઇ નહિ, પણ વિધવાવિવાહનો પ્રચાર હતો. શાસ્ત્રની અપેક્ષા, બ્રાહ્મણ પંડિતના અનુમોદનની અપેક્ષા અને હિન્દુસમાજની અપેક્ષા ઉપર વિધવાવિવાહનો આધાર હતો, તોપણ તેના પ્રચારને માટે ઘણા ધનનું પ્રયોજન હતું. વિદ્યાસાગર મહાશયના વડવાઓએ એકઠી કરેલી કંઈ પણ પૂંજી હતી નહિ. પોતે હમણા મોટા પગાર મેળવતા હતા તોપણ, પોતાના કુટુંબનું પોષણ કરવામાં, દીન અને દુ:ખીઆરાંની સેવામાં તથા બીજા પરમાર્થના કામમાં તે ખર્ચાઈ જતો, તેથી પોતે સંચય કરેલું ધન એટલું હતું નહિ કે જેના ઉપર આધાર રાખીને તેઓ ચાકરી છોડી દેવાનું સાહસ કરે. તેઓએ જ્યારે ચાકરી છોડી ત્યારે તેઓ કલકત્તાની અંદર એક લોકમાન્ય પુરુષ ગણાતા. તેઓ ઘણા આશ્રિત જનનું પાલન કરનારા હતા. અનેક રાજા, મહારાજાઓના મિત્ર હતા, અને ઘણા ઘણા મોટા સાહેબ સુબાઓના વિશ્વાસપાત્ર અને સલાહકાર હતા. દેશના પ્રસિદ્ધ ગણાતા પુરુષો તેઓની સાથે ઓળખાણ અને વાતચિત કરવાને માટે ઘણા આતુર રહેતા, અને તેઓની સાથે મિત્રતા રાખવામાં પોતાનું ગૌરવ માનતા. કલકત્તાના સમાજમાં જેની આવી પ્રતિષ્ઠા હતી તેઓ કયા ભરોસા ઉપર આવી એક મોટી ચાકરીનો ત્યાગ કરવા તૈયાર થયા? એવો પ્રશ્ન લોકોના મનમાં પોતાની મેળે જ ઉત્પન્ન થાય છે. ખરેખર જુદા સ્વરૂપમાં એક મોટા માણસે તેઓને આ પ્રશ્ન કર્યો હતો. વિદ્યાસાગરના મિત્ર બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નર હેલીડે સાહેબે જ તેઓને રૂપાન્તરમાં સલાહને બાને આ પ્રમાણે પ્રશ્ન કર્યો હતો. તેનો ઉત્તર વિદ્યાસાગર મહાત્માએ જે આપેલો છે તે તેમને યોગ્ય જ છે. તેઓએ કહ્યું હતું કે, જ્યારે જાણું છું કે, એક પાસેર ચોખા હોય તો દરિદ્ર બ્રાહ્મણનો દિવસ નીકળે, ત્યારે વળી પૈસાને માટે પોતાનું માન શા માટે ગુમાવવું? એવું મનનું બળ ન

હોય તો કયો માણસ તેમના જેવી હાલતમાં આ પ્રમાણે બોલી શકે ? તેઓ નિર્લોભ અને આસક્તિ વગરના પુરુષ હતા. તેઓ વિષય તથા વૈભવમાં રહીને તેના મોહમાં ડૂબ્યા ન હતા. તેઓ પોતાના સુખને માટે હાજતો વધારતા નહિ. સામાન્ય ખોરાક અને કપડામાં તેઓ સંતુષ્ટ રહેતા. તેઓની પોતાની હાજત ખરેખર એક પાસર ચોખામાં જ પૂરી થતી, અને એટલા જ માટે તેઓ ધનની તરફ તિરસ્કાર બતાવીને આવી વાત કહેવાને સમર્થ થયા હતા. તેઓ અસાધારણ પુરુષ હતા. સાધારણ માણસને જો તેમના જેટલી પદવી મળે, માન મર્તબો અને સારા મિત્રો મળે, તો સેંકડો અપમાન તથા ઠપકા સહન કરીને પણ પોતાની ચાકરી જાળવી રાખે. તેઓ અવસ્થાના દાસ હોય છે. તેઓનો એવો ભરોંસો હોય છે કે, લોકો અવસ્થાની પૂજા કરે છે અને પૈસાની ગુલામી કરે છે. તેઓના મત પ્રમાણે મનુષ્યો મનુષ્યત્વનો આદર બહુ કરે છે, એટલા માટે સુખ સંપત્તિ, માન આબરુ અને દોસ્ત મિત્રો, એઓના મૂલ કારણરૂપ જે અર્થ તેને માટે વિવેકબુદ્ધિ, કર્તવ્યજ્ઞાન અને આત્મસન્માન એ સઘળાંને વિસર્જન કરી શકાય છે. આમાં જ સાધારણ પુરુષો અને અસાધારણ પુરુષોનો તફાવત રહેલો છે. એટલા જ માટે અમોએ આગળ કહ્યું છે કે, વિદ્યાસાગર મહાશય એક અસાધારણ પુરુષ હતા.

નાનાં પ્રકારનાં પુસ્તકો વગેરેના પ્રચારથી તેઓ કેળવણીના ફેલાવાનો રસ્તો ખુલ્લો કરી ગયા છે ખરા, તેમ જ સરકારી ચાકરીમાં રહીને પણ તેઓએ ઘણાં વિદ્યાલયો સ્થાપેલાં છે ખરાં, પરન્તુ તે સઘળાં સિવાય પોતાના પૈસાવડે દેશમાં ઉંચી કેળવણી ફેલાવવાને માટે જે કરી ગયા છે, તેની તુલના થઇ શકે તેમ નથી. એટલા જ માટે કહીએ છીએ કે, મિશનરી કોલેજો છોડીને, ખાનગી કોલેજો સ્થાપવાના કામમાં તેઓ જ પ્રથમ માર્ગદર્શક હતા. મેટ્રોપોલીટન ઇન્સ્ટીટયુશન નામની કોલેજ સ્થપાયા પહેલાં, દેશમાં ઉંચી કેળવણીનો પ્રચાર મંદ ચાલતો હતો. સરકારી કોલેજમાં બાર રૂપીયાનો પગાર આપીને ભણવાનું સામર્થ્ય સઘળાઓમાં હતું નહિ. મિશનરી કોલેજમાં પણ ફીનો બોજો કંઇ બહુ ઓછો ન હતો. તે સિવાય મિશનરી કોલેજમાં કેળવણી લેવા માટે છોકરાઓને મોકલવા અનેક માબાપ ખુશી ન હોતાં; તેઓને ભય રહેતો કે, પાછળથી

તેઓ ખ્રિસ્તિ થઇ જાય. સાધારણ લોકો ઉંચી કેળવણીના ફેલાવાની સગવડનો અભાવ વિશેષ રીતે અનુભવતા હતા, પરન્તુ વિદ્યાસાગર મહાશયની પહેલાં કોઇએ પણ આવી કૉલેજ સ્થાપવાને સાહસ કર્યું નહિ. હાલમાં કેળવાયલા દેશી લોકોને હાથે ચાલતી જે કૉલેજો જોવામાં આવે છે, તેમાં મેટ્રોપોલીટન ઇન્સ્ટીટયુશન પહેલું છે. પ્રથમ માર્ગદર્શકને જે અગવડો ભોગવવી પડે છે, તે સઘળી અગવડો વિદ્યાસાગર મહાશયે કાયર ન થતાં વીર પુરુષની પેઠે સહન કરી હતી. કલકત્તા યુનિવર્સિટીના તે સમયના અધિકારીઓ વિદ્યાસાગરે સ્થાપેલી કૉલેજને યુનિવર્સીટીની સાથે સામેલ કરવાને સહજમાં સંમત થયા નહિ. એને યુનિવર્સીટીમાં સામેલ કરવા માટે તેઓને વિશેષ મહેનત કરવી પડી હતી. શરુઆતમાં અધિકારીઓએ તે કૉલેજને એફ. એ. સુધીનો કલાસ ઉઘાડવાને સંમતિ આપી. પછી પરીક્ષાનું પરિણામ સારું આવવાને લીધે વિદ્યાસાગર મહાશયની હૈયાતીમાં જ એ કૉલેજને પહેલી પંક્તિમાં મૂકવામાં આવી. એ કૉલેજની દરેક રીતે ઉન્નતિ કરવા માટે વિદ્યાસાગર મહાશય સમગ્ર પરિશ્રમ કરી ગયા છે. સઘળા કરતાં વિશેષ આશ્ચર્ય અને પ્રશંસાની વાત તો એ છે કે, કૉલેજની એક પાઈ પણ પોતે પોતાના ઉપયોગમાં લીધી નહતી. આ પ્રકારનું નિઃસ્વાર્થપણું સાધારણ રીતે લોકોમાં જોવામાં આવતું નથી.

બંગાળાનાં સાહિત્ય, શિક્ષણ અને જ્ઞાનના વિસ્તારના ઇતિહાસમાં વિદ્યાસાગર મહાશયનો દરજ્જો ઘણો ઉંચો છે. લોકોમાં કેળવણીનો વિસ્તાર કરવા માટે તેઓએ જીંદગી પર્યન્તનું વ્રત ગ્રહણ કર્યું હતું. કેવા ઉપાયોથી અને કેટલાં વિઘ્નો ઓળંગીને તેઓએ તે વ્રતનું પાલન કરેલું છે, તે અતિ સંક્ષેપમાં કહેવામાં આવ્યું છે. વિદ્યાસાગર મહાશય પવિત્ર કીર્તિવાળા હતા. તેઓની પવિત્ર કથા તેઓના નામના ગુણોથી જ સાંભળવા લાયક છે. એ ભરોસા ઉપર અહીં આ પ્રમાણે આ કથા કહેવામાં આવી, અને આશા રાખીએ છીએ કે, કર્મક્ષેત્રમાં ભારત દેશના યુવાનો તેઓના સાધનની કથા સાંભળીને કર્તવ્યરૂપી વ્રતના કલેશને ભૂલી જશે, અને નવીન નવીન ઉદ્યમથી પોતે લીધેલા વ્રતને પૂર્ણ કરવાને માટે પ્રયત્ન કરશે.

## ૭૫

# સર સૈયદ આહમદની સાધના.

ઘણાએક લોકોની એવી ધારણા, એટલું જ નહિ પણ વિશ્વાસ છે કે, જેઓ ચાકરી કરે છે તેઓને અવસર ઘણો થોડોજ મળે છે, તેથી તેઓનાથી કોઇ મોટું કાર્ય થવું, એ એકરીતે અસંભવિત છે. ચાકરીની ઘણી અગવડો છે ખરી, પરન્તુ તેટલા માટે મનુષ્ય ચાકરી લઇને આજીવિકા ચલાવવા સિવાય જ્ઞાન, ધર્મ અને લોકોના હિતને માટે કાંઇ પણ કાર્ય કરી શકે નહિ એમ કહેવું, એ કેટલું સત્ય અને યુક્તિવાળું છે તે કહી શકતા નથી. જેઓના સંકલ્પ દૃઢ નથી, આરંભેલા કાર્યમાં જેઓને આસ્થા અને પ્રીતિ નથી, તેઓના મોઢામાં આવી વાત શોભે છે. તે આ પ્રમાણે વાત કહી બીજાને સમજાવવા ચાહે છે અને પોતાના મનને બોધ આપે છે. અમારા દેશમાં કેળવાયલા લોકોની અંદર ઘણા ખરા જીવિકાને માટે સરકારની અથવા બીજાની નોકરી કરે છે. સરકાર પ્રજાનું દુઃખ દૂર કરવાને અને ઉન્નતિ કરવાને માટે બનતો પ્રયાસ કરે છે. પરન્તુ એ બાબતમાં સરકારની જોખમદારી કરતાં કેળવાયલાની જોખમદારી વધારે છે. તેઓ જો ચાકરીના અરસામાં સઘળાં હિતકર કાર્યોમાં દૂર રહેવા ચાહે તો દેશની દશા શી થાય? તેઓ આજીવિકા ચલાવવાને માટે જે આવશ્યક હોય તે કરો! પરન્તુ અવસર મળતાં દેશને માટે અને સ્થિતિને માટે વિચાર કરીને એની ઉન્નતિ કરવાને પ્રયત્ન કરવો જોઇએ. ઇચ્છા હોય અને જીવને જોખમે મહેનત કરે તો તેઓ પણ સઘળી બાજુને સંભાળીને બનતું હિતકર કાર્ય કરી શકે છે; તેનું ઉજ્જવલ ઉદાહરણ અમે નામાંકિત **સર સૈયદ આહમ્મદના** જીવનમાં જોઇએ છીએ. **સર સૈયદ આહમ્મદે** ૩૭ વરસ સરકારની તાબેદારીમાં સારી પ્રસિદ્ધિ સહિત નોકરી કરીને પેન્શન લીધું હતું. સાધારણ શિરસ્તેદારના પદ ઉપરથી પોતાનું કામ કરવાની હુશિયારીના ગુણથી છેવટમાં સદર આલાના પદ ઉપર ગયા. તે ઉપરથી જણાય છે કે, તેઓ ફક્ત પોતાની ચાકરી ટકાવી રહ્યા હતા એટલું જ નહિ, પણ તેમાં તેઓએ સંપૂર્ણ રીતે પ્રસિદ્ધિ મેળવી હતી. આને માટે તેઓને જે ઘણોક સમય આપવો પડ્યો હતો અને પરિશ્રમ પડયો હતો, એ કહેવું જ નકામું છે. પરન્તુ આ ઉપરાન્ત

તેઓએ કેવી રીતે પોતાની જાતિની ઉન્નતિ કરી હતી અને હિન્દુસ્તાનની મુસલમાન કોમની અને ખાસ કરી વાયવ્ય પ્રાન્તના મુસલમાનોની અંદર કેળવણી અને જ્ઞાન ફેલાવ્યાં હતાં, તે જાણવું જરૂરનું છે.

સને ૧૮૩૮ માં પોતાના સંબંધીઓની નાખુશી હોવા છતાં તેઓએ અંગ્રેજોના હાથ નીચે દિલ્લીની ફોજદારી કોર્ટમાં શિરસ્તેદારની ચાકરી લીધી. ત્યાર પછી ચાર વરસે તેઓ મુન્સફના પદ ઉપર આવ્યા. તે સમયથી તેઓએ સાહિત્યની સેવા કરવાનો આરંભ કર્યો. સને ૧૮૪૭ માં તેઓએ દિલ્લીની પ્રાચીન કીર્તિના સંબંધમાં એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું. દિલ્લીની પ્રાચીનતાના સંબંધમાં અનેક ખરી હકીકતો આ પુસ્તકમાંથી મળી શકે છે. આ પુસ્તકનો ઇંગ્લંડની અંદર પ્રથમ જોઇએ તેટલો આદર થયો નહિ. પાછળથી જ્યારે ફ્રેન્ચ ભાષામાં આનો તરજુમો પ્રસિદ્ધ થયો ત્યારે સાધારણ લોકોની દૃષ્ટિ તેના ઉપર પડી. અને એ ગ્રન્થ રચવાના ઉત્તેજન તરીકે તેઓને ઇંગ્લંડની રોયલ એશીએટીક સોસાયટીના એક સભાસદની પદવી મળી. સરકારી નોકરી હોવાને લીધે તેઓની વારંવાર બદલી થતી હતી. સને ૧૮૫૫ માં તેઓની વીજનોરના સદર આમીનના કામ ઉપર બદલી થઈ. ત્યાર પછી કેટલેક દિવસે એટલે સને ૧૮૫૭ ના મે મહિનામાં સિપાઇઓનો બળવો થયો. તે બળવો સળગી ઉઠ્યો ત્યારે તેઓ વીજનોરમાં હતા. તેઓની રાજ્યભક્તિ અને બુદ્ધિમત્તાના ગુણથી ત્યાંના અંગ્રેજ પુરુષો, સ્ત્રીઓ અને બાળકોનાં જીવનનું રક્ષણ થયું. તેઓ ન હતે તો બળવાખોરોને હાથે અંગ્રેજોની કેવી દુર્દશા થતે, તેનો વિચાર કરતાં પણ શરીર કંપી ઉઠે છે. સૈયદ આહમદે જે અસાધારણ બુદ્ધિમત્તા, સાહસિકતા અને રાજભક્તિ બતાવેલી છે તેનું ટુકમાં અહીં વર્ણન કરવું અપ્રાસંગિક ગણાશે નહિ. મે માસની અધવચમાં વિજનોરની અંદર બળવાના સમાચાર ફેલાયા. આ ખરાબ સમાચાર મળતાં જ ત્યાંના અંગ્રેજો પોતાની સંભાળ કરવાની ચિન્તા કરવા લાગ્યા. વિજનોરની અંદર અંગ્રેજોની સાધારણ જીલ્લા પોલીસ સિવાય બીજું કશું સૈન્ય જેવું હતું નહિ. કલેકટર સાહેબે સૈયદની સહાયતાને માટે એકસો પઠાણોનું સૈન્ય એકઠું કર્યું અને વિચાર્યું કે, તેઓ ખરાબ વખતે તેમનું રક્ષણ કરશે. બળવાના સમાચાર પોહોં-

ચ્યા પછી થોડા દિવસની અંદર વિજનોર અને તેની આજુબાજુનાં ગામો બળવાખોરોએ ઘેરી લીધાં. સરકારી ખજાનો બળવાખોરોના હાથમાં જવાનો જોઇને સૈયદ આહમ્મદે કલેકટર સાહેબની અનુમતિથી સઘળા રૂપીયા કુવાની અંદર નંખાવી દીધા. આ બનાવ પછી કેટલેક દિવસે એક બળવાખોરોની ટોળી ત્યાં આવી લાગી. સઘળાઓ શું થશે, શું થશે, એમ વિચારવા લાગ્યા. એ ટોળીના બે મુખીઓને કલેકટર સાહેબ અને સૈયદ આહમ્મદે સારી રીતે સમજાવવાને લીધે તેઓ વિજનોરની અંદર કંઇ પણ ઉપદ્રવ કર્યાં વગર દિલ્હીને રસ્તે ચાલ્યા ગયા. પરન્તુ વિજનોરના રહેવાસીઓનો તેથી ભય ગયો નહી. વળી કેટલાક દિવસ પછી સાંભળવામાં આવ્યું કે, નવાબ મહમદ-ખાન કેટલુંક કેળવાયલું સૈન્ય લઇને વિજનોર ઉપર હલ્લો કરવાને આવે છે. એ જ વખતે કલેકટર સાહેબે એકઠા કરેલા પઠાણ સૈન્યના વિશ્વાસઘાતપણાની વાત પણ જાહેરમાં આવી.

અંગ્રેજોની જે કંઇ સામાન્ય આશા અને ભરોસો હતાં તે પણ ગયાં અનુક્રમે ભયંકર ભવિષ્યને બદલે ભયંકર વર્તમાન જણાવા લાગ્યો. નવાબ મહમદખાન સૈન્ય સહિત વિજનોરમાં આવી પહોંચ્યો. જે વાડાની અંદર શહેરના સઘળા અંગ્રેજ પુરુષો, સ્ત્રિયો અને બાળકો એકઠાં થઇને રહેતાં હતાં તે વાડો નવાબના સૈન્યથી ઘેરાઇ ગયો. વિપત્તિ વધવા લાગી. કયારે શું થશે એ ચિન્તામાં સઘળા આકુળ હતા. એ વખતે એક છૂપે માર્ગે સૈયદ એહ-મદ અંગ્રેજોને મળ્યા. ત્યાંથી નાશી જવું એ જ માત્ર ઉપાય અને કર્તવ્ય છે એમ નક્કી થયું; પરન્તુ કયે ઉપાયે તે બની શકે તે જ સઘળા વિચારવા લાગ્યા. જ્યારે બીજા સઘળા વિચાર કરતાં કંઇ પણ નિર્ણય ઉપર આવી શકયા નહિ, ત્યારે પ્રાણની માયા છોડીને દૂતને વેષે હથિઆર વગર સૈયદ આહમદે નવાબની સાથે મળવાનું જણાવ્યું. સૈયદ નવાબની સાથે મળે એ વાત સઘળાને સંમત થઇ; પરન્તુ હથિઆર છોડીને શત્રુઓની છાવણીમાં જવાની કોઇએ તેમને સલાહ આપી નહિ અને તે બાબતની મના કરી. પણ સૈયદે તેઓની વાત યોગ્ય ધારી નહિ. હથિઆર છોડી તેઓ નવાબની છાવણી તરફ ચાલ્યા. રસ્તામાં દરેક પગલે પેહેરેગીરો તેઓનો રસ્તો અટકાવવા લાગ્યા. બે પેહેરેગીરોના

હાથમાંથી છૂટકારો મેળવીને છેવટે આગળ વધી શક્યા નહિ ત્યારે તેઓએ ત્યાંથી નવાબ સાંભળે એવી રીતે બૂમ પાડીને બોલ્યા. "હું એક કારકુન છું અને હથિઆર છોડીને નવાબની સાથે મળવાને વિનંતિ કરું છું." આ સાંભળીને નવાબે અનુમતિ આપી. તીક્ષ્ણ બુદ્ધિવાળા સૈયદ સાહેબે નવાબને રીવાજ મુજબ સલામ કરીને પોતાના આવવાનો ઉદ્દેશ એકાન્તમાં કહેવાની ઇચ્છા દર્શાવી. નવાબ પોતાના સોબતીઓનું મન રાજી રાખવાને અને તેઓનું માન રાખવાને બોલ્યા કે, તેઓ સઘળા તો ભાઇ જેવા છે અને તેઓથી કંઇ છાનું રાખવા જેવું નથી. સૈયદ સાહેબને જે કંઇ કહેવાનું હોય તે સઘળું તેમની સમક્ષ કહેવું. ત્યાર પછી તેઓને સમજાવીને કહેવાથી નવાબે ઉઠી આવીને એકાન્તમાં સઘળી હકીકત સાંભળી. સૈયદ આહમદે અનેક રીતે નવાબને સમજાવીને છેવટમાં બે દરખાસ્ત મૂકી. એક તો એ કે, નવાબ, તેઓ અને બીજા કેટલાક મળીને અંગ્રેજોને મારી નાંખવા; બીજી, અંગ્રેજોને નાશી જવામાં મદદ કરવી. બીજીની અંદર સંમતિ આપે તો તેઓ નવાબને લખત કરી દઇને તે વિભાગના સરદાર નીમવાને કબૂલ કરે અને ખજાનાની સાથે બીજો સઘળો માલ તેઓના હાથમાં સોંપે. આની સાથે સૈયદ સાહેબે ઇસારામાં એમ પણ જણાવ્યું કે, અંગ્રેજોને મારી નાંખવા એ કંઇ જોખમ વગરનું નથી. કારણ જાણે જો તેઓની ફત્તેહ થાય તો અંગ્રેજોની હત્યાનું ફળ વિષમય થઇ પડે. નવાબે બુદ્ધિમાનની પેઠે બીજી દરખાસ્ત કબૂલ રાખી અને ગાડી, ઘોડા વગેરેથી અંગ્રેજોને નાશી જવામાં મદદ કીધી. કલેકટર સાહેબે સૈયદ સાહેબ મારફત ફારસીની અંદર એક ફરમાન નવાબને લખાવીને આપ્યું. નવાબ મહમદખાન ત્યારે તેટલામાં જ સંતોષ પામ્યા અને સૈયદ સાહેબને તે વિભાગના સૂબા નીમવાની ઇચ્છા બતાવી, પરન્તુ સૈયદ સાહેબની સરતો નવાબે કબૂલ નહિ કરવાથી તેમ બન્યું નહિ. અંગ્રેજોએ તો વિજનોરમાંથી બીજે જઇને પ્રાણ બચાવ્યા. સૈયદ આહમદ પરમેશ્વર અને ભાગ્યના ઉપર ભરોસો રાખીને તે શત્રુઓના શહેરમાં રહ્યા. તેઓએ આ પહેલાં જ સઘળી હકીકત તે વિભાગના કમીશનર સાહેબને જણાવી હતી. કમીશનર સાહેબે જ્યાંસુધી સ્વતંત્ર અને સ્થાયી બંદોબસ્ત ન થાય

ત્યાંસુધી સૈયદ આહમદને તે જીલ્લાનો કારભાર ચલાવવાને કહ્યું. આ બનાવને એક માસ થયો ન થયો એટલામાં ફરીથી વિજનોરમાં તોફાન શરુ થયું. એક હિન્દુ લશ્કરી ટોળીએ એક મુસલમાનોના ગામનો નાશ કર્યો, તેથી મુસલમાનોએ બળવો ઉઠાવ્યો અને સૈયદ આહમદને જ તેનું મૂળ કારણ માનીને તેઓનાં પ્રાણ લેવાને માટે પ્રયત્ન કર્યો. તેઓ કોઇ પણ રીતે એક શહેરમાંથી બીજા શહેરમાં અને એક ગામમાંથી બીજા ગામમાં રખડતા થાકે પાકે શરીરે દોઢ મહિને પોતાની જન્મભૂમિ દિલ્હીમાં આવી પહોંચ્યા. આ પહેલાં જ દિલ્હી લુંટાઇ ગયેલું હતું, પણ તે વખતે તો આફતમાંથી તુરત મુક્ત થયું હતું, બળવાખોરો વિખેરાઇને ચાલ્યા ગયા હતા. તેઓના જુલમનાં ચિહ્નો ત્યારે પણ સઘળે જોવામાં આવતાં હતાં. મહેલોથી શોભાયલું તે સુન્દર નગર જાણે સ્મશાન જેવું થઇ પડેલું હતું. સૈયદ આહમદે આવીને જન્મ-ભૂમિની આ દશા જોઇ, પરન્તુ માને દીઠી નહિ. તેઓ અંગ્રેજના પ્રીતિપાત્ર અને વિશ્વાસુ મિત્ર તથા નોકર છે એમ જાણીને બળવાખોરો તેઓનું ઘર લૂટી ગયા હતા. તેઓની સ્નેહવાળી વૃદ્ધમાતા ઘણીક મુસીબતે ઘોડાવાળાના ઘરમાં ઘાસના ગંજની અંદર છૂપાએલી છે, એ વાત તેઓના સાંભળવામાં આવી. ઘણીક શોધ ખોળ પછી પુત્ર માતાની સમીપમાં આવી પહોંચ્યો. માતા પુત્રનું મળવું થયું.

બળવાની આફત એ પ્રમાણે વીતિ ગઇ. ધીરે ધીરે દેશમાં શાન્તિ ફેલાવા લાગી. સૈયદ આહમદની વિજનોરમાંથી ગાઝીપુરમાં બદલી થઇ. આ બદલી સારે મુહૂર્તે થઇ હતી. આ પહેલાં સૈયદ સાહેબની સારી સેવાની વાતનો ઉલ્લેખ કરેલો છે. ધીરે ધીરે તેઓના હૃદયમાં પોતાના દેશમાં અને પોતાની જાતિમાં કેળવણી અને જ્ઞાનના ફેલાવાની અભિલાષા પ્રબળ થવા લાગી. ગાઝીપુરમાં આવીને તેઓએ એક વિજ્ઞાનસભા સ્થાપી. એ વખતે તેઓનું જીવનચરિત્ર લખનાર કર્નલ ગ્રાહમની સાથે તેમની ઓળખાણ થઇ. કર્નલ સાહેબ સૈયદ આહમદને મિત્ર તરીકે ઓળખાવવાને અચકાતા-તેઓને સહોદર બરોબર ગણતા. એટલા માટે જ કહું છું કે, તેઓની ગાઝીપુરમાં બદલી સારે મુહૂર્તે થઇ હતી. સૈયદ આહમદ પોતે અંગ્રેજી ભાષા જાણતા નહતા;

પરન્તુ અંગ્રેજી કેળવણીનાં સારાં ફળો તરફ તેઓને મજબૂત વિશ્વાસ અને મોટી આસ્થા હતી. અંગ્રેજી ભાષા ઘણાંક રત્નોની ખાણ છે. અંગ્રેજીમાં લખાયેલા ગ્રન્થોનું દેશી ભાષામાં ભાષાન્તર કરવામાં આવે અને તેઓનો સાધારણ લોકોમાં ફેલાવો કરવામાં આવે તો દેશનું સમગ્ર કલ્યાણ થાય, એવો તેઓનો મજબૂત ભરોસો હતો. ખરેખર ભાષાન્તરો કરાવીને અંગ્રેજી કેળવણીનો અટકાવ કરવો, એવો તેમનો અભિપ્રાય હતો નહિ; અને તે કહેવાની જરૂર પણ નથી. તેઓ ગાજીપુરમાં હતા તે વખતે તેઓની સલાહ અને સૂચનાથી ઘણાએક અંગ્રેજી ગ્રન્થોનું ઉરદુમાં ભાષાન્તર થયું. સભાનું સ્થાન ત્યાર પછી ગાજીપુરમાંથી અલીગઢમાં બદલાયું. આ સભાથી ઉર્દુ ભાષાને સારી રીતે પુષ્ટિ મળેલી છે. ભૂગોળ, ઇતિહાસ, અર્થનીતિ, ગણિત, સાયન્સ, ખેતી અને શિક્ષણ સંબંધી ઘણાક ગ્રન્થોનો ઉર્દુમાં તરજુમો કરવામાં આવ્યો. આ માટે ઉર્દુ ભાષા સૈયદ આહમદની ઘણી જ આભારી છે.

રાજભક્ત સૈયદ આહમદ અંગ્રેજોના પરમ હિતૈષી હતા; તેનું પ્રમાણ અમને પહેલેથી જ મળેલું છે. રાજના નોકર થઇને રાજા અને પ્રજાના કલ્યાણને માટે રાજનીતિની આલોચના કરવામાં તેઓ કદીપણ પશ્ચાત પડતા નહિ. તેઓ સારું સાહસ કરનારા અને સત્યવાદી હતા. અંગ્રેજોના ચરિત્રની મહત્તામાં તેઓનો મજબૂત વિશ્વાસ હતો. ખરો અંગ્રેજ ન્યાય અને સત્યની મર્યાદા જાળવી રાખે છે એ જ તેઓનો નિશ્ચય વિશ્વાસ હતો. ખરી વાત એ છે કે, સૈયદ આહમદ એક વિશ્વાસુ માણસ હતા. તેઓએ વિશ્વાસના બળથી સઘળે જય મેળવ્યો હતો. તેઓએ સાધારણ લોકોમાં જે સઘળાં છટાદાર ભાષણો આપેલાં છે તેમાં અને તેઓનાં બીજાં કાર્યોમાં તેઓના જ્વલન્ત વિશ્વાસનું પ્રમાણ જોઇને અમે સ્તબ્ધ થઇ જઇએ છીએ. તેઓ પોતાના દેશની ઉન્નતિને માટે હમ્મેશા ચિન્તા કર્યાં કરતા. રાજા અને પ્રજાની વચ્ચે સારો બનાવ કાયમ રહે એવી તેઓની પૂર્ણ ઇચ્છા હતી. અને તે માટે પોતે અને બીજાઓની મારફત પ્રયાસ કરી ગયા છે. પ્રજાના પ્રતિનિધિઓ જેથી ગવર્નરની કાઉન્સીલમાં સ્થાન મેળવે–કાયદા બાંધતી વખતે તેઓની યુક્તિ સાંભળવામાં

આવે, આ દેશના સુખ દુઃખની વાત વિલાયતમાં પાર્લામેન્ટની અંદર ચર્ચાય એટલા માટે ત્યારે પ્રતિનિધિ સભાની સ્થાપના થઇ—એ સઘળાને માટે તેઓ ઘણા કાળ પહેલાંથી જ પ્રયાસ કરી રહ્યા હતા. તે આજ ઘણા દિવસની વાત છે. ત્રીસ પાંત્રીસ વર્ષ પહેલાં સૈયદ આહમદે જે ભાષણો આપેલાં હતાં તે ઉપરથી અમે જાણી શકીએ છીએ કે, તેઓ કેવી રીતે અંતઃકરણપૂર્વક રાજા અને પ્રજાનું રાજનીતિ સંબંધી કલ્યાણ ઇચ્છતા હતા.

જે કાર્યો કરવાથી અને જેવી સુખ સંપત્તિ અને માનઆબરુ મેળવવાથી લોકો પોતાને સારા ભાગ્યવાળા અને ગૌરવવાળા માને તે સઘળું સૈયદ આહમદે કર્યું, પરન્તુ તેથી તેઓ સંતોષ પામ્યા નહિ. જે ઉમ્મરે અમારા દેશના લોકો કર્મક્ષેત્રમાંથી મુક્ત થાય છે, તે ઉમ્મરે સૈયદ આહમદ બમણા ઉત્સાહની સાથે પોતે ધારેલા કામની સાધનાને માટે પ્રવૃત્ત થયા. જે સમયની વાત કહીએ છીએ તે વખતે તેમની ઉમ્મર બાવન વર્ષની હતી. સને ૧૮૬૯ ના એપ્રીલ મહિનામાં સૈયદ આહમદ પોતાના બે છોકરાને સાથે લઇને વિલાયત જવા સારુ નીકળ્યા. કેમ્બ્રીજમાં બન્ને છોકરાઓની સારી કેળવણી માટે બંદોબસ્ત કરવો અને તે ઇતિહાસપ્રસિદ્ધ કોલેજની કાર્યપદ્ધતિ જોઇને વાયવ્યપ્રાન્તમાં મુસલમાનોને માટે તેવી કોલેજ સ્થાપવી, એ તે મુસાફરીનો ઉદ્દેશ હતો. ઇંગ્લંડમાં તેઓ હિન્દુસ્તાનમાં પ્રસિદ્ધ થયેલા ઘણાક સાહેબોને મળ્યા અને ત્યાં તેઓને સારો આદર સત્કાર મળ્યો. અહીં તેઓએ પોતે લખેલા મહમદ પેગંબરના જીવનચરિત્રનો પહેલો ભાગ પ્રસિદ્ધ કીધો, અને તે તેઓએ ટર્કીના સુલતાનને અને ઇજીપ્તના ખેડીવને મોકલ્યો. એ બ્હાને તેઓએ સુલતાનને એક પત્ર લખ્યો. તેમાં તેઓએ જણાવ્યું કે, હાલના સમયના જ્ઞાનના વિસ્તાર અને સભ્યતાના પ્રસારની સાથે મુસલમાન ધર્મનીતિનું સંપૂર્ણ મળતાપણું છે, અને તે સત્ય જ આ ગ્રન્થમાં પ્રતિપાદન કરવાનો પ્રયાસ કરવામાં આવેલ છે. આ પત્ર અને તેઓએ લખેલા બીજા પત્રો ઉપરથી જણાય છે કે, તેઓ કેવા ઉદાર મનવાળા પુરુષ હતા. તેઓ ખરા ધર્મનિષ્ઠ મુસલમાન હતા. પરન્તુ ધર્મ-ઘેલાપણું તેઓમાં હતું નહિ. તેઓએ પોતાના સહધર્મી ભાઇઓને ( મુસલમાનોને ) વહેમી સંસ્કારો છોડીને ખરા ઇસ્લામ ધર્મની સેવા કરવાને માટે વારંવાર કહેલું છે.

સને ૧૮૭૦માં છેવટે સૈયદ સાહેબ વિલાયતમાંથી દેશ તરફ પાછા આવીને કાશીમાં પોતાના કામપર હાજર થયા. ત્યાર પછી થોડા દિવસે તેઓ "મુસલમાન સમાજ સુધારો" નામે એક પત્ર કાઢવા લાગ્યા. મુસલમાન સંસારના ખરાબ સંસ્કારો દૂર કરવા માટે અને મુસલમાનો સ્વધર્મપરાયણ રહીને હાલના જમાનાના શિલ્પ, સાયન્સ અને સાહિત્યની આલોચનાવડે સારી રીતે પોતાની ઉન્નતિ કરી શકે, તે માટે તેઓ ધીરે ધીરે લખવા લાગ્યા. આ પત્રથી મુસલમાન કોમને લાભ થયેલો છે. પરન્તુ શરુઆતમાં આને માટે તેઓને ઘણીક નિન્દા સહન કરવી પડી હતી. મુસલમાન કોમ સેંકડો મોઢે મોટા પોકાર સહિત સૈયદસાહેબની બુરાઇ બોલવા લાગી. પરદેશમાં મક્કામાં મુલ્લાં અને મોલવીઓ તેઓને વિધર્મી, નાસ્તિક વગેરે વિશેષણોથી અલંકૃત કરવા લાગ્યા. તેઓ ઇશ્વરની પાસે તેમનું મોત માગવા લાગ્યા. એટલું જ નહિ પણ ઘણાક ઇશ્વરના ક્રોધની દરકાર નહિ કરીને મારી નાંખવાની બીક બતાવનારા નનામા પત્રો તેઓને લખવા લાગ્યા. સૈયદ આહમદ આ સઘળું ઉપેક્ષાની નજરે જોવા લાગ્યા. તેઓ અવિચલ ચિત્તે જેને પોતે સારા તરીકે સમજેલા હતા તેની સાધના વિરામ લીધા વગર કરવા લાગ્યા. પોતાના દેશનું કલ્યાણ તથા પોતાની સ્વજાતિ અને સધર્મી મુસલમાનોના કલ્યાણની ઇચ્છા એવી સાધના કરવામાં તેઓ ક્ષણવાર પણ વિરામ પામ્યા નહતા.

વિલાયતમાંથી પોતાના દેશમાં પાછા આવીને તેઓ અવસર મળતાં જ તેઓએ ઉભી કરવા ધારેલી "અલીગઢ એંગ્લો ઓરીએન્ટલ કોલેજ" સ્થાપવા માટે જુદે જુદે ઠેકાણેથી પૈસા ઉઘરાવવા માંડયા. સને ૧૮૭૬માં સાડત્રીશ વરસ સુધી પ્રસિદ્ધતા અને આબરુની સાથે ચાકરી કરીને પેન્શન લીધું. આજથી તેઓને વધારે વખત મળવા માંડ્યો. હવે પછી તેઓ સઘળો સમય તન, મનથી કોલેજ સ્થાપવાને આપવા લાગ્યા. સને ૧૮૭૫માં સરકારી કામને માટે તેઓ અલીગઢમાં આવ્યા ત્યારે અલીગઢ ઓરીએન્ટલ કોલેજમાં શિક્ષણનો આરંભ થયો. એ સમયે તેઓએ કેટલાક કેળવાયલા મુસલમાનોની એક સભા સ્થાપી. કયા ઉપાયોથી મુસલમાનોની અંદર જ્ઞાન અને કેળવણીનો ફેલાવો ઉત્તમ રીતે કરી શકાય, તે નિશ્ચય કરવાને માટે આ સભાનો જન્મ હતો.

કયા કારણોથી મુસલમાનો સરકારી સ્કુલ અને કૉલેજમાં જોઇએ તેટલા આગ્રહથી પોતપોતાના સંતાનોને કેળવણી માટે મોકલતા નથી, અને શા કારણથી તેઓ પોતપોતાના સંતાનોને પશ્ચિમની કારીગીરિ અને વિદ્યાની ચર્ચા કરવા દેતા નથી, તે નક્કી કરવાને માટે સભાએ પ્રથમ પ્રયાસ કીધો. આ વિષય વિષે સારો નિબંધ લખવાને માટે તેઓએ ત્રણ ઇનામ પ્રગટ કર્યાં. એ સઘળા નિબંધો અને તેની સાથે સંબંધ ધરાવનારી બીજી બાબતોનો વિચાર કરીને અલીગઢ એંગ્લો કૉલેજની કેળવણીના વિષયો અને પદ્ધતિ નક્કી કરવામાં આવ્યાં. પ્રથમ થોડા વિદ્યાર્થીઓ લઇને આ કૉલેજનો સ્કુલ વિભાગ શરુ કર્યો. ત્યારપછી સને ૧૮૭૭માં લોર્ડ લિટને અલીગઢમાં આવીને સૈયદ આહમદના કીર્તિમંદિરરૂપ એંગ્લો ઓરીઅન્ટલ કૉલેજના મકાનનો પાયો નાંખ્યો. મુસલમાન કોમમાં અંગ્રેજી કેળવણીના સંબંધમાં ઘણા પ્રકારના ખરાબ સંસ્કારો હોવાને લીધે શરુઆતમાં તેઓએ સૈયદ આહમદને કૉલેજ સ્થાપવામાં સહાયતા કરી નહિ. એટલું જ નહિ પણ તેઓએ અડચણો આણવા માંડી. બંગાળામાં જ્યારે અંગ્રેજી શિક્ષણ સારી રીતે ચાલતું હતું અને યુનિવર્સીટી સ્થપાઇ હતી અને તેમાંથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ પસાર થઇને ડીગ્રીઓથી વિભૂષિત થતા હતા, ત્યારે સને ૧૮૫૮ થી ૭૮ સુધીના સમયમાં વાયવ્યપ્રાન્તમાં સૈયદ આહમદ કેળવણી અને જ્ઞાનના પ્રસારને માટે ઘણો પ્રયાસ કરી રહ્યા હતા. હિંસા કરનારા પ્રાણીઓથી ભરપૂર અને કાંટાવાળાં વૃક્ષોથી વિંટાયલી વનભૂમિને સાફ કરીને તેમાં મનોહર મહેલ ઉભો કરવામાં જમીનના માલેકને જેટલો પરિશ્રમ તથા હાડમારી સહન કરવી પડે છે, તેટલી જ સત્ય પ્રતિજ્ઞાવાળા સૈયદ આહમદને પોતાની કોમના હિંસા અને દ્વેષથી ભરપૂર તથા ભ્રાન્તસંસ્કારવાળી મનોભૂમિમાં જ્ઞાનનો મહેલ ઉભો કરવાને માટે તેથી પણ વધારે દુઃખ સહન કરવું પડ્યું. જ્યારે વાયવ્યપ્રાન્તમાં પાશ્ચાત્ય જ્ઞાનનો મહિમા વર્ણવીને સૈયદ આહમદ જ્ઞાન અને કેળવણીના વિસ્તારને માટે પ્રથમ પ્રયાસની શરુઆત કરતા હતા, ત્યારે તે પ્રદેશની અવસ્થા બહુ જ શોચનીય હતી. અંગ્રેજી શિક્ષા તરફ લોકોનો સખત અણગમો હતો. સરકારે સ્થાપેલી સ્કુલોમાં દેશી ભાષાની કેળવણી

લેવામાં પણ લોકોને અડચણ હતી. નિશાળો તપાસવાને માટે કોઈ સરકારી નોકર ગામમાં આવે તો લોકો ખ્રીસ્તીધર્મપ્રસારક આવેલ છે, એમ કહીને દૂર નાસતા. જે હિન્દુ કુટુંબોમાંથી આ સ્કુલોમાં વિદ્યાર્થીઓ આવતા તેઓને અનેક સમયે પાડોશીઓની નિન્દા, એટલું જ નહિ પણ અનેક સમયે જુલમ સુદ્ધાં સહન કરવો પડતો હતો. સાધારણ સ્કુલ મદ્રેસાઓમાં મોકલીને છોકરાંઓને કેળવણી આપવી, એ મુસલમાનોમાં રીવાજ વિરુદ્ધ ગણાતું. શ્રીમન્ત અને અમીર ઉમરાવો પોતાનાં છોકરાંઓને ઘરમાં જ મૌલવીની પાસે કેળવણી અપાવતા. મધ્યમ સ્થિતિના ગ્રહસ્થો ઘણું કરીને સન્તાનોને કેળવણી આપવી, એ આવશ્યક સમજતા નહિ. આળસુ થઇને નાચ તમાસામાં દિવસ ગાળવા, એ નિન્દાની વાત ગણાતી નહિ. સાધારણ રીતે મુસલમાનો કલમને બદલે તરવારો પસંદ કરતા. ત્યારે પણ બાદશાહના જાતભાઇ તરીકેનું વૃથા અભિમાન તેઓમાં હતું. કોઇ હુશીઆર મૌલવીની પાસે પાશ્ચાત્ય કેળવણીની વાત કરવામાં આવે તો તેઓ જલદી તિરસ્કારની સાથે નાક મરડી, છાતી સુધી લંબાતી ડાઢીમાં હાથ ઘાલીને કહેતા કે, સરકારી સ્કુલમાં ધર્મનું શિક્ષણ આપવામાં આવતું નથી, નિમાજ પઢવા દેવામાં આવતી નથી, મુસલમાન ધર્મ તરફ સન્માન રાખીને કેળવણી આપવામાં આવતી નથી, અને બાળકો ખ્રીસ્તી થઇ જવાનો સંભવ ઘણો છે, એવા પ્રકારની અનેક વાતો એકીસાથે કહેતા. મુલ્લાં અને મૌલવીઓ જુના રીત રીવાજોના આગ્રહી હતા, પરન્તુ તેઓનો મત એ જ સાધારણ લોકોનો મત હતો. તેઓની યુક્તિ અને મત જે ભુલ ભરેલા હતા અને પ્રાશ્ચાત્ય કેળવણી જે ધર્માનુકુળ હતી, એ વાત સમજાવવાને માટે સૈયદ આહમદને જેટલી મુસ્કેલીઓ પડી હતી તે પહેલાં જ કહી ગયા છીએ. એ સઘળાં કષ્ટ, મુશીબતો અને નિન્દાઓ સહન કરી, પોતાની જાતિના કલ્યાણની ઇચ્છા હૃદયમાં ધરીને તેઓ તેની સાધના આટલા દિવસ સુધી કરતા આવ્યા. હિન્દુસ્તાનના વાઇસરાયને હાથે એંગ્લો ઓરીયેન્ટલ કોલેજનો પાયો નંખાવીને પોતાની જાતિના કલ્યાણની ઇચ્છાને જાણે એક પત્થરથી બાંધેલા એક મજબૂત કિલ્લાની અંદર રાખીને, તેઓએ પોતાની ચિન્તાનો ભાર કંઇક ઓછો કર્યો. તેઓએ સ્થાપેલી કોલેજ હવે રાજ્યની મહેરબાની મેળવવા પામી. રાજ્યના

અધિકારી વર્ગની કૃપાદૃષ્ટિ એની ઉપર પડી. ત્યારપછી કૉલેજના મકાન માટે સૈયદ સાહેબ પૈસા એકઠા કરવા માટે બહાર પડયા. એ માટે તેઓ ભરતખંડના જુદા જુદા સ્થાનોમાં ફર્યા—એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં ગયા. અનેક હિન્દુરાજાઓએ, મુસલમાન નવાબોએ આ કામમાં બનતી મદદ કરેલી છે. સુખી લોકોની આલંકારિક ભાષામાં બોલીએ તો તેઓએ ભીખની ઝોળી કાંધે લઇ, મોઢાનું અન્ન ત્યાગ કરીને કૉલેજને માટે પૈસો એકઠો કર્યો હતો. સરલ ભાષામાં કહીએ તો ખરેખર તેઓએ સ્વદેશી અને વિદેશી ઘણાની પાસે પૈસાની સહાયતા માગેલી છે. તેઓ જ્યારે હૈદ્રાબાદમાં આવ્યા ત્યારે ત્યાંના લોકોએ તેઓના સન્માનને માટે એક મોટી મિજબાનીની તજવીજ કીધી હતી. સૈયદ આહમદ આ વાત સાંભળીને બોલ્યા કે, મિજબાનીથી જેટલું મારું સન્માન અને પ્રસન્નતા થશે તેનાથી પણ વધારે સન્માન અને પ્રસન્નતા મિજબાનીને માટે જે પૈસા એકઠા કરેલા છે તે જ રોકડા કૉલેજના ફંડમાં આપવાથી થશે. ભાવિક પુરુષોની ભાષામાં આનું નામ જ મોઢાનું અન્ન ત્યાગ કરવું છે. આ પ્રમાણે અને બીજા લોકોએ આપેલા પૈસાથી તેઓએ તે મુસાફરીમાં એકલા હૈદ્રાબાદમાંથી જ ત્રીસ હજાર રુપીયા એકઠા કીધા. વૃદ્ધ ઉમ્મરમાં કંટાળ્યા વગર પરિશ્રમ કરીને તેઓએ કૉલેજનું મકાન બાંધવાને માટે હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી વગેરે સઘળા ધર્મના લોકો પાસેથી ઘણો પૈસો એકઠો કીધો. તેઓ જીવતાં જ કૉલેજનું મકાન બંધાયું. મુખ્ય રીતે મુસલમાનોને કેળવણી આપવાને માટે કૉલેજ સ્થાપવામાં આવેલી હોવા છતાં પણ સઘળી કોમના તથા સઘળા ધર્મના લોકોને માટે તે કૉલેજ ખુલ્લી મુકવામાં આવી છે. મુસલમાનોની કેળવણીને માટે એંગ્લો ઓરીએન્ટલ કૉલેજ આદર્શરૂપ છે. નવીન અને પ્રાચીનનું એવું અપૂર્વ સંમેલન કયાંક જ દેખાય છે. મુલ્લાં અને મૌલવીઓને વાંછિત અરબ્બી ધર્મશાસ્ત્ર અને ન્યાયના શિક્ષણની સાથે પાશ્ચાત્ય સાહિત્ય, ગણિત અને સાયન્સના સુંદર શિક્ષણની વ્યવસ્થા આ કૉલેજમાં છે. મુસલમાન વિદ્યાર્થીઓના ધર્મ શિક્ષણ વાસ્તે નિમાજની વ્યવસ્થા પણ રાખવામાં આવી છે. જે બોર્ડિંગની પ્રથા હમણા બંગાળમાં ચાલુ હોવાને માટે અમે પોતાને સૌભાગ્યવાન માનીએ છીએ, તેની

આવશ્યકતા **સર સૈયદ અહમદે** ઘણા સમય પહેલાં જ અનુભવ કરીને એંગ્લો ઓરીયન્ટલ કૉલેજની સાથે તેની સ્થાપના કરી હતી. **સર સૈયદનાં** કાર્યોમાં તેઓની દૂરદૃષ્ટિ જોઇને આપણે ચમકી જઇએ છીએ. આ બનાવ પછી ઘણે દિવસે કાશીની અંદર આ નમુનાની એક કૉલેજ હિન્દુઓના ભલા માટે સ્થાપવામાં આવી છે.

મહાબુદ્ધિમાન્ લૉર્ડ **રીપનના** અમલની વખતે હિન્દુસ્તાનમાં શિક્ષણપદ્ધતિની ઉન્નતિ માટે એક **એજ્યુકેશન**–કમીશન નિમવામાં આવ્યું. સ્વનામપ્રસિદ્ધ અને હિન્દનું હિત ઇચ્છનાર **ડૉક્ટર હન્ટર** આ કમીશનના પ્રમુખ હતા. સરકારે ઘણાક લોકમાન્ય શિક્ષણતત્ત્વને જાણનારા પુરુષોને આ કમીશનના સભાસદ નીમ્યા હતા. **બંગાળાના** ગૌરવરૂપ માનનીય શ્રીયુત **આનંદમોહન વસુ** અને **સર સૈયદ** આહમદના ભાગ્યશાળી પુત્ર નામદાર જડજ **મામુદ** પણ આના સભાસદ હતા. હિન્દુસ્તાનની પ્રજાની અને ખાસ કરીને **મુસલમાન** કોમની કેળવણીની બાબતમાં **સર સૈયદ આહમદે** સારો વિચાર કર્યો હતો. તેઓના વિચાર અને અનુભવનું ફળ કમીશનની સમક્ષ કહેવાને માટે તેઓને કમીશન તરફથી નિમન્ત્રણ કરવામાં આવ્યું. વૃદ્ધ ઉમ્મરમાં પણ તેઓ કેળવણી સંબંધી ઘણાક મુદ્દા એકઠા કરીને કમીશન પાસે દર્શાવવા આવ્યા. તે વૃદ્ધ **સૈયદ** સાહેબ રૂપેરી રંગની દાઢીથી સુસોભિત અને ગંભીર ચહેરે પોતાના આખા જીવનના, કેળવણીના સુધારા સંબંધી વિચારો કમીશનની સન્મુખ રજુ કરવા લાગ્યા. એ કમીશનમાં તેઓના પુત્રરત્ન નામદાર જડજ **મામુદ** સભાસદ તરીકે સભાની શોભા અને **સૈયદ** સાહેબના આનંદ તથા ગૌરવમાં વૃદ્ધિ કરતા હતા. પિતા પુત્રનું આવું અપૂર્વ મળવું ખરેખર બહુ મનોહર લાગતું હતું. હમણાં પણ કલ્પનાશક્તિની મદદથી તે દેખાવ મનમાં લાવતાં આનંદ ઉત્પન્ન થાય છે, અને પ્રાચીન કવિના વચનમાં કહેવાની ઇચ્છા થાય છે, " सर्वत्र जयमन्विच्छेत्पुत्रादिच्छेत्पराजयम्" સર્વત્ર પોતાના ઉત્કર્ષની ઇચ્છા કરવી, પરન્તુ પુત્રથી પોતાના અપકર્ષની ઇચ્છા કરવી. આ પવિત્ર સંગમ ઉપર અમે **સર સૈયદ આહમદના** સાધનનો પ્રસંગ પૂર્ણ કરીએ છીએ. આશા રાખીએ છીએ કે, કર્મક્ષેત્રમાં **ભારત** વર્ષના યુવાનો **સર સૈયદ આહમદના** ગૌરવ અને ભાગ્યના અભિલાષી થઇને તેઓના ઉજ્જ્વલ આદર્શથી ઉત્સાહવાળા થશે.

# તારાનાથ તર્કવાચસ્પતિની સાધના.

હિન્દુ સંસારની અંધાધુધીના સમયમાં સ્વધર્મની રક્ષા કરી, આસ્થા અને શ્રદ્ધાની સાથે નિત્ય નૈમિત્તિક કર્મકાંડ કરી, પ્રાચીન કાળના ઋષિઓની પેઠે સરલ, નિરહંકાર અને આલસ્ય વગરના થઇ, કેવળ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરીને પણ હાલના સમયમાં માન, પ્રતિષ્ઠા અને પ્રસિદ્ધિ મેળવી શકાય છે, એ સારી રીતે સમજવાને અને સમજાવવાને માટે અમે પંડિત કુલતિલક તારાનાથ તર્કવાચસ્પતિના જીવનની સાધનાની વાત કરીએ છીએ.

તારાનાથ બાલ્યાવસ્થાથી જ અધ્યયનમાં તત્પર હતા. બાળક તારાનાથે આઠ વરસની ઉમ્મરમાં પાઠશાળામાં જે કંઈ શીખવાનું હતું તે સઘળું શીખી લીધું. ગામડાના મહેતાજી તારાનાથને જ્યારે વધારે નવું શીખવી શકયા નહિ ત્યારે તારાનાથે પિતાની પાસે મુગ્ધબોધ વ્યાકરણ ભણવાનો આરંભ કર્યો અને નવ દસ વર્ષની ઉમ્મરમાં પિતાની પાસેથી મન દઇને વ્યાકરણ, કોશ અને કાવ્યનું અધ્યયન કરીને એ સઘળા શાસ્ત્રમાં તેઓએ સારુ જ્ઞાન મેળવ્યું. પાછલા કાળમાં તારાનાથે એક અદ્વિતીય વૈયાકરણ તરીકે પ્રસિદ્ધિ મેળવી. તે વ્યાકરણનો પાઠ આપવાનું કામ તેઓએ પોતાને ઘેર જ શરું કર્યું. તેઓએ ગામમાં જે પ્રમાણમાં સંસ્કૃત ભણેલા હતા, તેટલામાં જ સંતોષ માની, પદવી ધારણ કરી એકાદ પાઠશાળા ખોલીને શરીરને કલેશ આપ્યા વગર જીવન ગાળી શકત, પરન્તુ તેવા પ્રકારના જીવનને તારાનાથ મનથી પસંદ કરતા નહોતા. તેઓની જ્ઞાનતૃષ્ણા ઉત્તરોત્તર વધવા લાગી. પરન્તુ પોતાના ગામમાં અથવા તેની આજુબાજુના કોઇ ગામમાં તેઓની જ્ઞાનતૃષ્ણા મટાડે એવો કોઇ ગુરુ હતો નહિ. તેથી સારી રીતે વિદ્યા સંપાદન કરવા માટે ઉત્સુક ચિત્તથી તેઓ બીજે સ્થાને જવાની ચિન્તા કરવા લાગ્યા. અને છેવટે સરકારે સ્થાપેલી કલકત્તાની પ્રસિદ્ધ સંસ્કૃત કોલેજને સરસ્વતી દેવીની આરાધનાનું યોગ્ય સ્થાન ઠેરાવ્યું. પરન્તુ કલકત્તાની તે વખતની અવસ્થા શોચનીય હતી. એક તો કલકત્તામાં રહેવાથી આરોગ્યતાને હાનિ પહોંચવાનો સંભવ હતો, તે શિવાય લોકોની એવી ધારણા હતી કે, જુવાનીઆઓ આ સ્થાનમાં રહેવાથી ઉચ્છૃંખલ અને વિધર્મી થઇ જાય છે; તારાનાથના પિતાની પણ તે જ ધારણા

હતી. અને તેટલા જ માટે તારાનાથને કલકત્તામાં ગોકલવાને માટે તેઓ આનાકાની કરતા હતા. એ સમયે સ્વનામ પ્રસિદ્ધ રામકમલસેન મહાશય કાલનામાં તારાનાથને ઘેર ઉતર્યા. રામકમલસેન ત્યારે સંસ્કૃત કોલેજના સંપાદક હતા. તેઓએ તારાનાથની વિદ્યા, બુદ્ધિ અને વિદ્યા શીખવાનો આગ્રહ જોઇને તેને કલકત્તાની સંસ્કૃત કોલેજમાં કેળવણી આપવા માટે તેના પિતાને ભલામણ કરી; અને એ પણ જણાવ્યું કે, મારી દેખ રેખ નીચે રહેશે તો તારાનાથને ઉચ્છૃંખલ અને વિધર્મી થવાનો કાંઇ પણ સંભવ નથી; એટલું જ નહિ પણ આવો બુદ્ધિમાન્ બાળક સંસ્કૃત ભણે તો ઉત્તરકાળમાં એક પ્રસિદ્ધ પંડિત થશે. આ બાબતમાં તારાનાથના પિતાએ સંમતિ આપી. તારાનાથ અઢાર વર્ષની ઉમ્મરે કલકત્તામાં આવ્યા. અને સને ૧૮૩૦ ના મે માસમાં સંસ્કૃત કોલેજમાં અલંકારના વર્ગમાં દાખલ થયા. ક્રમે ક્રમે તારાનાથ અલંકાર, સાહિત્ય, વેદાન્ત, જ્યોતિષ અને ન્યાયશાસ્ત્રમાં પારંગત થયા. એક તો તારાનાથ પ્રતિભાવાળા અને મહેનતુ હતા, તે ઉપરાન્ત તેઓએ જે અધ્યાપકોની પાસે એ સઘળાં શાસ્ત્રોનું અધ્યયન કર્યું હતું, તેઓ તે કાળમાં તે તે શાસ્ત્રમાં અદ્વિતીય પંડિત હતા. તારાનાથને સઘળી તરફથી સગવડ થઇ પડી. તારાનાથ જયગોપાળ તર્કાલંકારની પાસે કાવ્ય, યોગધ્યાન મિશ્રની પાસે જ્યોતિષ, નાથુરામ શાસ્ત્રીની પાસે વેદાન્ત અને નિમચાંદ શિરોમણીની પાસે ન્યાય ભણ્યા. સારી કેળવણી અને સારા ગુરુ મળવા, એ મોટા ભાગ્યની વાત છે. આ બાબતમાં તારાનાથ ખરેખર ભાગ્યશાળી હતા. શું ધર્મ કે શું જ્ઞાન, સઘળી બાબતમાં સદ્ગુરુનો પ્રભાવ અતિશય પ્રબળ છે. ગુણગ્રાહી સત્પુરુષ માત્ર, ગુરુના ગુણથી પોતાને ગૌરવવાળા માને છે. પુત્ર સારા ગુરુની પાસે અધ્યયન કરી શકે તો પિતા પણ પોતાને ગૌરવવાળો સમજે છે. મેસીડોનના અધિપતિ મહાવીર સિકંદરના પિતા ફીલીપ, પોતાના પુત્રની કેળવણીને માટે પ્રસિદ્ધ પંડિત એરીસ્ટોટલને મેળવીને પોતાને ધન્ય માનતા હતા. સિકંદરના જન્મના સમાચાર થતાં એરીસ્ટોટલ મહારાજ ફીલીપની પાસે આવીને તેઓને પુત્રલાભ થવાને માટે આનંદ બતાવવા લાગ્યા. આ વખતે મહારાજ ફીલીપે કહ્યું કે, હે તર્કશાસ્ત્રવેત્તાઓમાં શ્રેષ્ઠ! પુત્રના જન્મને લીધે હું આનંદ પામ્યો છું, એ ખરું

છે, પરન્તુ તે પુત્ર આપની જીવિત દશામાં જન્મ્યો છે અને આપની પાસે જ શિક્ષણ મેળવશે, એ બાબત વિષે વિચાર કરીને હું વધારે ખુશી થાઉં છું. જયગોપાળ, નાથુરામ અને નિમચાંદ વગેરે પ્રસિદ્ધ પુરુષોની જીવિત દશામાં તારાનાથે જન્મ લીધો અને તેઓની જ પાસે અનેક શાસ્ત્રોનું અધ્યયન કર્યું; તેથી તારાનાથના પિતાના આનન્દ અને ગૌરવની વાતની મહારાજ દીલીપના આનન્દની સાથે તુલના કરી શકાય છે.

તારાનાથ અધ્યાપકોની તરફ બહુ જ ભક્તિભાવ રાખતા હતા. અધ્યાપકો પણ તેમના ઉપર બહુ જ સ્નેહ અને યત્ન બતાવતા. તારાનાથના ભણતરના સમયમાં ઘણાં ખરાં પુસ્તકો હસ્તલિખિત હતાં. તેઓ દિવસના ભણવામાં ગુંથાયલા રહેતા અને રાતના ઘણા વખત સુધી બીજાનું પુસ્તક જોઇને પોતાને હાથે પુસ્તક લખી લેતા. હાલના સમયના વિદ્યાર્થીઓને આમાંથી ઘણોક ઉપદેશ લેવા જેવું છે. હાલમાં જોવામાં આવે છે કે, શબ્દકોશમાંથી જોઇને વાંચનમાળામાંના શબ્દોના અર્થો લખી લેવાને વિદ્યાર્થીઓમાંના ઘણાકો મહેનતનું કામ સમજે છે અને ઘણાકો તો તેને અસંભવ જ સમજે છે; પરન્તુ તેઓ ભુલી જાય છે કે, થોડા વખત ઉપર વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાનાં પુસ્તકો સુદ્ધાં બીજાનાં પુસ્તકો જોઇને ઉતારી લેવાં પડતાં હતાં. ટીકા વગેરેની બાબત તો જૂદી જ રહી. એક તો તારાનાથને સ્વાભાવિક રીતે વિદ્યા ઉપર બહુ પ્રીતિ હતી, તેથી તેઓ હમ્મેશાં ભણવામાં તત્પર રહેતા. તે ઉપરાન્ત છાપેલાં પુસ્તકો ન હોવાને લીધે પુસ્તકોની નકલ કરવાથી તેઓને લખવાનો પણ ખૂબ અભ્યાસ થયો હતો. તેઓ જેટલું જલદી લખી શકતા તેટલું જ સારું લખી શકતા. તેઓના હસ્તાક્ષરો મોતીની માળાની પેઠે શોભી નીકળતા. તેઓ લખવા વાંચવામાં મચ્યા રહેવાને લીધે વિદ્યાર્થી અવસ્થામાંથી જ ઘણો માનસિક પરિશ્રમ કરવામાં હુશીઆર થયા હતા. પાછલી ઉમ્મરમાં ઘણાક સંસ્કૃત ગ્રન્થના પ્રચારનો અને તેઓએ રચેલા વાચસ્પત્યભિધાન નામના મોટા કોશની સંકળનાના સામર્થ્યનો પાયો તેઓની વિદ્યાર્થી અવસ્થામાંજ દેખાતો હતો. તારાનાથની સ્મરણશક્તિ ઘણી જ પ્રબળ હતી. વાંચેલાં પુસ્તકની તેઓ અવિચ્છિન્ન આવૃત્તિ કરી શકતા. સમગ્ર અઢાર પર્વનું મહાભા-

રત તેઓને કંઠે હતું. આ જ એક પ્રમાણ છે. આ **મહાભારત** કંઠે કરવાના સંબંધમાં કહેવામાં આવે છે કે, આ **મહાભારત** તેઓએ પ્રયાસ કરીને અભ્યાસના પુસ્તકની પેઠે ભણ્યા ન હતા. કેવળ પ્રુફ શોધતી વખતે તેઓએ **મહાભારત** વાંચ્યું હતું. વિદ્યાર્થી અવસ્થામાં તેઓને **મહાભારત**નાં પ્રુફ વાંચવાનો સારો યોગ આ પ્રમાણે મળ્યો હતો. **તારાનાથ** જ્યારે **નિમચાંદ શિરોમણિ**ની પાસે **ન્યાય** ભણતા હતા ત્યારે **એશીયાટિક સોસાયટી**ના ઉદ્યોગથી **સમગ્ર મહાભારત** છપાયું. ઘણા દેશની હસ્તલિખિત પ્રતિઓ જોઇ જૂદા જૂદા પાઠોની યોગ્યતા સાચવીને **મહાભારત**નાં પ્રુફ તપાસવાનું કામ **શિરોમણિ** મહાશયને સોંપવામાં આવ્યું. જ્યારે આ મોટું કામ **શિરોમણિ** મહાશયે પોતાને માથે લીધું ત્યારે તેઓની વૃદ્ધાવસ્થા હતી. તે અવસ્થામાં આવું શ્રમસાધ્ય અને જોખમદારીનું કામ સારી રીતે બજાવવું, તે તેઓને બહુ કલેશદાયક થઇ પડયું. **તારાનાથ** ગુરુભક્તિથી પ્રેરાઇને ગુરુદેવનો શ્રમ ઓછો કરવાના વિચારથી એ કામ પોતાના હાથમાં લીધું, અને બહુ હુશિયારીની સાથે તે કામ સંપૂર્ણ કીધું. છેવટે જ્યારે ગ્રન્થ છપાઇને **શિરોમણિ** મહાશયના નામથી તે પ્રસિદ્ધ થયો ત્યારે તેથી ગુરુનો યશ મલીન થયો નહિ, પરન્તુ તે વધારે ઉજ્જવલ થયો.

**તારાનાથ** સંસ્કૃત કોલેજમાં ઘણાં શાસ્ત્રોનું અધ્યયન કરીને સને ૧૮૦૩ માં **તર્કવાચસ્પતિ**ની પદ્વી પામ્યા. સંસ્કૃત કોલેજમાં ભણવાનો સમય પૂર્ણ થયો ખરો, પરન્તુ તેઓનું વિદ્યાર્થીજીવન અહીં જ પૂર્ણ થયું નહિ. તેઓ કાશી યાત્રા ગયા. વેદમન્ત્રોથી ગાજી રહેલી અને **વરુણા**, **અસી** તથા ગંગા એ ત્રણ નદીઓથી વીંટાયલી તે પૂણ્યભૂમિ **વારાણસી** ( કાશી ) જગતમાં ઘણા કાળથી સંસ્કૃત શાસ્ત્રની ચર્ચાને માટે પ્રસિદ્ધ છે. એ પુણ્યભૂમિમાં ઘણાક તત્ત્વદર્શી અને સંસારમાંથી વૈરાગ્ય પામેલા સિદ્ધ પુરુષો વાસ કરે છે. એઓ શાસ્ત્રની ઘણીક ગૂઢ વાતો જાણે છે. તેઓની પાસેથી સત્યજ્ઞાન મેળવવું, એવી ઇચ્છાથી **તારાનાથે** કાશી યાત્રા કીધી હતી. સારે નસીબે તેઓના ઉપર એક પરમહંસે અનુગ્રહ કર્યો. પરમહંસની પાસેથી **ન્યાય**ના પ્રસિદ્ધ પુસ્તક ખંડનખંડખાદ્યનું તેઓએ અધ્યયન કર્યું. ત્યાર પછી બીજા ગુરુઓની પાસેથી **મહાભાષ્ય** સહિત **પાણિનિનું વ્યાકરણ**, ભાષ્ય સહિત વેદ અને વેદાન્ત, જૈમિનિકૃત **મીમાંસા-**

દર્શન, કપિલપ્રણીત **સાંખ્યશાસ્ત્ર** અને **યોગશાસ્ત્ર** વગેરે ભણીને **તારાનાથ** પોતાના દેશમાં પાછા ફર્યા.

**કાશીમાં તારાનાથ**ના વિદ્યાર્થી અવસ્થાના અભ્યાસનો છેડો આવ્યો. હવે પછી જૂના વખતથી ચાલતા આવેલા રીવાજ પ્રમાણે **તર્કવાચસ્પતિ** મહાશયનો ભણાવવાનો વખત આવ્યો. **વાચસ્પતિ** મહાશયે અધ્યાપકના વંશમાં જન્મ લીધો હતો અને જણાય છે કે, તેઓ એ વંશના એક ઉજ્જવલ રત્ન હતા. અધ્યાપક થઇને વિદ્યાદાન કરવું, એ તેઓના અંતઃકરણની ઇચ્છા હતી. નહિ તો આ પહેલાં તેઓ કાયદાની પરીક્ષામાં સારી પ્રસિદ્ધિથી પાસ થયા હોવા છતાં પણ સદરઆમીનનું કામ કેમ ન લીધું? **સંસ્કૃત** કેળવણી અને શાસ્ત્રના પ્રચાર માટે તેઓનો જન્મ થયો હતો. તે કાર્ય પૂર્ણ કરી તેઓ જન્મસાર્થક કરી ગયા છે અને પ્રાતઃસ્મરણીય થઇ ગયા છે.

કાલનામાં આવીને **વાચસ્પતિ** મહાશય એક પાઠશાળા ખોલીને અધ્યાપકના કામમાં ગુંથાયા. આ પહેલાં જ તેઓની પંડિતાઇની વાત દેશના વિદ્વાન્ વર્ગમાં પસરી ગઇ હતી. તેઓની કીર્તિના સુવાસથી મુગ્ધ થઇને ઘણા દેશમાંથી વિદ્યાર્થીઓ તેઓને ઘેર આવવા લાગ્યા. જૂના રીવાજ પ્રમાણે તેઓ વિદ્યાર્થીઓને અન્ન અને વિદ્યાનું દાન આપવા લાગ્યા.

**વાચસ્પતિ** મહાશયના વડવાઓ ઘણા ભાગ્યશાળી હતા. તેઓની સાંસારિક અવસ્થા એક રીતે સારી હતી. દેવપૂજાની આવક ઉપરાન્ત અધ્યાપક કુટુંબ તરીકે લોકોના નિત્યનૈમિત્તિક ક્રિયાકાંડમાંથી અને આવવા જવામાંથી તેઓને આવક થતી. આ બધા ઉપર આધાર રાખીને તેઓ પાઠશાળાનો ખર્ચ ચલાવવા લાગ્યા. **સંસ્કૃત** શાસ્ત્રના વ્યવસાયવાળા અધ્યાપકો આ ઉપાયથી પોતાની પાઠશાળાનો વ્યવસાય ચલાવે છે. હમણાં ઘણીક પાઠશાળાના અધ્યાપકોને સરકાર મદદ કરે છે, સ્કોલરશીપ તથા ઇનામવડે અધ્યાપક અને વિદ્યાર્થીઓને ઉત્સાહ આપે છે, એટલા માટે સઘળી હિન્દુ પ્રજા સરકારની આભારી છે. પરંતુ તે સમયના પાઠશાળાના અધ્યાપકો વિદ્યાર્થી પાસેથી ફી પણ નહોતા લેતા, તેમ જ રાજા પાસેથી પગાર પણ નહોતા મેળવતા; એટલું જ નહિ પણ વિદ્યાર્થીઓમાંના ઘણાખરાનો ખાવા વગેરેનો ખર્ચ પણ તેઓને જ ઉપાડવો પડતો.

હિન્દુ કોમ જ્યાં સુધી કર્મકાંડ કરનારી હતી ત્યાં સુધી આ બ્રાહ્મણસમાજ ઉત્તમ રીતે પોષાતો આવતો હતો. હિન્દુરાજાઓ અને ધનવાનો દેવપૂજન નિમિત્તે અને વેદાધ્યયન નિમિત્તે દાન આપીને મંદિરો, મઠો અને પાઠશાળાઓની સ્થાપના અને રક્ષા કરતા. મધ્યમ અવસ્થાવાળા ગૃહસ્થો નિત્ય નૈમિત્તિક દેવકાર્ય અને પિતૃકાર્યમાં દાન આપતા. આ સઘળાં કારણોથી સંયમી અને અલ્પસંતોષવાળા અધ્યાપકો અને વિદ્યાર્થીઓનું પાલન થતું અને તેઓ ધર્મની તથા કોમની ઉન્નતિ તથા મંગળને માટે પ્રયાસ કરતા. બ્રાહ્મણો લોકસમાજના શિક્ષક હતા, અને તેઓ જ તેમના વ્યવસ્થાપક પણ હતા. મનુ, યાજ્ઞવલ્કય, પરાશર વગેરેના મત પ્રમાણે સંસ્કાર અને પ્રાયશ્ચિત્ત વગેરેનો વિધિ, મિતાક્ષરાના દાયભાગ પ્રમાણે વારસોમાં ધનની વહેંચણીની વ્યવસ્થા, તેઓ જ કરતા. પરન્તુ એ સઘળાને માટે કદી પણ પૈસો લેતા નહિ. હાલમાં જમાનાને લીધે સઘળામાં ફેરફાર થતો જાય છે. ઘણા કારણોથી સમાજમાં અંધાધુંધી ચાલી રહેલી છે. અધ્યાપકો હિન્દુકોમની પાસેથી હાલમાં તે મદદ મેળવતા નથી; જે મેળવે છે તે પણ બહુ જ નજીવી છે. તીક્ષ્ણ બુદ્ધિવાળા વાચસ્પતિ મહાશય સમાજનો એ ક્રમે ક્રમે થતો ફેરફાર ધ્યાનમાં રાખતા આવ્યા હતા. પાઠશાળા સ્થાપન કર્યા પછી પોતે કામ માથે ઉપાડી હિંદુકોમની ઉપર આધાર રાખીને અધ્યાપનનું કાર્ય અડચણ વગર કરવું, એ સહેલાઇનું નથી, તે તેઓએ સારી રીતે જાણ્યું. તેઓ પોતે અદ્વિતીય પ્રતિભાવાળા પુરુષ હતા. પરમેશ્વરે તેઓને ઉત્તમ આરોગ્ય આપ્યું હતું. તેઓ સ્વાભાવિક રીતે જ મહેનતુ હતા. તેથી તેઓ જાત મહેનતની કિમ્મત અને મર્યાદા સારી રીતે જાણતા હતા, તે કહેવાની જરૂર નથી. એટલા માટે તેઓએ પોતે મેળવેલી વિદ્યાની પેઠે હવે પછી પોતે મેળવેલા ધનથી વિદ્યાર્થીઓનું પાલન કરવાને માટે સંકલ્પ કર્યો. આ પ્રવૃત્તિ, તેઓ અધ્યાપક હોવા છતાં પણ, વેપારમાં પ્રવૃત્ત થવામાં એક મુખ્ય કારણ હતી. પોતાના દેશના હુન્નર અને વેપારની ઉન્નતિ અને દસ માણસને નિભાવવાની ઇચ્છા, એ તેઓનો ગૌણ ઉદ્દેશ હતો. આ સઘળા કારણોથી બ્રાહ્મણ હોવા છતાં પણ તેઓએ વૈશ્યની વૃત્તિ ગ્રહણ કરી હતી.

આપણે દરેક વખતે ઉદ્દેશ અને ઉપાયના ભેદને સમજી શકતા નથી. આપણે આરંભેલાં કાર્યોમાં એકને બદલે બીજાને લઇએ છીએ; અને બીજાના કાર્યનો વિચાર કરતી વખતે પણ ઘણું કરીને એ પ્રમાણે જ ભૂલ કરીએ છીએ. વાચસ્પતિ મહાશયના કામના સંબંધમાં તેઓના સમયના ઘણાકો ભૂલ ભરેલા વિચાર કરી ગયા છે. પરન્તુ જે વિચારવાન્ માણસે તેઓનાં કાર્યનો પૂર્વાપર વિચાર કરી જોયો છે અથવા ખરેખરો ઇતિહાસ સાંભળ્યો છે, તેઓ તેઓના કાપડનો અને બીજો વેપાર કરવાના ઉદ્દેશના વિચાર કરવામાં ભૂલ કરશે નહિ, એમ કહી શકીએ છીએ. વિદ્યાદાન જે તેઓનો મુખ્ય સંકલ્પ હતો તેને તેઓ કદી પણ ભૂલ્યા ન હતા. વાચસ્પતિ મહાશયના દરરોજના જીવનનો વિચાર કરતાં તેઓના જીવનનો ઉદ્દેશ આથી પણ ઉત્તમ રીતે સમજાય છે. સાધારણ લોકો ભોગ વિલાસને માટે ધન એકઠું કરે છે. વાચસ્પતિ મહાશયના સંબંધમાં એ વાત ક્ષણને માટે પણ કહી શકાશે નહિ. તેઓ જિતેન્દ્રિય અને આસ્થાવાળા હિન્દુ હતા. તેઓના ખાવા પહેરવામાં વિલાસ લેશ માત્ર પણ જણાતો નહિ. તેઓ પોતાને હાથે રાંધીને ભોજન કરતા–તે પણ માંસ વગરનું જ.

ગંગાનું પવિત્ર જળ, એ જ તેઓનું પીવાનું પાણી હતું. તેમનું વિશાળ શરીર, નિર્મળ ધોતીયું, સ્વચ્છ ઉપરણો અને સફેદ યજ્ઞોપવીતથી શોભાયમાન રહેતું. વિવિધ વિદ્યાના આવાસભૂમિરૂપી તેમના મસ્તકમાં શિખા સિવાય બીજું કંઇ પણ મંડન હતું નહિ. સ્વધર્મમાં દૃઢ વિશ્વાસ, ઉપાસ્ય દેવતામાં અચળ, ભક્તિ અને કર્મકાંડમાં પવિત્ર અને પરમ આસ્થાનું ચિહ્ન તેઓના ચરિત્રમાં જોઈ શકીએ છીએ. મોટા ઉદ્દેશથી કેટલાક દિવસને માટે વૈશ્યવૃત્તિ ગ્રહણ કરી હતી તો પણ તેઓને આદર્શ બ્રાહ્મણ સિવાય બીજું શું કહીએ? પ્રાચીન ઋષિઓ અને ઋષિઓના જેવા બ્રાહ્મણો જ્ઞાન, સંયમ અને શ્રદ્ધાને લીધે તેઓ ભરતખંડના હિન્દુઓના મનોરાજ્યમાં લાંબો વખતથી સારી રીતે પ્રતિષ્ઠા પામી રહેલા છે. તેઓએ મેળવેલા પુણ્યના ફળના પ્રભાવથી તેઓના દૂરના વંશજોની પાસે બ્રાહ્મણ સિવાયના બીજા ઘણી વિદ્યા અને ઘણા ધનવાળા પુરુષો પણ સંસ્કારને વશ થઇને મસ્તક નમાવીને શુભાશિષ માગે છે. બ્રાહ્મણના અવ-

લમ્બનરૂપ તે જ્ઞાન, સંયમ, પવિત્રતા અને નિષ્ઠાનો પ્રભાવ તારાનાથના ચરિત્રમાં પણ પૂરતો હતો. હમણાં દેશનું મોટું દુર્ભાગ્ય કહેવું જોઇએ કે, આદર્શરૂપ બ્રાહ્મણોની સંખ્યા ક્રમે ક્રમે ઓછી થતી જાય છે.

કાલનામાં રહ્યા પછી થોડે દિવસે ઈશ્વરચન્દ્ર વિદ્યાસાગરના અતિશય આગ્રહથી વાચસ્પતિ મહાશયે સંસ્કૃત કોલેજના અધ્યાપકનું કામ માથે લીધું. પહેલાં વાચસ્પતિ મહાશયે વાંધો લીધો અને કહ્યું કે, આની અંદર તેઓના ધંધા અને વ્યાપારને ધક્કો પહોંચે તેમ છે. પરન્તુ વિદ્યાસાગર મહાશયે સમજાવ્યું કે કલકત્તા જ તેને માટે યોગ્ય સ્થાન છે. વિદ્યાવલોકનને માટે અથવા વેપાર રોજગારને માટે સર્વ પ્રકારની સગવડ એક કલકત્તામાં જ મળી શકે તેમ છે. તે ઉપરાન્ત વિદ્યાસાગર મહાશયે જરૂર પડતાં મદદ કરવાને માટે પણ વચન આપ્યું. એ પ્રમાણે કલકત્તા ફરીથી તેઓનું કર્મક્ષેત્ર થયું. અહીં કોલેજમાં ભણાવવું, ઘર આગળ પરદેશી વિદ્યાર્થીઓને ભણાવવા અને બીજે વખતે પોતાના વેપાર સંબંધી કામકાજ તેઓ કરવા લાગ્યા. એ પ્રમાણે સને ૧૮૪૦ થી સને ૧૮૬૧ સુધીનો સમય વીતિ ગયો. સને ૧૮૬૨ માં તેઓને ધંધામાં એક લાખ ઉપર રૂપીયાની ખોટ ગઇ. તેઓ આ ખોટ પૂરવાને અસમર્થ થઇ પડ્યા. તેઓનો વેપાર ધંધો બંધ પડયો. હવે તેઓની દૃષ્ટિ બીજી તરફ પડી. અમંગળમાંથી મંગળની સૂચના થઈ.

કલકત્તામાં આવ્યા પછી થોડા વખતથી જ અદ્દભૂત શક્તિવાળા વાચસ્પતિ મહાશય બીજાં સેંકડો કષ્ટોની અંદર પ્રાચીન સંસ્કૃત ગ્રન્થોનાં સહેલાઇથી સમજી શકાય, એવાં સુંદર પુસ્તકોના પ્રચારને માટે પ્રયાસ કરવા લાગ્યા. રઘુવંશ અને કુમારસંભવ મલ્લિનાથની ટીકાની સાથે છપાવીને પ્રસિદ્ધ કરવાં, એ આ સમયે તેઓનો પ્રથમ પ્રયાસ હતો. ત્યાર પછી તેઓએ વ્યાકરણ સંબંધી કેટલાંક પુસ્તકો રચ્યાં. સિદ્ધાંતકૌમુદીની સરલા નામની ટીકા પણ એ સમયે બનાવી. એ ટીકા બનાવીને તેઓએ પાણિનિ વ્યાકરણને સહેલાઇથી સમજી શકાય તેવું કરીને, જગતમાં વિશેષ પ્રસિદ્ધિ મેળવી. જે જગાએ સંસ્કૃત ભાષાનો આદર અને વિચાર છે તે જગાએ વાચસ્પતિકૃત સરલા નામની સિદ્ધાંતકૌમુદીનો

આદર છે. આટલા દિવસ સુધી બીજા વ્યાપારોમાં ગુંથાયલા હોવાને લીધે **સંસ્કૃત** ગ્રન્થના પ્રચારના કામમાં સંપૂર્ણ રીતે મન દઈ શકતા નહિ. હાલમાં તેઓને વેપારમાં ખોટ જવા પછી અને તે વખતના **સંસ્કૃત** કૉલેજના અધ્યક્ષ મહાત્મા કૉવેલ સાહેબની સારી સલાહને લીધે તેઓએ લુપ્તપ્રાય અને નાશ થવાની અણી ઉપર આવેલી **સંસ્કૃત** ગ્રન્થાવલિનો ઉદ્ધાર કરવાને માટે કમ્મર બાંધી. જુદા જુદા દેશોમાંથી એકઠી કરેલી હસ્તલિખિત પ્રતિઓમાંથી જુદા જુદા પાઠાન્તરો કાયમ રાખીને અને કેટલેક ઠેકાણે પાઠનો નિશ્ચય કરીને **સંસ્કૃત વ્યાકરણ**, **કાવ્ય**, **અલંકાર**, **સ્મૃતિ**, **સાંખ્ય**, **ન્યાય**, **વેદ**, **વેદાન્ત** વિગેરેનાં પુસ્તકો છપાવીને તેનો પ્રચાર કરવા લાગ્યા. ફકત મૂળ ગ્રન્થો પ્રસિદ્ધ કરીને નિશ્ચિન્ત થવું, એ તેઓને વાજબી ન લાગવાથી એ સઘળા ગ્રન્થોને સહેલી ટીકાથી સારી રીતે સમજાય તેવા કરી ગયા છે. સંસ્કૃત કેળવણીને સુગમ કરવાને અને તેનો પ્રચાર કરવાને માટે તેઓ જે આટલું કરી ગયા છે તેથી જગતમાં તેઓને યોગ્ય પ્રતિષ્ઠા અને પ્રશંસા મળેલી છે. સંસ્કૃત ભણેલા સમાજમાં અમરપણું મેળવવાને માટે તેઓનાં આ સઘળાં કાર્યો પૂરતાં છે. પરન્તુ એ સઘળી કીર્તિ કરતાં પણ વધારે ઉજ્જવલ અને અક્ષય કીર્તિ, તેઓએ રચેલું **વાચસ્પત્ય અભિધાન** છે.

**વાચસ્પત્ય અભિધાન** સંસ્કૃત ભાષાનો એક મોટો કોશ છે. અંગ્રેજીમાં "**એન્સાઇક્લોપીડીયા બ્રીટાનીકા**" કહેતાં અમે જે સમજીએ છીએ, તેમ **સંસ્કૃત**માં "**વાચસ્પત્યભિધાન**" પણ તે જ છે. **એન્સાઇક્લોપીડીયા**નો સંગ્રહ એક મોટું કાર્ય છે તેમાં સંદેહ નથી. એ અંગ્રેજી મહાકોશના સંગ્રહના વિવરણ ઉપરથી જણાય છે કે, એ કાર્યને માટે એક રીતસર ઓફીસ સ્થાપવામાં આવી હતી. સંપાદક, સહકારી સંપાદક, સહાયક અને જુદા જુદા વિષયોના ખાસ અભ્યાસી પંડિતોએ એ મોટા કોશના જુદા જુદા વિષયોની રચના કરેલી છે, એ પ્રમાણે ઘણા પંડિતોએ એકત્ર થઇ એકસાથે ઘણાં વર્ષો સુધી કામ કરીને એ મોટો ગ્રન્થ તૈયાર કરેલો છે. એ પંડિતસમાજે રચેલા અને મોટા ધનાઢ્ય પ્રકાશકે પ્રસિદ્ધ કરેલા ગ્રંથને જોઇને હમણાં આપણે વિસ્મય પામીએ છીએ. પરન્તુ **વાચસ્પત્યભિધાન**ના સંબંધમાં એ પ્રકારની કશી વ્યયસ્થા કરવામાં આવી નહતી. એ મહાગ્રન્થનું સંક્ષેપમાં

વર્ણન આપવાથી પણ વાંચનારાઓને તેનો કંઇક આભાસ થશે. આ મહાગ્રન્થના આકારના સંબંધમાં એટલું જ કહેવું બસ થશે કે, ચાર પેજી ફારમના આકારમાં પાંચ હજાર છસ્સો પૃષ્ઠમાં એ મહાકોશ સમાપ્ત થયો છે, એને માટે ૮૦,૦૦૦ હજાર રૂપીઆ ખર્ચ થયો છે; એનો સંગ્રહ કરતાં ૧૮ વર્ષનો સમય લાગેલો છે; અને બાર વરસમાં તેને છપાવવાનું કામ પૂરું થયેલું છે. આની અંદર લૌકિક અને વૈદિક શબ્દોની ઉદાહરણની સાથે વ્યાખ્યા આપવામાં આવેલી છે. આની અંદર **આર્હત** (જૈન), **ચાર્વાક**, **ન્યાય**, **પાશુપત**, **પાણિનિ**, **પાતંજલ**, **પ્રત્યભિજ્ઞ**, **માધ્વ**, **મીમાંસા**, **શૈવ**, **યોગાચાર**, **રાસેશ્વર**, **વૈભાસિક**, **વૈશેષિક**, **વેદાન્ત દર્શન**, **ગૃહ્યસૂત્ર** અને **શ્રૌત** વગેરેના પારિભાષિક શબ્દોની સંપૂર્ણ વ્યાખ્યા આપવામાં આવી છે. આમાં **અલંકાર**, **કલ્પ**, **ગણિત**, **જ્યોતિષ**, **તન્ત્ર**, **વૈદ્યક**, **શિલ્પ**, **સંગીત**, **રાજનીતિ**, વગેરે સઘળાં શાસ્ત્રો અને અઢારે પુરાણોનું તથા બીજા સઘળા વિષયનું વર્ણન છે. આ સઘળા જુદા જુદા વિષયનાં પુસ્તકોનો સંગ્રહ કરવો, એ જ બીજા કોઇ માણસના ઉદ્યમ અને અર્થને માટે એક રીતે મુસ્કેલ છે; એ ઉપરાન્ત એ સઘળા વિષયોના છપાયલા અને નહિ છપાયલા ગ્રન્થો પોતે વાંચીને તે તે વિષયમાં પ્રબન્ધ રચના કરવી, એ તે કરતાં પણ દુઃખસાધ્ય છે. પ્રથમ તો તેઓએ આ કાર્યને માટે તેઓની પાસે ભણીને તૈયાર થયેલા કેટલાક વિદ્યાર્થીઓની પાસે સહાયતા માગી; પરન્તુ તે સહાયતા તેઓને મળી નહિ. **તારાનાથ તર્કવાચસ્પતિ** મહાશય અદ્ભુત શક્તિવાળા પુરુષ હતા. તેઓ બીજાની સહાયતા વગર એક હાથે આવા મોટા કોશને સર્વાંગસુંદર બનાવીને સમાપ્ત કરી ગયા છે. આવા સર્વ શાસ્ત્રના સગ્રહ અને **સંસ્કૃત** વિદ્યાના દર્પણ સ્વરૂપ મોટા કોશની યોગ્ય પ્રશંસા કરવાનો પ્રયાસ અમારા જેવા ક્ષુદ્ર જનોને માટે ધૃષ્ટતા માત્ર છે, તોપણ 'तद्गुणैः कर्णमागत्य चापलाय प्रणोदितः ।' એ કવિના વચન પ્રમાણે ક્ષીણકંઠે અને કંપાયમાન હાથે આ દેશના યુવાનોને **તર્કવાચસ્પતિ** મહાશયની અક્ષયકીર્તિ તરફ આંગળી બતાવીને કવિના શબ્દોમાં પ્રતિધ્વનિ કરીને કહીએ છીએ કે:—

## શાર્દૂલ વિક્રીડિત.

સાધો સૌ નિજ કાર્ય આત્મધનનું, નિશ્ચે કરી સાધનો,
દેવોના નકી હેતથી ભય જશે, સંકલ્પના બાધનો;
પૃથ્વીમાં વધશે ખરો જશ ઘણો, ગાશે જનો ગાનનો,
જ્ઞાનીની પદવી તણો પથ ચહો, તોટો ન સન્માનનો.
મોટાનું નિત કાર્ય તેહ કરશો, તેના ખરા ભાવથી,
તેવામાં દૃઢ રાગ જો સ્થિર કરો, રહેશો નહીં લાવથી;
કીર્તિનો નહિ સ્તંભ એક ડગશે, લોકો ખરું જાણજો,
એવી છે પ્રભુભાવની પરમતા, નક્કી તમો માનજો.

## સર મધુસ્વામી આર્યની સાધના.

જેઓ માનવ ચરિત્રને વિશેષરૂપે જાણે છે, તેઓ કહે છે કે, કર્તવ્ય-પરાયણતા એ મહાન્ પુરુષોના ચરિત્રનું એક પ્રધાન લક્ષણ છે. મહાપુરુષો જેને કર્તવ્ય તરીકે સમજે છે તે સારી રીતે કરવા માટે નિરન્તર તત્પર રહે છે; કારણ કે, જે કરવા જેવું છે તે સારી રીતે જ કરવું ઉચિત છે. કાળ-ચક્રમાં પડીને જીંદગીમાં જ્યારે જે કરવું પડે તે નાનું હોય અથવા મોટું હોય તોપણ સંપૂર્ણ યત્નથી કરવું જોઇએ. યુરોપીયન અને અમેરીકન જાતિમાં આવાં ઘણાંક દૃષ્ટાંતો મળે છે. પ્રસિદ્ધ પાદરી કેરી સાહેબ એક સમય શ્રેષ્ઠ પાદુકાકાર હતા અને તે માટે તેઓ ગૌરવ માનતા. મહામતિ ગારફીલ્ડે મજુર, સુતાર, દ્વારપાળ, ઘડીયાળી, શિક્ષક, વેપારી, સૈનિક અને દેશપતિનું કામ કર્યું હતું. પરન્તુ તેઓએ જ્યારે જે કામ કર્યું હતું ત્યારે તે સમગ્ર તન મન અર્પણ કરીને કર્યું હતું. આ જ ઉન્નતિનું ગૂઢ રહસ્ય છે. સર મધુસ્વામી આર્યનું જીવનચરિત્ર જોતાં તેમના ચરિત્રમાં એ કર્તવ્યપરાયણતાનો ભાવ સારી રીતે જોઇ શકીએ છીએ.

અવસ્થાનુસાર તેઓને ગામની મામલતદાર ઑફીસમાં બાર વરસની ઉમ્મરે માસિક એક રૂપિયાને પગારે કામ કરવું પડયું હતું. કામ સાધારણ હોવા છતાં પણ તેઓ સંપૂર્ણ કાળજી અને આગ્રહ સહિત તે કરતા. કોઇ પણ કામ તેઓના

હાથમાં આવે તો તેઓ તેને સારી રીતે અને સંપૂર્ણ રીતે પૂરું કરવાને માટે પ્રયાસ કરતા. મધુસ્વામીના જીવનચરિત્રમાં એ સંબંધમાં એક વાત કહેલી છે. તે વાત આ છે–તેઓ જ્યારે મામલતદારની ઓફીસમાં કામ કરતા હતા ત્યારે તે મામલતદારના તાબાના એક સ્થાનમાં એક નદીનો પૂલ ભાંગી ગયો. મામલતદાર આ સમાચાર સાંભળી ગાભરા થઇને ઑફીસમાં આવ્યા અને પૂલ ભાંગવાનો સટીક વૃત્તાન્ત જાણવાને માટે હુશિયાર નોકરને શોધવા લાગ્યા. પરન્તુ તે સમયે તેવો કોઇ પણ નોકર ત્યાં હાજર હતો નહિ. લાચારીએ મામલતદારે બાળક મધુસ્વામીને તે જગાએ મોકલવાનો વિચાર કર્યો. તેઓએ ઇચ્છાવિરુદ્ધ તે બાળકને મોકલ્યો હતો અને બરોબર સમાચાર મળશે, એવી આશા પણ તેઓએ રાખી ન હતી. છેવટે વખતસર મધુસ્વામી તે જગાએથી પૂલ ભાંગવાનો સટીક વૃતાન્ત લઈ આવ્યા. ફક્ત કેટલા હાથ પૂલ ભાંગેલો છે અથવા કેવી રીતે જળના વેગથી પાસેનાં ગામડાંઓમાં નુકસાન થાય છે, એવા સમાચાર એકઠા કરીને તેઓ નિશ્ચિન્ત થયા નહિ; પરન્તુ પુલની મરામત કરવાને માટે સરસામાન પાસેના કયા ગામમાંથી મળી શકશે, એ કામ સુધારવાને માટે કેટલા માણસોની જરૂર પડશે અને તે સઘળું સહેજમાં મળી શકશે કે નહિ, એ સર્વ બાબત યત્નથી સંગ્રહ કરીને લઈ આવ્યા. મામલતદાર બાળક મધુસ્વામીની પાસેથી આ રીતનો સટીક હેવાલ મેળવીને બહુ જ આશ્ચર્ય પામ્યા. ત્યાર પછી મધુસ્વામીએ વર્ણવેલાં વૃત્તાન્તના સાચા ખોટાની પરીક્ષાને માટે એક હુશિઆર નોકરને તે જગાએ મોકલ્યો. નોકરે આવીને કહ્યું કે, મધુસ્વામીએ લખેલો વૃતાન્ત સઘળો સાચો છે. મામલતદાર ત્યારથી તે બાળકની ઉપર બહુ જ પ્રસન્ન થયા. તેઓ બુદ્ધિમાન્ અને ગુણગ્રાહી હતા. તેઓ બાળક મધુસ્વામીનાં ચરિત્રમાં કર્તવ્યપરાયણતા જોઇને તેને સ્નેહની નજરે જોવા લાગ્યા. તેઓ બાળકનું કેવી રીતે ભલું થાય તેની ચિન્તા કરવા લાગ્યા. આ તરફ મધુસ્વામી પણ પોતાની અવસ્થા જેથી ઉન્નત થાય તેને માટે પ્રયાસ કરતા હતા. મધુસ્વામી જે ઑફિસમાં કામ કરતા હતા તે જગાએ બપોરના કંઇ પણ કામ થતું ન હતું. એ અવકાશને સમયે તેઓ પાસેની એક સાધારણ નિશાળમાં જઇને બેસતા હતા. તે જગાએ થોડા જ દિવસની અંદર તેઓએ અંગ્રેજી

વર્ણમાલા શીખી લીધી. મામલતદાર તેમની અભ્યાસ તરફ પ્રીતિ જોઇને બહુ જ સંતુષ્ટ થયા, અને ત્યારથી પોતે તેને ભણાવવાનો આરંભ કીધો. એ સમયે એક એવો બનાવ બન્યો, જેથી મધુસ્વામીને ભણવાનો સારો જોગ થયો. મામલતદારનો એક નાની ઉમ્મરનો ભાણેજ તેઓની પાસે રહીને લખતાં વાંચત શીખતો હતો. એક દિવસ મામલતદારે પોતાના ભાણેજ અને મધુસ્વામીને અંગ્રેજીનું પહેલું પુસ્તક આપ્યું અને કહ્યું "જોઉં કે એક અઠવાડીયામાં કોણ આ પુસ્તકનો કેટલો અભ્યાસ કરી શકે છે?" અઠવાડીયા પછી મામલતદારે બન્નેની પરીક્ષા લીધી, અને જોયું કે, ભાણેજે માત્ર કેટલાંક પાનાં જ વાંચેલાં હતાં, પરન્તુ મધુસ્વામીએ આખું પુસ્તક પૂરું કર્યું હતું. પહેલાંથી જ મામલતદારને મધુસ્વામી ઉપર સ્નેહ હતો. આ સમયે તેમની બુદ્ધિમત્તાનું આ નવું ઉદાહરણ જોઇને તેઓ આશ્ચર્ય પામ્યા અને ત્યારથી તેઓએ મધુસ્વામીને સારી રીતે કેળવણી આપવાનું મનમાં લીધું. હવેથી મધુસ્વામી ઉદરપોષણને માટે જે એક રૂપિયાના પગારની નોકરી કરતા હતા તે છોડી દીધી. મામલતદારે મધુસ્વામીને નાગપત્તનમાં પાદરીની સ્કુલમાં ભણવાને મોકલ્યા. મધુસ્વામીએ થોડા દિવસની અંદર ત્યાંનો અભ્યાસ પૂરો કર્યો. મામલતદારે તેમને તેથી વધારે ઉચ્ચ શિક્ષણ આપવાને માટે મદ્રાસમાં મોકલ્યા અને તેની સાથે સુપ્રસિદ્ધ સર માધવરાવને એક ભલામણનો પત્ર આપ્યો. તેમાં મધુસ્વામીની કેળવણીની સારી વ્યવસ્થા કરવા માટે લખ્યું હતું. મધુસ્વામીની અસાધારણ યાદદાસ્ત અને અભ્યાસ ઉપર પ્રીતિ જોઇને વિદ્યાલયના શિક્ષકો તેમની તરફ આકૃષ્ટ થયા; સઘળાઓ તેમને સારી કેળવણી આપવાને માટે મદદ કરવાને તૈયાર થયા; એ સમયે મધુસ્વામી સુપ્રસિદ્ધ પોવેલ સાહેબની મહેરબાનીનું પાત્ર થયા. બંગાલાદેશમાં ડેવીડ હેર અંગ્રેજી કેળવણીનો પ્રચાર કરવામાં સહાયતા કરીને જેમ પ્રાતઃસ્મરણીય થઈ ગયા છે, તે જ પ્રમાણે મહાત્મા પોવેલ સાહેબ મદ્રાસ ઇલાકામાં અંગ્રેજી કેળવણીના ફેલાવામાં સહાયતા કરીને તે દેશના લોકો ઉપર મોટો ઉપકાર કરી ગયા છે. મહાત્મા હેર જેમ બાળકોની સાથે મળી જતા, તે જ પ્રમાણે મહાત્મા પોવેલ પણ વિદ્યાર્થીઓ સાથે મળી અને તેઓને પોતાને ઘેર લઇ જઇને શિક્ષા અને સદ્ ઉપદેશ આપતા. શિક્ષક અને વિદ્યાર્થીઓમાં

આ પ્રકારનો મેળાપ થાય તો સંપૂર્ણ કલ્યાણ થાય છે. સારી નીતિ અને સારી કેળવણીનો પ્રચાર સહેલો થાય છે. નમુનેદાર શિક્ષકના ચરિત્રનો પ્રભાવ કદી પણ વ્યર્થ જતો નથી. મહાત્મા પોવેલના સદ્દગુણનો પ્રભાવ મધુસ્વામીના ચરિત્રમાં ઝળકી નીકળે છે. મહાત્મા પોવેલ મધુસ્વામીની શક્તિ જોઇને તેને અદ્દભૂત બાળક કહેતા, અને તેના તરફ અત્યંત સ્નેહ રાખતા. તેઓ વિદ્યાલયના સમય પછી મધુસ્વામીને પોતાને ઘેર લઇ જતા. ત્યાં મોડી રાત સુધી તેમને અનેક વિષયમાં શિક્ષા આપતા. એટલું જ નહિ પણ કયારે કયારે પોતે ગાડી કરીને મધુસ્વામીને ઘેર પહોંચાડી દેતા. મધુસ્વામી પણ શિક્ષકને યોગ્ય વિદ્યાર્થી હતા. તેઓએ ઘણી તરેહની પરીક્ષાઓમાં પોતાની વિદ્યા અને બુદ્ધિની ઓળખાણ આપીને ઘણાંક ઇનામો અને સ્કોલરશીપો મેળવ્યાં હતાં.

મધુસ્વામી જ્યારે મદ્રાસમાં અભ્યાસ કરતા હતા ત્યારે હિન્દુસ્તાનમાં કોઇ પણ જગાએ યુનિવર્સિટી સ્થપાઇ નહતી. એ સમયે સને ૧૮૫૪ માં મદ્રાસમાં એક પરીક્ષકોની મંડળી પરીક્ષા લેતી હતી. એ મંડળીએ ઉત્તમ અંગ્રેજી નિબંધ લખવાને માટે પાંચસો રૂપિયાનું ઇનામ જાહેર કર્યું. મધુસ્વામીએ એ નિબંધ લખવામાં પરીક્ષા આપી. તેમણે લખેલો નિબંધ સૌથી ઉત્તમ નીકળવાને લીધે તેમને એ ઇનામ મળ્યું. મધુસ્વામીનો પ્રબંધ એટલો ઉત્કૃષ્ટ થયો હતો કે, એક પરીક્ષકે ખુલ્લે અવાજે મધુસ્વામીની વિદ્યા અને બુદ્ધિની પ્રશંસા કરી. તેમના મતમાં મધુસ્વામી યુરોપની કોઇ પણ યુનિવર્સિટીના સર્વોત્કૃષ્ટ વિદ્યાર્થીની સાથે સ્પર્ધા કરવાને યોગ્ય હતા. મધુસ્વામીને એ પરીક્ષામાં પાસ થયા પછી, તેઓ સરકારી નોકરી કરવાને લાયક છે એવું સર્ટિફીકેટ મળ્યું. અહીં તેઓનો અભ્યાસ સમાપ્ત થયો. ત્યાર પછી તેઓએ સાઠ રૂપિયાને પગારે અધ્યાપકની નોકરી લીધી; આ કામ થોડા દિવસ કર્યા પછી તેમને તાંજોરની કલેકટરીમાં મહાફેજનું કામ મળ્યું. આ કામ ઉપર તેઓને ઘણા દિવસ રહેવુ પડ્યું નહિ. તે વખતના કેળવણી ખાતાના ડિરેકટર સર એલેક્ઝાન્ડર આર્બુથ્નોટે મધુસ્વામીને ૧૫૦ રૂપિઆને પગારે ડેપ્યુટી ઈન્સ્પેકટરના કામ ઉપર નીમ્યા. મધુસ્વામીએ જ્યારે જે કામ કર્યું હતું ત્યારે તેમાં ઘણી પ્રશંસા મેળવી હતી. ડેપ્યુડી ઈન્સ્પેકટરનું કામ હાથમાં લીધું ત્યાર પછી

તેઓએ કેળવણી ખાતાની ઉન્નતિને માટે બનતો પરિશ્રમ કર્યો, અને તેમાં પણ ફતેહમંદ નીવડ્યા. મધુસ્વામી લાંબો વખત થયાં ઉન્નતિને માટે પ્રયાસ કરનારા હતા. સારા ઉપાયોથી સારો યોગ મળતાં પોતાની ઉન્નતિને માટે પ્રયાસ કરવામાં તેઓ કદીપણ પાછળ હઠતા નહિ. તેઓ જ્યારે કેળવણી ખાતામાં નીમાયલા હતા ત્યારે મદ્રાસ ગવર્નમેન્ટે વકીલાતની પરીક્ષા લેવા માંડી. મધુસ્વામીએ જોયું કે, વકીલાત કરે તો તેઓને વધારે આવક થાય એમ છે. તે આશાથી તેઓ પરીક્ષાને માટે કાયદાનો અભ્યાસ કરવા લાગ્યા, અને વખતસર મધુસ્વામીએ પરીક્ષા આપી. ઘણાક વિદ્યાર્થીઓમાં તેઓ સૌથી ઉંચે નંબરે પાસ થયા. ભાગ્યદેવતા તેમના ઉપર પ્રસન્ન થઈ. મધુસ્વામીને મુનસફની જગા મળી. પરન્તુ તેઓ નવા કામમાં તરત જોડાઈ શકયા નહિ. ડિરેકટર સાહેબે તેમને કેળવણી ખાતું છોડી જવાને માટે નાખુશી બતાવી. મધુસ્વામીએ કેળવણીખાતામાં થોડા દિવસ કામ કરીને પ્રશંસા મેળવી હતી. મધુસ્વામીની કામ કરવાની હુશિયારી અને પ્રશંસા આ વખતે તેમની ઉન્નતિમાં તેમને પ્રતિબંધ કરનારી થઈ પડી. ગમે તેમ હો! ન્યાયખાતાના ઉપરીઓના વિશેષ અનુરોધને લીધે ડિરેકટર સાહેબે મધુસ્વામીને મુનસફનું કામ લેવાને અનુમતિ આપી. મધુસ્વામીની મુખ્ય પ્રશંસાની વાત એ હતી કે, તેઓ જ્યારે જે કામ કરતા તે સંપૂર્ણ તનમન આપીને કરતા. એથી જ તેઓનાં સઘળાં કાર્યો દરેક રીતે સુંદર થતાં. તેઓ જ્યારે મુનસફના કામ ઉપર નીમાયલા હતા ત્યારે એકવાર તાંજોરના જડ્જ સાહેબ તેમની ઑફીસ જોવાને આવ્યા. ઑફીસના કાગળ પત્રો એક એક કરીને જોયા, છતાં પણ જડ્જ સાહેબે કોઇ પણ જાતની ખામી જોઈ નહિ. છેવટે મધુસ્વામી કેવી રીતે ઇન્સાફનું કામ કરે છે તે જોવાને માટે જડ્જ સાહેબ મુનસફ મધુસ્વામીની જોડમાં ખુરસી નાંખીને બેઠા. કેટલાક કલાક સુધી તેઓની ન્યાય આપવાની પદ્ધતિ જોઇને જડ્જ સાહેબ એટલા બધા સંતુષ્ટ થયા અને બોલ્યા કે, મધુસ્વામી જડ્જ થવાને પાત્ર છે.

મધુસ્વામીને મુનસફનું કામ ઘણા દિવસ કરવું પડ્યું નહિ. મદ્રાસ ગવર્નમેન્ટના હુકમથી તેમને ૧૮૫૯ની સાલમાં ડેપ્યુટી કલેકટર અને મેજીસ્ટ્રેટનું

કામ લેવું પડયું; આ કામ પણ તેઓ વિશેષ હુશિયારીથી કરવા લાગ્યા. મહેસુલી ખાતામાં તેઓએ સારું પારદર્શીપણું મેળવ્યું. ફોજદારી કાયદા પણ તેઓ સારી રીતે જાણતા હતા. મધુસ્વામીનું ન્યાયનું કામ જોઇને સુપ્રસિદ્ધિ નોર્ટન સાહેબે તેઓની સારી રીતે પ્રશંસા કીધી હતી. મધુસ્વામીએ છ વરસ સુધી ડેપ્યુટી કલેકટરનું કામ કીધું; પછી સને ૧૮૬૫માં તેમને સદર આલાની પદવી મળી. એ કામ ચાર વરસ સુધી કર્યા પછી તેઓ મદ્રાસના ફોજદારી મેજીસ્ટ્રેટનાં કામ ઉપર હમ્મેશને માટે નીમાયા. એ સમયે તેઓ કાયદાના બારીક સવાલોનો વિશેષ ધ્યાન આપીને અભ્યાસ કરવા લાગ્યા. જ્ઞાન મેળવવામાં અને પરીક્ષા આપવામાં મધુસ્વામી કદી પણ પાછા હઠતા નહિ. અંગ્રેજોનું વ્યવહારશાસ્ત્ર સારી રીતે જાણવાને માટે તેઓએ જર્મન ભાષા સુદ્ધાંનો અભ્યાસ કર્યો હતો. મધુસ્વામીને લાંબો વખત સુધી અભ્યાસ કરવાની ટેવ હતી. પોલીસ મેજીસ્ટ્રેટનું મહેનતનું કામ કર્યા છતાં તેઓ થાકી જતા નહિ. તેઓ મેજીસ્ટ્રેટનું કામ કર્યા પછી જે વખત બચાવતા તેમાં બી. એલની પરીક્ષાને માટે તૈયાર થવા લાગ્યા. ભારે કામનો બોજો અથવા ઉમ્મર, કશું પણ તેઓના ઉદ્યમની સામે વિઘ્ન નાંખી શકયું નહિ. મધુસ્વામીની ઉન્નતિના માર્ગમાં બીજી કશી પણ અડચણ રહી નહિ. મદ્રાસ સરકારે તેમને મદ્રાસની સ્મૉલકૉઝ કોર્ટના જડ્જની પદ્દી આપી. ત્યાર પછી કેટલાક દિવસે તેમને સી. આઇ. ઇનો ખેતાબ મળ્યો. મધુસ્વામીનું ન્યાયના કામમાં અસાધારણ પારદર્શી કામ જોઇને સરકાર પહેલાંથી જ તેમના ઉપર પ્રસન્ન હતી. સને ૧૮૭૮ માં મધુસ્વામી આર્યને હાઇકોર્ટના જડ્જની પદ્દી મળી. દરિદ્ર બ્રાહ્મણનો પુત્ર જે એક દિવસે સાધારણ રીતે પેટ ભરવાને માટે ગામના મામલતદારની પાસે એક રૂપિયાને પગારે નોકરી હતો તે આજે મદ્રાસ હાઇકોર્ટનો નામદાર જડ્જ થયો! પુરાણમાં ઈન્દ્રપદ મેળવવાને માટે તપશ્ચર્યાની વાત સાંભળવામાં આવે છે. મધુસ્વામી આર્યને માંટે આ લાભ ઇન્દ્રપદના લાભ કરતાં કંઇ ઓછો ન હતો, અને એ માટેની તેઓની સાધના પણ બીલકુલ સહજ ન હતી.

## શ્યામાચરણ સરકારની સાધના.

**શ્યામાચરણ સરકાર**નું જીવન વિચિત્ર ઘટનાઓથી ભરપૂર હતું. **શ્યામાચરણ** સરકારના પિતા **હરનારાયણ સરકાર** પૂર્ણિયાની રાણી ઈન્દ્રાવતીના દિવાન હતા. **હરનારાયણ સરકાર**ના સારા વખતમાં **શ્યામાચરણ**નો જન્મ થયો. જીંદગીનાં પહેલાં પાંચ વર્ષ દિવાનપુત્ર **શ્યામાચરણ** સુખ અને ઐશ્વર્યમાં ઉછર્યો. **હરનારાયણ સરકાર** બહુ દાનધર્મપરાયણ હતા. દાનધર્મવડે પુણ્યનો સંચય કરવા સિવાય ધન સંચય કરવો, એ તેમની પ્રકૃતિથી વિરુદ્ધ હતું; નહિ તો સાધારણ લોકોની પેઠે તેઓ પણ સ્ત્રીપુત્રને માટે પૂરતા ધનનો સંચય કરી જાત. **હરનારાયણ** ભગવાનની કૃપા ઉપર બહુ જ આસ્થાવાળા હતા. તેઓના મૃત્યુથી થોડા દિવસ પહેલાં ગંગાના તીર ઉપર જ્યારે તેમના સંબંધીઓએ તેમને પૂછ્યું કે, **હરનારાયણ**! સ્ત્રીપુત્રને માટે શી વ્યવસ્થા કરી છે? ત્યારે તેઓએ કહ્યું, "ધર્મ છે, ભગવાન્ છે; જે ભગવાને મારી રક્ષા કરી છે, તે જ ભગવાન્ મારાં સ્ત્રી પુત્રની રક્ષા કરશે." ભગવાનની ઉપર આધાર રાખવાનો ઉત્કૃષ્ટ દાખલો આના કરતાં વધારે વળી બીજો કયો હોઇ શકે? **હરનારાયણ**ના મરણ પછી તેમની સ્ત્રી પૂર્ણિઆમાં તેમની જે સ્થાવર જંગમ મિલકત હતી તે વેચી નાંખીને કૃષ્ણનગરની પાસેના **બામજોયા** નામના ગામમાં આવીને ઘણીના બાપુકા ઘરમાં રહેવા લાગી. પૂર્ણિઆની મિલકત વેચતાં મળેલા પૈસા અને કંઇક ઘરેણાં વગેરે **શ્યામાચરણ**ની માતા પાસે હતાં. આવડે અને **રાજા** વિજયગોવિંદ તરફથી મળતા માસિક પેન્શનની મદદથી તે વિધવા સ્ત્રીએ પુત્ર અને કન્યા પાલન કરીશ, એવી આશા રાખી હતી. પરન્તુ દુર્ભાગ્યને લીધે તે વિધવાનું સઘળું ચોર લઇ ગયા. **રાજા** વિજયગોવિન્દનું પેન્શન **પણ** થોડા વખત પછી બંધ પડ્યું. જે **શ્યામાચરણ**ને બાલક અવસ્થામાં સુખની સીમા ન હતી તેને હમણાં અન્નનું કષ્ટ આવી પડ્યું. દિવાનનો પુત્ર—હમણાં વિધવાનો પુત્ર, દુઃખ અને દારિદ્રમાં દિવસો ગુજારવા લાગ્યો. **શ્યામાચરણ** જ્યારે બાળક હતો ત્યારે (લૉર્ડ ઍન્ટિન્કના અમલ પહેલાં) ગામડાંઓમાં કેળવણીને માટે કશી વ્યવસ્થા હતી નહિ. તે ઉપરાન્ત **શ્યામાચરણ** એક રીતે વાલી વગરનો હતો. તેર વરસની ઉમ્મર સુધી **શ્યામાચરણ**ને માટે કેળવણીની

કશી વ્યવસ્થા જ હતી નહિ. વ્યવસ્થા કરે કોણ? ગમે તેમ હો! એ સમયે એક સારો જોગ બન્યો, અને તે શુભ ક્ષણથી શ્યામાચરણના જીવનની સાધનાનો આરંભ થયો.

કૃષ્ણનગરમાં હુરચન્દ્ર સરકારને ઘેર શ્રાદ્ધ નિમિત્તે શ્યામાચરણને નિમન્ત્રણ થયું. શ્યામાચરણ વખતસર તેઓને ઘેર જઇ પહોંચ્યા. શ્રાદ્ધ વગેરેના કેટલાક દિવસો ગડબડમાં ગયા. ત્યાર પછી એક દિવસે હુરચન્દ્ર અવકાશને વખતે શ્યામાચરણને તેની સાંસારિક અવસ્થાની વાત અને તેના ભણવા ગણવાની વાત પૂછવા લાગ્યા. હુરચન્દ્ર શ્યામાચરણની વાતચિતથી બહુ જ પ્રસન્ન થયા, પરન્તુ તેવો બુદ્ધિમાન્ બાળક ભણી ગણી શકતો નથી, એ જાણીને તેથી પણ વધારે દીલગીર થયા. ગમે તેમ હો! હુરચન્દ્રે દયા લાવીને શ્યામાચરણને પોતાના ઘરમાં રહીને ભણવા ગણવા કહ્યું, અને તેને માટે વ્યવસ્થા પણ કરી દીધી. ત્યારે દેશમાં ફારસીનો અભ્યાસ ચાલતો હતો. ફારસી ભણવાથી આજીવિકા મેળવવામાં સગવડ થતી હતી. હુરચન્દ્રે એ સઘળો વિચાર કરીને શ્યામાચરણને શ્રીનાથ લાહિડી નામના એક સહૃદય પુરુષ પાસે લઇ ગયા. તેઓ ફારસી સારી રીતે જાણતા હતા. શ્યામાચરણે એમની પાસે ફારસી શીખવાનો આરંભ કીધો. શ્યામાચરણને હુરચન્દ્રને ઘેર માત્ર બે વખત જમવાનું મળતું. એ ઉપરાન્ત શ્યામાચરણને માટે બીજું વધારે કરવા હુરચન્દ્ર સમર્થ ન હતા. હુરચન્દ્રને ઘેર રહેવાનું અને ખાવાનું તથા શ્રીનાથ લાહિડીની પાસે વગર ફીએ ભણવાની વ્યવસ્થા થઇ. પરન્તુ અભ્યાસનાં પુસ્તકો અને રાતે અભ્યાસ કરવાને માટે તેલના પૈસાની સગવડ નહતી. હુરચન્દ્રને ઘેર શ્યામાચરણને સાંસારિક કામોમાં મદદ કરવી પડતી નહતી એમ નહતું. દિવસે અભ્યાસને માટે અવકાશ થોડો મળતો. જેઓને શારીરિક શ્રમના બદલામાં માનસિક ઉન્નતિ મેળવવાની હોય તેઓને માટે રાત્રિ ઉત્તમ સમય છે. જ્યારે બીજાં સઘળાં નિદ્રાના સુખમાં પડયાં હોય છે ત્યારે આવાં માણસો કામમાં ગુંથાયલાં હોય છે. પરન્તુ દરિદ્ર માણસ તે સમયે પણ આશા પ્રમાણે કામ કરી શકતો નથી. દીવાને માટે તેલની જરૂર પડે છે અને તેલને માટે પૈસાની જરૂર છે. દરિદ્ર માણસ અનેક સમયે એ સાધારણ પૈસા પણ મેળવી શકતો

નથી. **શ્યામાચરણ** અભ્યાસનાં પુસ્તકોની ઘણીક વખત બીજાનાં પુસ્તકો જોઈ નકલ કરી લેતો, અને રાતે અભ્યાસને માટે **ચોધરી બાબુનાં** બેઠકખાનામાં જતો. તે જગાએ આખી રાત દીવો રહેતો. **શ્યામાચરણ** તે દીવે ભણતો. એવી રીતે તેણે કૃષ્ણનગરમાં રહીને સાત વરસ સુધી અભ્યાસ કર્યો. એટલા દિવસ સુધી વિધવા માતાએ ગામડામાં જેમ તેમ પોતાનો સંસાર ચલાવ્યો. પરન્તુ હવે વધારે વખત તેમ ચાલ્યું નહિ, તેથી **શ્યામાચરણને** પૈસાને માટે બહાર નીકળવું પડ્યું. **શ્યામાચરણે** પોતાના પિતાના મિત્ર **રીડ** સાહેબને સંભાર્યા. **રીડ** સાહેબ ત્યારે કલકત્તામાં **ખીદીરપુરમાં** રહેતા હતા. **શ્યામાચરણ** તેઓની પાસે આવ્યા. **રીડ** સાહેબે અનુગ્રહ કરીને પોતાના હાથ નીચે દસ રૂપિયાને પગારે એક કામ આપ્યું. **શ્યામાચરણે** મનમાં વિચાર્યું કે, દુઃખના દિવસો પૂરા થયા. મેળવેલા પૈસામાંથી માતાને મદદ કરીશ, એમ વિચારીને આનંદ પામ્યા. પરન્તુ તે આનંદ તેઓ ઘણા દિવસ ભોગવી શકયા નહિ. તેઓએ નોકરી લીધા પછી એક વરસની અંદર **રીડ** સાહેબને તેમના એક બીજા નોકરની સાથે એક મુકર્દમો ઉભો થયો. તેમાં **શ્યામાચરણને** પોતાના ધણી તરફથી સાક્ષી આપવાની વાત નીકળી, પરન્તુ મુકર્દમામાં તેમના ધણી જ અપરાધી હતા. આ જગાએ ચાકરીને માટે ખોટી વાત કહેવી પડશે, એવી બીકથી તેમણે નોકરી છોડી દીધી. ખોટી સાક્ષી પૂરવા કરતાં, કંગાળ અવસ્થામાં રહેવું, એ તેણે વધારે સારું માન્યું. **શ્યામાચરણ** ફરી મુસીબતમાં આવી પડ્યા. કલકત્તા જેવા શહેરમાં સહાય સંપત્તિ વગર કયાં જવું, એ વિચારવા લાગ્યા. છેવટે કૃષ્ણનગરના ઓળખીતા મિત્ર સત્યપરાયણ **રામતનુ લાહિડીને** ઘેર જવું એમ નકકી કર્યું. **રામતનુ લાહિડી** અને તેમના બે નાના ભાઇઓ ત્યારે **પટલ-ડાંગામાં** રહેતા હતા અને **હિન્દુ કાલેજમાં** ભણતા હતા. **રામતનુએ શ્યામા-ચરણને** આદરથી પોતાના ઘરમાં જગા આપી. **લાહિડીના** ઘરમાં નોકર ચાકર તથા રસોયાનો કશો વિશેષ બંદોબસ્ત હતો નહિ. ઘરમાં રાંધવું, બજાર લાવવી, પાણી લાવવું વગેરે કામ તેઓ સઘળા મળીને કરતા. ઘરના કામની વહેંચણીમાં **શ્યામાચરણની** ઉપર ગોળ વાવથી પાણી લાવવાનો ભાર નાંખવામાં આવ્યો.

શ્યામાચરણ કદી પણ શારીરિક પરિશ્રમથી કાયર કે લજ્જિત થતા નહિ. આથી તેઓના ચરિત્રની મોટાઇ જણાઇ આવતી.

લાહિડીના ઘરમાં રહેતી વખતે તેઓ પોતાના પ્રયાસથી અને મિત્રોની સહાયતાથી સાહેબ લોકોને દેશી ભાષાની કેળવણી આપીને જીવિકા મેળવવા લાગ્યા. એવી રીતે મેળવેલા પૈસામાંથી તેઓ મા અને બે નાની બેનના ભરણ-પોષણમાં સહાય કરવા લાગ્યા. એ રીતે ધીરે ધીરે તેઓને મહિને ત્રીશ રૂપિયાની આવક થવા લાગી. તેઓની જ્ઞાનતૃષ્ણા પહેલાંથી જ પ્રબળ હતી. તેઓ અંગ્રેજી શીખવા લાગ્યા. પહેલાં સ્વનામપ્રસિદ્ધ રામગોપાળ ઘોષ અને પ્યારી-ચાંદ મિત્રની પાસે અંગ્રેજી શીખવાનો આરંભ કર્યો અને ત્યારપછી અંગ્રેજી ભાષા સારીરીતે શીખવાના વિચારથી હિન્દુ કૉલેજમાં દાખલ થવા ગયા. પરન્તુ તેઓની ઉમ્મર મોટી હોવાને લીધે ત્યાં તેઓ દાખલ થઇ શકયા નહિ. આ વખતે તેઓની ઉમ્મર એકવીશ વર્ષની હતી. શ્યામાચરણને ના પાડી, તેથી તેઓ નાશીપાસ થાય તેવા નહતા. શ્યામાચરણે સેન્ટ ઝેવીયર કોલેજમાં સવારમાં ભણવાને માટે બંદોબસ્ત કર્યો. અને પોતાની તે ત્રીશ રૂપિયાની સામાન્ય આવકમાંથી મહિને દિવસે આઠ રૂપીયા તો ફી આપીને તેઓ અંગ્રેજી ભણવાને પ્રવૃત્ત થયા. સેન્ટ ઝેવીઅર કોલેજમાં સાહેબ અધ્યાપકોની પાસેથી તેઓએ અંગ્રેજી સિવાય ગ્રીક, લેટીન અને ફ્રેન્ચ ભાષાનો અભ્યાસ કર્યો. એ સમયે શ્યામાચરણને મદ્રેસામાં એક કાયમની નોકરી મળી. નોકરીનો પગાર પચીશ રૂપિયા હતો. કોલેજના અધ્યાપકોએ શ્યામાચરણની કર્તવ્યપરાયણતાથી પ્રસન્ન થઇને તેમનો પગાર ચાળીસ રૂપિયાનો કરી આપ્યો, અને તેઓની અભ્યાસ ઉપરની પ્રીતિ જોઇને બહુ જ પ્રસન્ન થયા, તેથી તેઓના અભ્યાસની સગવડને માટે મદ્રેસામાં સવારમાં વિદ્યાર્થીઓને બંગાલી ભણાવવાનો બંદોબસ્ત કરી આપ્યો. સાહેબ લોકોની કૃપાથી શ્યામાચરણને સેન્ટ ઝેવીઅર કૉલેજમાં ભણવાની વધારે સગવડ થઇ હતી.

શ્યામાચરણના જીવનનો આ સમયનો ઇતિહાસ અત્યંત પરિશ્રમની વાતથી ભરપૂર છે. તેઓની મહેનત અને કામ બજાવવાની વાત સાંભળતાં આશ્ચર્ય

પામવું પડે છે. કહેવામાં આવ્યું છે કે, એ સમયે તેઓ સવારના છ થી દસ સુધી મદ્રેસામાં પંડિતનું કામ કરતા. ત્યારપછી બપોરના ચાર સુધી સેન્ટ ઝેવી-અર્સ કૉલેજમાં અભ્યાસ કરતા. ત્યારપછી રાતના નવસુધી નવા આવેલા સીવીલી-યનોને દેશી ભાષા ભણાવતા, એવી હાલતમાં તેઓને બે વખત જોઇએ તેમ જમવાનું પણ બનતું નહિ. સવારમાં બહુ વહેલા ઉઠી, રાંધી, જમીને મદ્રેસામાં જવું, એ સગવડ ભરેલું હતું નહિ. તેથી તેઓ રાતના ભણાવી આવ્યા પછી પોતાને હાથે રાંધતા અને સવારને માટે રોટલી તૈયાર કરી રાખતા. સવારમાં તે જ રોટલી તેમનો મુખ્ય ખોરાક હતો. એ પ્રમાણે તેઓએ પાંચ વરસ સુધી વિશ્રાન્તિ લીધા વગર મહેનત લીધી. આ જગાએ કહેવું જોઇએ કે, રામતનું બાબુના ઘરમાં બે વરસ રહ્યા પછી શ્યામાચરણની અવસ્થા કંઇક સારી થઇ, અને તેઓ છુટંછુટા સ્વતંત્ર રહેવા લાગ્યા. મદ્રેસામાં પાંચ વરસ નોકરી કર્યા પછી, તેઓને સંસ્કૃત કૉલેજમાં સિત્તેર રૂપિયાને પગારે બીજા નંબરના અધ્યાપકની નોકરી મળી. મદ્રેસામાં નોકરી કરતી વખત ત્યાંના વિદ્વાન્ મૌલવીઓની મદદથી તેઓએ પહેલવહેલાં મેળવેલું ફારસી, અરબ્બી અને ઉર્દુ ભાષાનું જ્ઞાન વધારી લીધું. વળી હમણાં સંસ્કૃત કૅાલેજમાં મહામહોપાધ્યાયોના સંસર્ગમાં આવવાથી તેઓ પોતાને પરમ સૌભાગ્યવાળા સમજવા લાગ્યા. આ પહેલાં તેઓ થોડુંક સંસ્કૃત ભણ્યા હતા. પરંતુ તેથી તેઓની જ્ઞાનપિપાસા તૃપ્ત થઇ નહતી. હમણાં તેઓ જયનારાયણ તર્કાલંકાર, પ્રેમચંદ તર્કવાગીશ, ઈશ્વરચન્દ્ર, વિદ્યાસાગર વગેરે મહામહોપાધ્યાયોની પાસે ધર્મશાસ્ત્ર, દર્શન વગેરેનો અભ્યાસ કરવા લાગ્યા. ઘણીક ભાષાઓ અને ઘણાં શાસ્ત્રોનું જ્ઞાન મેળવવા માટેની શ્યામાચરણની સાધના અહીં એક રીતે પૂર્ણ થઇ. હવે પછી આપણે તેઓને બીજે જુદા કર્મક્ષેત્રમાં મચેલા જોઇશું.

શ્યામાચરણ પોતાનાં નિર્મળ ચરિત્ર, ઘણીક ભાષાઓનું જ્ઞાન અને અસાધારણ મહેનતુપણાને માટે કેળવણી ખાતાના લોકોમાં પ્રશંસાપાત્ર થઇ પડ્યા. આ વખતે તેઓને વેપારથી આજીવિકા ચલાવવાની ઇચ્છા થઇ, પરન્તુ ભાગ્યદેવતાની કોઇ અજાણી નેમને લીધે તેઓની તે કામના પૂર્ણ થઇ નહિ. ગમે તેમ હો! કેળવણી ખાતાના વડા અધિકારીની સીપારસથી શ્યામા-

ચરણને તે વખતની **સદર અદાલતમાં** મુખ્ય જડ્જની પાસે **પેશકારનું** કામ મળ્યું. એ જગાનો પગાર સો રૂપિયાનો હતો. **શ્યામાચારણે** આટલા દિવસ સુધી ભણવા ભણાવવાનું જ કામ કરેલું હતું. ઑફીસ કે કોર્ટના કામનું તેઓને કશું જ્ઞાન હતું નહિ. પરન્તુ તે માટે તેઓને કોઇ વધારે અગવડ ભોગવવી પડી નહિ. તેઓની તીક્ષ્ણ બુદ્ધિ અને અવિશ્રાન્ત પરિશ્રમની સામે પેશકારના કામનું નવાપણું વધારે વખત ટક્યું નહિ, થોડા દિવસની અંદર જ તેઓએ નવા કામની અંદર સારી હુશિઆરી બતાવી. આટલા દિવસ સુધી જે પદ્ધતિથી પેશકારની મદદથી ન્યાયાધીશો મુકર્દમાના કાગળ પત્રો જાણતા હતા તેથી મુકર્દમો તૈયાર કરવામાં નકામો કેટલોક વખત લાગતો. **શ્યામા**ચરણના ઉપરી અધિકારી સાહેબે કેવો ઉપાય લેવાથી જલદી જલદી મુકર્દમાઓ તૈયાર કરી શકાય તે પૂછ્યું. એ ઉપરથી **શ્યામા**ચરણે મુકર્દમાના કાગળ પત્રોનો અંગ્રેજીમાં તરજુમો કરીને સાહેબને આપ્યો. મુકર્દમાની સાથે સંબંધ ધરાવતા દેશી ભાષામાં લખાયલા કાગળ પત્રોનો સુંદર અંગ્રેજી તરજુમો જોઇને સાહેબ બહુ સહેલાઇથી સારો વિચાર કરવાને સમર્થ થયા. ધીરે ધીરે હાઈકોર્ટના જડ્જો એ રીતે તરજુમો કરાવવાની રીતિનું ઉપકારીપણું સમજવા લાગ્યા. તેઓની ભલામણને લીધે તે વખતના ગવર્નર જનરલ લૉર્ડ ડેલ્હાઉસીએ ચારસો રૂપિયાના પગારથી કોર્ટમાં એક ભાષાન્તર કરનાર ( ટ્રાન્સલેટર ) નીમવાને માટે સંમતિ આપી. આ નવા કામ ઉપર **શ્યામા**ચરણની પ્રથમ નિમણુંક થઇ. કહેવામાં આવે છે કે, ત્યારથી સઘળા જીલ્લાઓની કોર્ટોમાં એક એક ટ્રાન્સલેટર રાખવાનો રીવાજ ચાલુ થયો. ટ્રાન્સલેટરના કામ ઉપરથી ક્રમેક્રમે **શ્યામા**ચરણ હાઇકોર્ટના મુખ્ય દુભાષીઆની પદવીપર ગયા. આની પહેલાં આ કામને માટે કોઇ પણ દેશીની નિમણુંક થઇ નહતી. **શ્યામા**ચરણે જબરી હરીફાઇની અંદર આ પદવી મેળવી હતી. કઠોર સાધનાવડે તેઓ સરસ્વતી અને લક્ષ્મી બન્નેને પ્રસન્ન કરવાને સમર્થ થયા. ઇ૦ સ૦ ૧૮૭૩ માં **શ્યામા**ચરણ સરકારી નોકરી ઉપરથી ત્રણસો રૂપિયાનું પેન્શન લઇને વાનપ્રસ્થ ( રીટાયર્ડ ) થયા. તેઓએ જે ઉત્કટ સાધના કરી હતી તેના જેવી જ ભગવાનની કૃપાથી સિદ્ધિ મેળવી હતી. **શ્યામા**ચરણના જીવનની સાધનાનો પ્રસંગ અહીં પૂરો થાય છે.

## અક્ષય કુમારદત્તની સાધના.

અમારી જાતિના બંગાળી સાહિત્યની ઉન્નતિ કરવાને માટે જે મહાત્માઓ દેહ અને મનનો ભોગ આપી ગયા છે, તેઓમાંના એક અક્ષયકુમારદત્ત પણ છે. બંગાળી ભાષાને તેજસ્વી કરીને તથા બંગાળી સાહિત્યની ઘણી ઉન્નતિ કરીને અક્ષયકુમાર બંગદેશમાં અક્ષયકીર્તિ રાખી ગયા છે. અક્ષયકુમાર સાહિત્યક્ષેત્રમાં આવ્યા, તે પહેલાં બંગાળી ગદ્યોની અવસ્થા ઘણી જ શોચનીય હતી. દર્શન, વિજ્ઞાન (સાયન્સ) અથવા બીજા કોઇ પણ ગંભીર વિષયને માટે ઉપયોગી શબ્દોનો અભાવ બંગાળી ભાષામાં જોવામાં આવતો હતો. અક્ષયકુમાર આત્મભોગ આપીને બંગાળી ભાષાને સજીવન કરી ગયા છે. પોતાની જાતિના સાહિત્યવડે પોતાની જાતિની ઉન્નતિ કરવી, એ તેઓના મનની કામના હતી. તેઓનું જીવનચરિત્ર જોતાં જણાય છે કે, તેઓ નાનપણમાંથી જ જ્ઞાન મેળવવાના તરસ્યા હતા. જીંદગી સૂધી તે જ્ઞાન મેળવવામાં અને પોતાના દેશમાં તેનો ફેલાવો કરવાને માટે તેઓ આત્મભોગ આપીને પરિશ્રમ કરી ગયા છે. અક્ષયકુમારની અસાધારણ સાધનાનો આભાસ માત્ર આપવાને માટે તેઓના જીવનની અંદરના મોટા મોટા બનાવોનું વિવેચન કરીએ છીએ. તે બનાવોની પરંપરામાંથી તેઓની સાધનાનું કઠોરપણું જાણી શકાશે.

અક્ષયકુમારની બાળક અવસ્થામાં દેશમાં શિક્ષણ પદ્ધતિ જુદા જ પ્રકારની હતી. ત્યારે કોર્ટોમાં અને સરકારી કચેરીઓમાં ફારસી ભાષાનો પ્રચાર વધારે હતો. નોકરીથી આજીવિકા કરનારા કાયસ્થના સંતાનો કોઇ પણ સારું કામ મેળવી શકે, એ આશાથી તેઓના પિતાઓ તેમને પ્રથમ ફારસી ભણાવવાને માટે બંદોબસ્ત કરી આપતા. એ સમયે દેશમાં ધીરે ધીરે અંગ્રેજી ભાષાની ચર્ચા થતી હતી. પરંતુ તે વખતે ઘણું કરીને અંગ્રેજી શિક્ષણ આપવાનું કામ અંગ્રેજ પાદરીઓના હાથમાં સોંપાયલું હતું; અને જેઓ પાદરીઓની પાસે ભણતા, તેઓમાંના ઘણાકો સમાજનો દ્રોહ કરનારા, આચારભ્રષ્ટ અથવા ખ્રીસ્તી થઇ જતા. તેથી સાધારણ લોકોમાં એવો સંસ્કાર પડી ગયો હતો કે, અંગ્રેજી શીખવાથી જુવાનીઆઓ ખ્રીસ્તી થઇ જશે અથવા સમાજનો દ્રોહ કરનારા, ઉચ્છૃંખલ કે આચારભ્રષ્ટ થશે,

અને સંધ્યા, તર્પણ વગેરે છોડી દેશે. પિતૃઓ પિંડ અને પાણી મેળવશે નહિ. એ સંસ્કાર પડવાને લીધે અક્ષયકુમારના પિતા પ્રથમ તેઓને અંગ્રેજી શીખવવાને માટે સાહસિક થયા નહિ. શિક્ષણની પ્રથમ અવસ્થામાં ચાલતા આવેલા રીવાજો અને અંગ્રેજી કેળવણી માટે પિતાનો આવો સંસ્કાર અક્ષયકુમારને સારી કેળવણીમાં અંતરાયરૂપ થઇ પડ્યો. કેવી રીતે તેઓ પોતાના પ્રયાસથી આ અંતરાય ટાળી શક્યા હતા, તે કહીએ છીએ. અક્ષયકુમારનું મન બાલપણથી જ શોધકબુદ્ધિવાળું હતું. તે તત્વજિજ્ઞાસુ બાલકના વિવિધ પ્રશ્નોમાં ગામના ગુરુ મહાશય મુંઝાઇ જતા. તેઓ અક્ષયકુમારની આવી વાતને કાન ન દેતાં તેને દલીલ, દસ્તાવેજ, અરજી, પટો, કબાલા વગેરે લખવાની પદ્ધતિ ઉપર અને મોઢાના હિસાબો ઉપર વધારે ધ્યાન આપવાનું કહેતા. અક્ષયકુમારની જ્ઞાન મેળવવાની તૃષ્ણા એથી મટી નહિ. નિશાળની અંદરના અભ્યાસનાં પુસ્તકો ઉપરાંત બીજું કોઇપણ પુસ્તક મળતાં તેઓ તે આગ્રહથી વાંચતા. એ અવસ્થામાં પીઅર્સન સાહેબની બંગાલીમાં તરજુમો થયેલી ભૃગોલ તેમના હાથમાં આવી. તે વાંચી રહેતાં અક્ષયકુમાર આશ્ચર્ય પામ્યા. પૃથ્વીનો આકાર અને વિસ્તારના સંબંધમાં જે પૈરાણિક ધારણાઓ હતી તે દૂર થઇ. તેઓએ તે નાની ઉમ્મરમાં જ જાણ્યું કે, અંગ્રેજી ભાષા કેવી અનંત રત્નોની ભંડાર છે. ત્યારથી તેઓ અંગ્રેજી ભણવાને માટે એકદમ ઉત્સુક થયા. પિતા અને બીજા વડીલોને સમજાવીને કહેવાથી અને તેઓની પાસે એકદમ આગ્રહ બતાવવાથી તેઓએ અક્ષયકુમારને કોઇ પાદરીની સ્કુલમાં દાખલ થવા માટે અનુમતિ આપી. પરંતુ તે જગાએ તેઓને વધારે દિવસ ભણવાનું થયું નહિ. મીશનરી સ્કુલ છોડીને તેઓ ફક્ત અઢી વરસ ગૌરમોહન આઢ્યની સુપ્રસિદ્ધ ઓરીયન્ટલ સેમીનરીમાં ભણ્યા.

એ સમયે તેમની ઉમ્મર સત્તર અઢાર વર્ષની હશે. સંસાર સંબંધી ઘણાક માઠા બનાવોને લીધે વિદ્યાલયમાં તેઓને શિક્ષણ મળ્યું નહિ એ ખરું છે, પરંતુ જે થોડો વખત તેઓ વિદ્યાલયમાં રહ્યા, તે જ સમયમાં તેઓની જ્ઞાન તરફની પ્રીતિ એવી દૃઢ બંધાણી કે, પાછલી જીંદગીમાં દુઃખ કે કષ્ટ, સુખ કે સંપત્તિ, અથવા રોગ કે શોક કશામાં તે કમી થઇ નહિ. જ્ઞાનની તરફ પ્રીતિ બંધાવી, એ

વિદ્યાલયના શિક્ષણનો એક ઉદ્દેશ હતો. કેવી રીતે જ્ઞાનને માટે શોધ કરવી અને કેવી રીતે સ્વતંત્રપણે જ્ઞાન મેળવી શકાય, એ સઘળી વાત વિદ્યાલયમાં સારા શિક્ષકોએ તેમને શીખવી હતી. વિદ્યાલયના શિક્ષણના અનેક ઉદ્દેશોની અંદર જો એ બે ઉદ્દેશો મુખ્ય હોય તો અક્ષયકુમારનું થોડા વખતનું વિદ્યાલયની અંદરનું શિક્ષણ ખરેખરું સાર્થક થયું છે. પાછલી જીંદગીમાં તેઓએ જ્ઞાનની તૃષ્ણા તૃપ્ત કરવા માટે જે સાધના કરેલી છે તે હાલના સમયના તરુણોને શિક્ષણ લેવા યોગ્ય છે. હાલમાં જોવામાં આવે છે કે, આપણા દેશના જુવાનિયાઓ વિશ્વવિદ્યાલયની–યુનિવર્સીટીની ડીગ્રી લઇને ઘણું કરીને પુસ્તકને હાથ લગાડતા નથી; એથી જ હાલના જુવાનોની કેળવણીની અસારતાની એટલી નિન્દા સંભળાય છે. વિદ્યાલયનો અભ્યાસ સમાપ્ત કર્યા પછી સ્વતંત્ર રીતે અભ્યાસ અને વિચાર કરવો, એ એક રીતે નથી જ, એમ કહીશું તો અતિશયોક્તિ ગણાશે નહિ. એથી જ અમારા દેશમાં હુન્નર, **સાયન્સ અથવા સાહિત્યમાં** સ્વતંત્ર કાર્યો બહુ જ થોડાં નજરે પડે છે. ઘણા લોકો કહે છે કે, પશ્ચિમના અને પૂર્વના કેળવાયલા પદ્વી ધરાવનારા જુવાનોમાં આટલો ભેદ કેમ જોવામાં આવે છે? આના ઉત્તરમાં તેઓ કહે છે કે, અમારા દેશના યુવાનો યુનીવર્સીટીની ડીગ્રી મેળવીને અભ્યાસ છોડી દે છે અને યુરોપ તથા અમેરિકાના જુવાનો ડીગ્રી મેળવ્યા પછી ધારા પ્રમાણે અભ્યાસ ચાલુ રાખે છે; વાત બરોબર સાચી છે. અક્ષયકુમાર જે અક્ષયકીર્તિ રાખી ગયા છે તે ફક્ત તેઓના વિદ્યાલય છોડ્યા પછીના સ્વતંત્ર અભ્યાસ અને સ્વતંત્ર વિચારના બળથી જ રાખી ગયા છે.

જે અવસ્થાની અંદર અક્ષયકુમારદત્તે વિદ્યાલય છોડયું હતું તેવું બીજા લોકોને પણ ઘણેખરે ભાગે બને છે. પરંતુ એવી ખરાબ અવસ્થામાં આવીને પોતાની ઉન્નતિને માટે, બંગાળી સાહિત્યની ઉન્નતિને માટે અને બંગાળી સમાજની ઉન્નતિને માટે તેઓ જે કરી ગયા છે તે સાધારણ લોકો કરી શકતા નથી; નહિ તો અમે ઘણાક અક્ષયકુમારોને પ્રગટ થતા જોઇ શકત. અક્ષયકુમારની ઉમ્મર જ્યારે સત્તર અઢાર વર્ષની હતી ત્યારે તેમને માથે સંસારનો બોજો આવી પડ્યો. તેઓ ઘણી જગાએ ચાકરીને માટે રખડ્યા હતા. સહાય વગર પૈસાને અભાવે ઉમેદવારી કરવી, એ પણ મુશ્કેલ છે.

જીંદગીની એ અવસ્થામાં જુવાનો જેટલો નિરાશાનો અનુભવ કરે છે તેટલો જીંદગીના બીજા ભાગમાં કરતા નથી. તેઓ નિશાળમાં ભણતી વખતે એક રીતે નિશ્ચિત આશાવાળા હોય છે. સંસારનું જે ચિત્ર તેઓ ભણતી વખતે આળેખે છે તે ચિત્ર વિદ્યાલય છોડ્યા પછી તેઓ ભાગ્યે જ જોઇ શકે છે. પણ એમની બાબત તો ન્યારી હતી. ત્યાર પછી તેઓ સંસારમાં પ્રવેશ કરે છે. સંસારી લોકો તરફથી ઘણું કરીને તેઓને ઉત્તેજન મળતું નથી. હરીફાઇ તે જગાએ ઘણી વધારે હોય છે; તે સિવાય ઇર્ષ્યા, દ્વેષ, અન્યાયી રીત ભાત વગેરેની તો વાત જ શી કરવી? અક્ષયકુમાર એ સઘળા ઉપદ્રવો અને અગવડોથી નિરાળા નહતા. તેઓ દિવસના કામમાંથી જ્યારે અવકાશ મેળવતા ત્યારે તેઓ સરસ્વતી દેવીની આરાધના કરતા. ખરા ભક્તની પેઠે ભક્તિ, આસ્થા અને આગ્રહની સાથે તેઓ વિદ્યાની ચર્ચા કરવા લાગ્યા. એ રીતે તેઓ પારકાની સહાયતા વગર માત્ર પોતાના ઉપર જ આધાર રાખવાના ગુણથી ઘણા પ્રકારનાં શાસ્ત્રોમાં વ્યુત્પન્ન થયા. વિદ્યાલય છોડ્યા પછી થોડે વખતે તેઓને "તત્ત્વબોધિની" પાઠશાળામાં આઠ રૂપિયાના પગારથી શિક્ષકનું કામ મળ્યું. કામ થોડા પગારનું હતું તોપણ તરતમાં જેમ તે તેને આવી પડેલી પૈસાની તંગી મટાડવાનો ઉપાય થઇ પડ્યું, તેવી જ રીતે તે તેની ભવિષ્યની ઉન્નતિના મહેલની સીડીના પહેલા પગથીઆ જેવું હતું. તત્ત્વબોધિની પાઠશાળાના સંબંધમાં આવતાં તેમણે મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકોરનું ધ્યાન ખેંચ્યું. તે પાઠશાળામાં તેઓને પંડિતનું કામ ઘણા દિવસ કરવું પડ્યું નહિ. તેઓને થોડા દિવસની અંદર જ એ પત્રિકાના (તત્ત્વપત્રિકાના) સંપાદકનું કામ મળ્યું. વિદ્યા મેળવવી અને વિદ્યાનું દાન કરવું, એ તેઓના જીવનનો એક મુખ્ય ઉદ્દેશ હતો. નાનપણમાં એ ઇચ્છાપૂર્ણ કરવાને માટે વધારે સગવડ અને સારો જોગ બન્યો નહિ. જુવાનીના આરંભમાં અન્નની ચિન્તામાં તેઓ હમ્મેશા મુંઝાયલા રહેતા તો પણ અવકાશ મળતાં વિદ્યાની ચર્ચા કરતા. હવેથી "તત્ત્વબોધિની" સમાજનો આશ્રય મળતાં તેઓ નિશ્ચિન્ત મનથી જ્ઞાનની ચર્ચા કરવા લાગ્યા. તેઓને હવે અન્નની ચિન્તાને લીધે મુંઝાવું પડતું નહિ; તેથી એ વખતે તેઓ એકાગ્ર ચિત્તથી જ્ઞાનની સાધનામાં તત્પર રહેવા લાગ્યા. પુસ્તક વગેરેનો હવે તેઓને અભાવ રહ્યો નહતો.

પોતાની મરજી પ્રમાણે સઘળા પ્રકારનાં પુસ્તકો તેઓ સારી રીતે વાંચવા લાગ્યા. એ પ્રમાણે અક્ષયકુમારે અંગ્રેજી દર્શન, ગણિત અને સાયન્સનો સારી રીતે અભ્યાસ કર્યો, એટલુંજ નહિ પણ રસાયણ અને વનસ્પતિશાસ્ત્ર સારી રીતે શીખવાના વિચારથી તેઓ કલકત્તાની પ્રસિદ્ધ મેડીકલ કોલેજમાં વિદ્યાર્થીની પેઠે અધ્યાપકોની પાસે એ બે વિષયોનાં ભાષણો સાંભળતા. તેઓ એ વખતે રાતદિવસ વિશ્રાન્તિ લીધા વગર લખવા વાંચવામાં ગુંચવાયલા રહેતા હતો. એ રીતે તેઓએ બાર વરસ સુધી સાધના કરી. ત્યારપછી તેઓની તન્દુરસ્તીમાં બગાડો થયો. શારીરિક ક્ષુધાની પેઠે માનસિક ક્ષુધા પણ હોય છે. શરીરની શક્તિની સાથે સમતોલપણું જાળવીને બન્ને પ્રકારની ક્ષુધાની તૃપ્તિ કરવી જોઇએ. શરીરની ઉપેક્ષા કરીને મનની ઉન્નતિ કરવા જતાં અને મનની ઉપેક્ષા કરીને શરીરની ઉન્નતિ કરવા જતાં ઘણાક લોકો ભ્રમમાં પડે છે. પ્રકૃતિના નિયમનો ભંગ કરવાથી અને પ્રકૃતિથી વિરુદ્ધરીતે ચાલવાથી પ્રકૃતિ તેનો બદલો લે છે. અક્ષયકુમાર એ સાધારણ નિયમની બહાર ન હતા. તેઓ શરીર અને મનને બહુજ પરિશ્રમ આપીને પાંત્રીશ વરસની ઉમરે કૃચ્છ્રસાધ્ય (મુસ્કેલીથી મટે) એવા માથાના દુખાવાના રોગમાં સપડાયા. તેઓ છાસઠ વરસ સુધી જીવ્યા હતા. એ ઉપરથી જણાય છે કે, તેઓએ એકત્રીશ વરસ આ દુઃખદાયક પીડામાં જીવતેમુઆ જેવા થઇને ગાળ્યાં હતાં. પરંતુ આશ્ચર્યની બાબત એ છે કે, જીવતે મુઆ જેવી હાલતમાં તેઓ જે કરી ગયા છે તે ઘણા લોકો સ્વસ્થ શરીરે અને સ્વસ્થ મને કરી શકતા નથી. "ભારતવર્ષનો ઉપાસક સંપ્રદાય" નામનો બે ખંડનો ગ્રન્થ તેઓએ રોગી અવસ્થામાં લખ્યો હતો. જોકે એ ગ્રન્થના પ્રથમ ભાગનો કેટલોક અંશ પહેલાં તત્ત્વબોધિની નામના માસિકમાં પ્રસિદ્ધ થયો હતો, તોપણ જ્યારે એ સઘળો ભાગ એકત્ર કરીને ગ્રન્થના આકારમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો ત્યારે તેઓ માથાની વેદનામાં પીડાયલા હતા. એવી અવસ્થામાં ગ્રન્થને છપાવીને પ્રસિદ્ધ કરવામાં કેવા આગ્રહ, સંકલ્પ અને સાધનાની જરૂર છે, તે જેઓએ એ પુસ્તક વાંચ્યું હશે, તેઓ સારીરીતે સમજી શકશે. કેવી અવસ્થામાં અને કેવા કષ્ટથી એ સુપ્રસિદ્ધ ગ્રન્થના બે ભાગ રચવામાં આવ્યા, એ તેઓ પોતેજ કહી ગયા

છે:-"શરીરની આ પ્રકારની દુ:ખદાયક અવસ્થા આટલો લાંબો વખત ચાલી, તેના વિષે શું કહું? લખવું, વાંચવું, વિચારવું, સાંભળવું વગેરે કોઇપણ પ્રકારનું માનસિક અથવા શારીરિક કામ કરવામાં હું સમર્થ નથી. એમાંના કોઈ પણ કાર્ય કરવામાં પ્રવૃત્ત થતાં જ માનસિક દુ:ખ ઉત્પન્ન થાય છે. એવી અવસ્થામાં એક ભાગની રચના, સંશોધન અને છપાવવાનું જે કંઇ કામ થયેલું છે તે પ્રત્યે એકવાર પણ નજર કરી શકયો નથી. અનેક વખતે ઘણા ઘણા ગંભીર ભાવોવાળો ચિન્તાનો પ્રવાહ મનમાં ઉત્પન્ન થઇને મગજના સ્વસ્થપણાનો ક્ષય કરે છે, એમ સ્પષ્ટ અનુભવ કરવા છતાં પણ તે નિવારણ કરવાનું સામર્થ્ય નથી. દુ:ખ થાય છે એમ સમજી બીજી તરફ મન લગાડવાના ઉદ્દેશથી ઘણા પ્રયાસો અને નાના પ્રકારના ઉપાયો કરતો. પરંતુ કશાથી તે ચિન્તાનો પ્રવાહ મંદ થતો નહિ. અને જ્યાં સુધી તે સઘળું અથવા બીજું કંઇ પણ બહારથી જાણતો તે લખી લેવામાં ન આવે ત્યાં સુધી મગજની અંદર અસહ્ય વેદના થતી. મારા નોકરો અથવા બીજું કોઇ માણસ પાસે હોય તો તેને હું લખી લેવાનું કહેતો. કોઇ પણ પાસે ન હોય તો ગાડીમાં બેસી, છેટે રહેતા મિત્રોની પાસે જઇ, તેમને લખી લેવાનો આગ્રહ કરતો. જેઓને શકાર, ષકાર અથવા સકારનું પણ કશું જ્ઞાન નહોય, એવા અણઘડ અને અયોગ્ય લોકોની પાસે કોઇ કોઇ વખત લાચારીએ લખાવવું પડતું. અને રાત્રિએ ભર ઉંઘમાં સૂતેલા નોકરોને જગાડીને કેટલીકવાર કેટલાક વિષયો લખાવવા પડતા, નહિ તો મગજમાં ઉત્પન્ન થયેલા વિચારોનું વારંવાર આન્દોલન થઇને તે રાત્રિએ નિદ્રા આવતી નહિ. મનમાં એ પ્રકારના કોઇ પણ વિષયનો ઉદય થતાં પણ દુ:ખ થતું, તેનું ચિન્તન અને આન્દોલન કરવામાં પણ દુ:ખ થતું; પોતાની વાત તો દૂર રહી પણ બીજા પાસે લખાવવામાં પણ કષ્ટ પડતું, અને જ્યાં સુધી લખી લેવામાં ન આવે ત્યાં સુધી તે કરતાં પણ વધારે દુ:ખનો અનુભવ કરવો પડતો. તે દુ:ખ નિવારણ કરવાના ઉદ્દેશથી કોઇ ગ્રન્થ વગેરે જાણવાની જરૂર પડે તો કોઇ માણસની પાસે વંચાવીને સાંભળતો. તે પણ શું જે તે દિવસે અને જે તે વખતે સાંભળી શકતો? તેમ જ બરાબર ધ્યાન આપી શકતો? નહિ. શરીરની અવસ્થા પ્રમાણે અમુક દિવસે અમુક વખતે

ઔષધ વગેરેનો વ્યવહાર કરીને તે સાંભળતો. એવી રીતે કોઇ વખત પાંચ સાત લીટી, કોઇ વખત બે ચાર લીટી અથવા કોઇ વખત માત્ર બે ચાર વાકય કે કદાચિત્ કંઇક વધારે લખાઇ શકાતું. તે સઘળું એકત્ર કરીને ઉપાસક સંપ્રદાયનો ઘણો ખરો ભાગ તૈયાર થયેલો છે. એ સઘળાં વાક્યો પ્રથમથી જ જે પ્રમાણે જોઇએ તેમ એક પછી એક લખવામાં આવ્યાં હતાં, એમ વાંચનારે સમજી લેવું નહિ. કયું વાકય કઇ જગાએ, અથવા કયા વાકય પછી ગોઠવવામાં આવશે એ લખાવતી વખતે કંઇ નક્કી કરવામાં આવતું નહતું. ઉપર કહેવા પ્રમાણે શરીરની અવસ્થાને અનુસરીને અમુક દિવસે, અમુક વખતે ઔષધનું સેવન કરીને અને બીજી પણ અનેક પ્રકારની તજવીજો કરીને ઘણે કષ્ટે માંડમાંડ આ કામ પૂરું કરેલું છે.” રચવામાં આવેલા ગ્રન્થનો આકાર, તેમાં વર્ણવેલા વિષયનું ગૌરવ તથા પરિપાટી અને ગ્રન્થ કર્તાની નિરન્તરની કષ્ટદાયક માંદગી, એ સઘળી બાબતનો વિચાર કરીએ છીએ ત્યારે અક્ષયકુમારની ઇચ્છાશક્તિની પ્રબળતા જોઇને વિસ્મય પામી સ્તબ્ધ થઇ જવાય છે. ધન્ય છે તેઓના સંકલ્પને અને ધન્ય છે તેઓની સાધનાને!

## માઇકલ મધુસૂદનદત્તની સાધના.

બંગાળાના અમર કવિ મધુસૂદન દત્તના જીવન ચરિત્રનું અવલોકન કરતાં સાહિત્ય સાધનામાં તેઓની ઇચ્છાશકિતની અત્યંત પ્રબળતા જોવામાં આવે છે. પરધર્મનો સ્વીકાર કરવો, પારકો વેષ પહેરવો અને પિતા, માતા તથા સમાજનો ત્યાગ કરવો વગેરે ઘણીક ભૂલો તેઓએ કરેલી છે. એ ફકત તેઓની અનિયંત્રિત અને આડે રસ્તે જનારી ઇચ્છાશક્તિની નિશાની છે. અમે મધુસૂદનનાં સંસાર સંબંધી અથવા કુટુંબ સંબંધી જીવનચરિત્રની વાત અહીં વધારે લખશું નહિ; અને તે લખવાની આવશ્યકતા પણ નથી. પરંતુ મધુસૂદનના સાહિત્ય સંબંધી જીવનની વાત અહીંઆ કહેશું; એ ઉપરથી જણાશે કે, તેઓ સાહિત્યક્ષેત્રમાં ઇચ્છાશકિતની સહાયતાથી કેવી સાધના કરી ગયા છે. કોઇ સુપ્રસિદ્ધ કવિએ ઇચ્છાની પર્વતમાંથી નીકળેલી નદીની સાથે તુલના કરેલી છે. ખરેખર એ તુલના ઘણી સુંદર છે! મધુસૂદને પોતે પણ કહેલું છે કે:—

આર્યા;—પર્વતગૃહને છોડી, નિસરે સરિતા સમુદ્રને મળવા:
છે શકિત કોનામાં, યત્ન કરે જે તેહ ગતિ છળવા.

તે નદીના પ્રવાહની સામે કંઇ પણ અડચણ આવે તો કોઇ જગાએ તે નદી પડખે થઇને ચાલી જાય છે; અથવા તો કોઈ જગાએ તેને ઓળંગી, ભયંકર પાણીનો ઘોષ ઉત્પન્ન કરી, જરા પણ અટકયા વગર પાછી વહેવા માંડે છે. મધુસૂદનના અનંત રત્નના ભંડારરૂપ મગજમાંથી ઉત્પન્ન થયેલી ઇચ્છા-શક્તિ સાહિત્યની તરફ જતી વખતે એ જ પ્રમાણે કહીં સઘળી અડચણોને ઓળંગી ગઇ છે, અથવા તો કહીંક પ્રબળ અડચણ નડતાં પડખેથી ચાલી ગયેલી છે; અથવા તો કહીંક બહુ મોટી અડચણ નડતાં ક્ષણવાર સ્થિર થઇ, શક્તિનો સંચય કરી પોતાનું સ્વરૂપ વધારી તેને ઉલ્લંઘન કરીને સુંદર સુંદર ખંડકાવ્ય અને મહાકાવ્યરૂપી નાના મોટા ચિત્તરંજક જળપ્રવાહને ઉત્પન્ન કરી ગઇ છે. મધુસૂદને જીંદગી પર્યન્ત સરસ્વતી દેવીની આરાધના કરેલી છે. કેવી મોટી સાધનાવડે તેમની પ્રીતિ અને આશીર્વાદ મેળવીને સાહિત્ય સાધનામાં સિદ્ધ થયેલા છે, તે અમે અનુક્રમે કહીએ છીએ.

મધુસૂદન તેઓના જન્મદાતા મહામતિ રાજનારાયણદત્ત અને જનની જાહ્નવીના માત્ર એકના એક પુત્ર હતા. યશોહર જીલ્લાના સાગરદાંડી ગામમાં રાજનારાયણદત્ત શ્રીમન્ત તરીકે પ્રસિદ્ધ હતા. ગામડાની જાગીર અને વૈભવ ઉપરાન્ત તેઓ કલકત્તામાં હાઇકોર્ટના એક ખાસ વકીલ હતા, અને વકી-લાતમાંથી ઘણું ધન પેદા કરતા. મધુસૂદનની માતા જાહ્નવી પણ આબરુદાર કુટુંબની દીકરી હતી. એવાં માત પિતાનો એકનોએક પુત્ર લાડકવાયો હોય તેમાં નવાઇ શી! મધુસૂદન બાર વરસની ઉમ્મર સુધી સાગરદાંડીમાં હતા; ત્યાં ગામડી નિશાળમાં મહેતાજીની પાસે અભ્યાસ કરતા હતા. જે ઉમ્મરમાં આટલા લાડપાડમાં ધનવાનના પુત્રો ભણતા ગણતા નથી, મધુસૂદન તે ઉમ્મ-રમાં, તેટલા અથવા તેથી વધારે લાડપાડમાં પણ, એક દિવસ ભણવા ગણવામાં બેદરકાર રહેતા નહિ. તેઓની વિદ્યા ઉપરની દૃઢ પ્રીતિ, અલૌકિક પ્રતિભા અને તીવ્ર સ્મરણશક્તિને માટે તેઓ ભણતી વખતે સર્વત્ર શિક્ષકોના સ્નેહ

અને પ્રશંસાને પાત્ર થયા હતા. ગામઠી મહેતાજીનો માર, નેતરની શિક્ષા તથ ઉઠબેસ વગેરે બીજા નિશાળીઆઓને વિદ્યા મેળવવા તરફ પ્રીતિ અથવા અપ્રીતિ થવાનું કારણ થતાં, પરંતુ મધુસૂદન એ સઘળાં કારણોથી કોઇ પણ દિવસ પાઠશાળામાં ગેરહાજર રહેતા કે નાખુશીથી જતા નહિ; એટલું જ નહિ પણ સાંભળવામાં આવ્યું છે કે, તેઓ જમીને સૌથી પહેલા નિશાળે જવાના વિચારથી, માતાએ પ્રીતિપૂર્વક તૈયાર કરેલી જુદી જુદી જાતની સામગ્રીઓનો ત્યાગ કરીને ચાલ્યા જતા. બાળપણમાં મધુસૂદનની ભણવા ઉપરની પ્રીતિ એવી જ પ્રબળ હતી. ત્યાર પછી તેઓ તેર વરસની ઉમ્મરે કલકત્તામાં આવ્યા; અને ખીદીરપુરમાં પિતાની પાસે રહીને ત્યાંની સ્કુલમાં કેટલોક વખત ભણ્યા. ત્યારપછી હિન્દુ કોલેજમાં દાખલ થયા. ઈ. સ. ૧૮૩૭ થી ૪૨ સુધી તેઓએ ત્યાં આગળ કેળવણી લીધી. એ છ વરસમાં તેઓ અંગ્રેજી વર્ણમાળાથી સીનીઅર વિભાગની છેવટની પરીક્ષા સુધી ભણ્યા. મધુસૂદન જ્યારે ભણતા હતા ત્યારે હમણાની પેઠે યુનિવર્સિટીની ડીગ્રીવાળી પરીક્ષાઓ ન હતી; તોપણ સાંભળવા પ્રમાણે સીનીઅર વિભાગની છેવટની પરીક્ષાનાં અભ્યાસનાં પુસ્તકો હાલના સમયના બી. એ,ની પરીક્ષાનાં સરખાં હતાં. છ વરસમાં અંગ્રેજીની એ. બી. સી. ડીથી લઇને બી. એ, ના કોર્સ સુધી પ્રશંસાની સાથે અભ્યાસ કરવાની વાત સાંભળતાં હમણા અમે વિસ્મય પામીએ છીએ. આ ઉપરથી પોતાની મેળે જ કેટલાક પ્રશ્નો મનમાં ઉત્પન્ન થાય છે કે, ત્યારની શિક્ષણ પદ્ધતિ કેવી હતી, શિક્ષકો કેવા હતા અને જે વિદ્યાર્થીઓ એવી રીતે અભ્યાસ પૂરો કરી શકતા, તેઓની બુદ્ધિ અને સાધના કેવી હતી. આમાંની એક એક વાતનો આપણે વિચાર કરીએ. હાલના સમયની શિક્ષણપદ્ધતિનું કંઇક ધ્યાન દઇને વિચાર કરતાં આપણને માલમ પડે છે કે, આ પદ્ધતિ પરીક્ષાપ્રધાન છે. પરીક્ષકોના પ્રશ્નોના કેટલેક અંશે ઉત્તર આપી શકવાથી હમણા પારદર્શી તરીકે પ્રશંસા મળે છે. પરીક્ષાપ્રધાન શિક્ષણપદ્ધતિનો મૂળ ઉદ્દેશ હિતકર હોવા છતાં, સમય જતાં તેનો ગેરઉપયોગ થવા લાગ્યો છે. શિક્ષણપદ્ધતિ પરીક્ષાપ્રધાન હોવાને લીધે પ્રશ્નો અને ઉત્તરો તરફ સઘળાઓનું ધ્યાન ખેંચાયલું રહે છે. શિક્ષકો અને

વિદ્યાર્થીઓ જુએ છે કે, કોઇપણ વિષયના અમુક અભ્યાસનાં પુસ્તકમાં કેટલા પ્રશ્નો નીકળી શકે છે. એ સઘળા પ્રશ્નોમાંના ઘણાખરાનો ઉત્તર આપી શકવાથી પરીક્ષામાં પાસ થવાય છે અને પ્રશંસા મેળવવાનો સંભવ રહે છે. એ વિચારથી શિક્ષકો અને વિદ્યાર્થીઓ પુસ્તક ભણાવતી અને ભણતી વખતે પ્રશ્નોપયોગી ભાગ ઉપર પેન્સીલથી ચિહ્ન કરતા જાય છે, અને એ સઘળો અંશ જ વિદ્યાર્થીઓ પોપટની પેઠે ગોખે છે. હાલના સમયમાં પરીક્ષામાં આવવા લાયક પ્રશ્નો ચુંટી કાઢવા, એ શિક્ષકનું મુખ્ય લક્ષણ ગણાય છે. વિદ્યાર્થીઓ પરીક્ષામંદિરમાં ગોખેલા જવાબો જવાબ લખવાનાં પત્રોમાં લખી કાઢે છે. ઘણાક આવા કામની ઉલટી કરવાના કામ સાથે સરખામણી કરે છે. તેઓ કહે છે કે, જેમ ખાધેલા પદાર્થને પચવાની જરૂર છે અને તે વગર શરીરને પુષ્ટિ મળતી નથી, તેમ ભણેલી વિદ્યાને વિચાર કરી મનમાં ઠસાવ્યા વિના વિદ્વાન્ થવાતું નથી. ખાધેલા પદાર્થનું વમન કરવું અને ગોખેલી વિદ્યાની આવૃત્તિ કરવી, એ બન્નેની કિમ્મત સરખી છે. આ ઉપમા જો કે કેટલાકને સુગ ચડે તેવી લાગશે તોપણ તે એટલીબધી સંબંધ વગરની અને અસત્ય છે, એમ કોઇપણ કહી શકશે નહિ. વિદ્યામંદિરમાં શિક્ષકોના પ્રશ્ન ચુંટી કાઢવાની સહાયતાથી પરીક્ષામાં પાસ થવાનો પ્રયાસ તો છે, પરંતુ તે સિવાય બહાર પણ અર્થપુસ્તક (Meanings' books) અને પ્રશ્નોત્તર (Questions and Answers) વગેરેનાં પુસ્તકોનો પણ અભાવ નથી. અર્થપુસ્તક રચનારાઓ પોતાનાં પુસ્તકો વેચીને મહેનતનો બદલો મેળવે છે એ ખરું છે, પરંતુ ઘણે સ્થળે એ પ્રકારનાં ઘણાં અર્થપુસ્તકો લઇને કેટલા વિદ્યાર્થીઓનું કેટલું નુકસાન થયું છે, એનું પ્રમાણ કોણે કાઢયું છે. ખરેખર અર્થપુસ્તકો ઘણાં થવાને લીધે મૂળ વિષયપરનો વિચાર ઘટી ગયો છે. એક સારો લેખક કહેછે કે, અર્થપુસ્તકો દેવમંદિરોની અંદરનો ધૂમાડો ઉત્પન્ન કરનારા દીવાના જેવાં છે; એથી પ્રકાશ થવા કરતાં ધૂમાડો નીકળવાને લીધે અંધારું જ વધારે થાય છે. દેવની પ્રતિમા કદાચ જ જોઇ શકાય છે. ખરેખર એ પ્રકારનાં અર્થપુસ્તકો અને ટીકા ટીપ્પણીઓની સહાયતાથી વાગ્દેવીની નિર્મળ અને સ્વચ્છ કાન્તિ ભાગ્યે જ નજરે પડે છે. સરળભાષામાં કહીએ તો

હમ્મેશા પ્રશ્નોત્તર ઉપર નજર રાખીને અભ્યાસ કરવાથી સ્વતંત્ર વિચારો ઓછા થાય છે અને જ્ઞાન તથા નવા શોધોની પ્રીતિ કવચિત જ વૃદ્ધિ પામે છે. ગમે-તેમ હો, પણ અમારા સારા ભાગ્યની વાત છે કે, રાજ્યના લાયક અધિકારીઓ અને સ્વદેશહિતેચ્છુ વિદ્વાનો આ દેશની શિક્ષણપદ્ધતિની આવી ખેદકારક અવસ્થા જોઇને તેના ઉપાયને માટે કમર બાંધીને તૈયાર થયા છે.

મધુસૂદનદત્ત જ્યારે હિન્દુકોલેજની અંદર અભ્યાસ કરતા હતા ત્યારે આ દેશમાં શિક્ષણપદ્ધતિ જુદા જ રૂપમાં હતી. હાલના સમયની પેઠે તે વખતમાં પરીક્ષાની એટલી બધી બીક હતી નહિ. વિદ્યાર્થીઓને કેળવણી આપવા શિક્ષકો હમ્મેશા પ્રયાસ કરતા. તેઓ વિદ્યાર્થીઓની વિચારશક્તિ, સમજશક્તિ અને રસજ્ઞ-શક્તિ જેથી વૃદ્ધિ પામે તેને માટે વિશેષ મહેનત કરતા. તેઓ ધર્મનીતિ, વ્યવહારનીતિ અને રાજનીતિના ગુણદોષો વિદ્યાર્થીઓને સમજાવીને, તેમની બુદ્ધિની વૃત્તિઓને ખીલવતા; અને એ સઘળા વિષયોની સારી નરસી બન્ને બાજુ દેખાડીને તેઓને તે તે વિષયમાં સ્વતંત્રપણે વિચાર કરવાને માટે કહેતા. એ સઘળા સુશિ-ક્ષકો સાહિત્યનો વિચાર કરતી વખતે વિદ્યાર્થીઓની સમક્ષ મનુષ્યના હૃદયની વૃત્તિઓનું સૂક્ષ્મ પૃથક્કરણ કરીને તેની અંદરનું સૌન્દર્ય દેખાડી આપતા. તેઓને ભાવિક અને રસજ્ઞ કરવાને માટે પ્રયાસ કરતા. તે ચતુર શિક્ષકો સૃષ્ટિનું રહસ્ય બતાવીને સરજનારની સૃષ્ટિ રચવાનું કૌશલ્ય દેખાડી આપતા. તારાથી શોભા-યમાન આસમાની આકાશમંડળ, શાન્ત નીલવર્ણના મહાસાગર તથા બરફથી છવાયલા અને આકાશનો સ્પર્શ કરનારા પર્વતનું વર્ણન કરીને જગતકર્તાની સૌમ્ય મૂર્તિનો અનુભવ કરવાનું કહેતા. કઠોર વિજળીનો કાનને ભય ઉપજાવે તેવો કડકડાટ અને દેશનો પ્રલય કરે એવું પવનનું ભયંકર તોફાન વર્ણવીને ઇશ્વરની ઉગ્રમૂર્ત્તિનો અનુભવ કરવા કહેતા. કોમળ બાળકનું નિર્દોષ મંદહાસ્ય, ઝાકળથી ભીંજેલી અને સ્હેજ ઉઘડેલી કળી, ખીલેલું ફુલ, સ્નિગ્ધ જળ અને ઠંડી પવનની લહેરોનું વર્ણન કરીને પરમેશ્વરની દયાળુ મૂર્ત્તિ જોવાનું શિક્ષણ આપતા. અભ્યાસનાં પુસ્તકોની અંદર વર્ણવેલા વિષયો જગતના અંદરના અને બહારના દૃશ્ય પદાર્થોની સાથે કેવી રીતે સરખાવીને વાંચવા જોઇએ, અને કેવી રીતે તેના રસનો સ્વાદ લેવો જોઇએ, તે, તે વખતના ઉત્તમ શિક્ષકો સારી રીતે

કહેતા. શિક્ષકોની સુંદર ભણાવવાની પદ્ધતિ ઉપરાન્ત તે સમયના શિક્ષકો વિદ્યાર્થીઓની સાથે માયાળુપણે વર્તતા. વિદ્યાર્થીઓનાં સારાં કામોમાં પોતે ભાગ લઇને તેઓને સહાય કરતા. વિદ્યાર્થીઓની સાથે શિક્ષકોનો ગાઢ સંબંધ હતો. હાલના સમયમાં પણ ઘણાએક ખરા આદર્શ શિક્ષકો છે; તેઓ ન હોય તો આ દેશની કેળવણીની હાલત કેવી થઇ પડે તે કહી શકાતું નથી; તોપણ ઘણાં કારણોને લીધે એવા સારા શિક્ષકોની સંખ્યા વૃદ્ધિ પામતી નથી, એ જ ખેદની વાત છે. તે સમયના શિક્ષકો ચતુર માળીની પેઠે જ્ઞાનનું બીજ વિદ્યાર્થીઓના મનરૂપી ક્ષેત્રમાં વાવતા, અને સારા શિક્ષણની સહાયતાથી તે વાવેલું બીજ ઉગી નીકળે, અને સમય જતાં તે ફળ અને છાયાવાળા મહાવૃક્ષના રૂપમાં પરિણામ પામે, તેને માટે હમ્મેશાં મહેનત લેતા. હાલના સમયના વિદ્યાર્થીઓની, કેટલાક કાચના ઘરની અંદર કુંડીમાં વાવેલી કલમની સાથે તુલના કરે છે. બરોબર રીતે પાણી પાવામાં આવે તો તેઓ જલદી ફળ આપે છે ખરી, પરંતુ પૃથ્વીની સાથે તેનો સંબંધ ન હોવાને લીધે પાણી રેડવાનું બંધ થતાં જ તેઓ સૂકાવા માંડે છે; તેથી તેઓ વધારે વખત ફળ આપી શકતાં નથી. **ખરેખર! હાલના જમાનાના રોગપીડિત, ટુંકી નજરવાળા અને ખવાઈ ગયેલા મગજના અનેક પંદર વીશ વર્ષના બી. એ. એમ. એ. ને જોતાં પોતાની મેળે જ એ ઉપમા ધ્યાનમાં આવે છે.** પ્રકૃતિની સાથે સ્વતંત્ર વિચાર અને શોધક બુદ્ધિ ન હોવાને લીધે ભૂમિની સાથે વૃક્ષનો સંબંધ ન હોવાની પેઠે તેઓનું જ્ઞાન વધી શકતું નથી. મધુસૂદનના વખતના શિક્ષકો અવસ્ય વર્તમાન સમયના શિક્ષકોની પેઠે નીતિ અને નિયમની કાતર હાથમાં રાખીને હમ્મેશા બેસતા નહતા, અને તેથી જ તે કાળના વિદ્યાર્થીઓની મન અને હૃદયની વૃત્તિઓરૂપી શાખાઓ અને પલ્લવો કહીં કહીં અને કોઇ કોઇ સમયે ઉચ્છૃંખલ રીતે વૃદ્ધિ પામતાં હતાં.

મધુસૂદને કેવા પ્રકારની શિક્ષણ પદ્ધતિમાં અને કેવા પ્રકારના શિક્ષકોની પાસે કેળવણી લીધી હતી, તે કહેવામાં આવ્યું. હવે તેઓ કેવી રીતે એકચિત્તે અધ્યયન કરતા હતા, તે વાત કહેવી જોઇએ. મધુસૂદન અસાધારણ

બુદ્ધિમાન્ હતા. ભણવા ગણવામાં સર્વત્ર સર્વોત્તમ થવાની ઇચ્છા તેઓમાં બાળપણથી જ પ્રબળ હતી, અને તેને માટે જેટલી જોઇએ તેટલી મહેનત કરતા. હિન્દુ કોલેજમાં દાખલ થયા પછી તેઓએ થોડા જ દિવસોમાં એક ઉત્તમ વિદ્યાર્થી તરીકે નામના મેળવી. તેઓ ઘણું કરીને સઘળી પરીક્ષાઓમાં સૌથી ઉંચે નંબરે પાસ થતા. એ સમયથી જ તેઓ વિદ્યાલયની અંદરના અભ્યાસનાં પુસ્તકો સિવાય બીજાં ઘણાં પુસ્તકો વાંચતા. મધુસૂદનનું જીવનચરિત્ર વાંચતાં જણાય છે કે, તેઓ જ્યારે પાંચમા ધોરણનો અભ્યાસ કરતા હતા, ત્યારે તેઓએ ઇંગ્રેજી સાહિત્યના એટલા બધા ગ્રન્થો વાંચ્યા હતા કે જે હાલમાં એક **બી. એ.** તેટલા ગ્રન્થો વાંચે, તો તે પોતાને ગૌરવવાળો સમજે. મધુસૂધન ભોગવિલાસમાં અજીતેંદ્રિય હતા, તોપણ ભણવામાં મન રાખવાની તેઓમાં અપૂર્વ અને અસાધારણ શક્તિ હતી. કહેવામાં આવે છે કે, તેઓનું ચિત્ત જ્યારે ભણવામાં લાગતું, ત્યારે ભુખ, તરશ, નિદ્રા વગેરે તેઓના મનમાંએ નહોતાં આવતાં. જે ભોગવિલાસની ઉત્કટ વાસનાને લીધે તેઓના ચરિત્રમાં અનેક કલંકો લાગેલાં છે, તે સઘળા ભોગવિલાસો સરસ્વતીની આરાધના કરતી વખતે તેઓ સંપૂર્ણ રીતે દબાવી શકતા. આ ઉપરથી તેઓના વિદ્યા મેળવવાના દૃઢ આગ્રહનો સારી રીતે પરિચય થાય છે. મધુસૂદનની બુદ્ધિ સર્વ વિષયોનું ગ્રહણ કરી શકે એવી હતી. ઘણાક લોકોની એવી ધારણા હોય છે કે, સાહિત્યના અભ્યાસીઓ ગણિતમાં સ્થૂલ બુદ્ધિવાળા હોય છે. તેઓની એ ધારણા મધુસૂદનના સંબંધમાં લાવવા જેવી નથી, કારણ કે તેઓ એકવાર વર્ગની અંદર તર્ક કરીને બોલ્યા હતા કે, કાવ્યમાં આનંદ માનનારાઓ પણ ગણિતમાં પારદર્શી થઇ શકે છે; અને એક દિવસે જ્યારે વર્ગના સઘળા વિદ્યાર્થીઓ ગણિતના એક જટિલ (અઘરા) પ્રશ્નનું સમાધાન કરવામાં અસમર્થ થયા, ત્યારે તેઓએ એક સુંદર યુક્તિવડે તે પ્રશ્નનું સમાધાન કરીને પોતાની વાતને સાબીત કરી હતી. પરંતુ તેઓના બેહદ સાહિત્યનો અનુરાગને લીધે, ત્યાર પછી તેઓ ગણિતમાં વધારે મન આપી શકયા નહિ.

હિન્દુ કોલેજની અંદર કેળવણી લેતા હતા તે સમયથી જ તેઓ ભણવું અને લખવું એ બન્ને ઉપાયોવડે સાહિત્યની ચર્ચાનો આરંભ કરવા લાગ્યા.

એ સમયના ઉત્તમ વિદ્યાર્થીઓ સભાઓ સ્થાપન કરીને ભાષણો આપતા અને વર્તમાન પત્રોમાં નિબન્ધો લખતા.. ઘરમાં માબાપો અને વિદ્યાલયમાં શિક્ષકો બન્ને એ બાબતમાં ઉત્સાહ આપતાં. સાહિત્યના સુપ્રસિદ્ધ અધ્યાપક કેપ્ટન્ રિચર્ડસન સાહેબે મધુસૂદનની સાહિત્ય ઉપરની કુદરતી પ્રીતિ જેમ વધારી હતી, તેમજ ઉત્તમ રચનાશૈલી શીખવીને અને તેઓએ રચેલી કવિતાને શુદ્ધ કરીને તે સમયના "લિટરરી ગ્લીનર," "બ્લુસમ", "કૉમેટ" વગેરે માસિક પત્રોમાં પ્રસિદ્ધ કરીને તેમના ઉત્સાહની વૃદ્ધિ કરી હતી. એ સમયથી જ તેઓ સાહિત્ય ક્ષેત્રમાં સારા લેખક તરીકે પ્રતિષ્ઠા મેળવાની વાસનાને હૃદયમાં પોષવા લાગ્યા. સહાધ્યાયીઓની સાથે વાતચિતમાં અને મિત્રવર્ગમાં કાગલ પત્રમાં હૃદયના એ ઉચ્ચ અભિલાષની વાતનો ઉલ્લેખ કરતા. મધુસૂદને જીવનની અનેક અવસ્થામાં પડીને પણ જે ઉચ્ચ અભિલાષને છોડયો ન હતો, તે અનુક્રમે દેખાડીએ છીએ. મધુસૂદન જ્યારે હિન્દુકાલેજમાં અભ્યાસ કરતા હતા, ત્યારે કલકત્તાના વિદ્યાર્થીવર્ગની નીતિસંબન્ધી અવસ્થા ઘણી જ શોચનીય હતી. જે સઘળા અનાચાર અને દુરાચારોનું નામ હમણાના લોકો તિરસ્કારની સાથે ઉલ્લેખ કરે છે, એ સઘળાં કુકર્મો તે સમયના વિદ્યાર્થીઓ પોતાને 'નવ્યબંગ' એવે નામે ઓળખાવીને અહંકાર, ગૌરવ અને સ્પર્ધાની સાથે કરતા. ખરેખર તે સમયના વિદ્યાર્થીવર્ગનો મોટો ભાગ ઉચ્છૃંખલ અને આડે રસ્તે જનારો હતો. સમાજમાં ચાલતા કામોથી ઉલટાં કામો જ તેઓમાં 'સભ્યતા' તરીકે ગણાતાં. પાશ્ચાત્ય સભ્યતાની તાત્કાલિક રમણીય મૂર્તિ જોઇને ઇંગ્રેજી ભણેલા યુવાનો મોહમાં પડી જતા. તેઓ યુરોપીયનોના જેવા બળવાન્ અને વીર્યવાન્ થવાની ઇચ્છાથી તેઓના પોષાક, આહારવિહાર એટલું તો શું પણ તેઓની સૂગ અને રુચિનું પણ અનુકરણ કરવા લાગતા. સાંભળવામાં આવ્યું છે કે, તે સમયના વિદ્યાર્થીવર્ગમાં પાણી વિનાની બ્રાંડી પીવી અને અર્ધપકવ ગોમાંસ ભક્ષણ કરવું, એ વાહવાહનું કામ ગણાતું. યુરોપીયન ફૅશનનો પ્રભાવ પણ કાંઈ કમ ન હતો. કહેવામાં આવે છે કે, મધુસૂદન પોતે એક દિવસે એક સોનામહોર ખરચીને કોઇ યુરોપીયન હજામની દુકાને કેશ કપાવી આવ્યા હતા. એ પ્રભાવની અંદર પડીને કેટલાક ધનવાનના પુત્રો

ભણુતા ગણુતા જ નહીં, એટલું જ નહી પણ ધન અને પ્રાણથી માર્યા જતા. મધુસૂદનની અંદર પ્રશંસાની વાત એટલી જ હતી કે, એવા પ્રભાવની અંદર રહેવા છતાં અને બીજાં પણ નિન્દિત કર્મો કરવા છતાં સરસ્વતીની સાધનામાંથી તેઓ કદી પરાઙ્મુખ થયા નહતા. મધુસૂદનના જીવનના એ સમયમાં એક નઠારો ફેરફાર થયો. હિન્દુ કોલેજની અંદરનો અભ્યાસ પૂરો કર્યા પછી તેઓએ ખ્રીસ્તી ધર્મ અંગીકાર કીધો. એ સમયની 'નવ્યબંગ'ની બુદ્ધિ અને અને ગતિના ઉત્કર્ષનું તે એક ફળ જ હતું. મધુસૂદનના એ સઘળા કાર્યોની અમે અહીં આલોચના કરતા નથી. મધુસૂદન ખ્રીસ્તી ધર્મ અંગીકાર કરીને માઇકલ મધુસૂદન થયા. હવે પછી તેઓ બંગાલીઓની નજરે શ્રીભ્રષ્ટ થયા.

સને ૧૮૪૩ માં મધુસૂદન ખ્રીસ્તી થયા; ત્યારપછી તેઓએ કેટલાક દિવસ શિવપુરની બિશપ્સ કોલેજમાં અભ્યાસ કર્યો. હિન્દુ કોલેજમાં અભ્યાસ કરતી વખતે કૅપ્ટન રિચર્ડસને જેવી રીતે તેઓને કાવ્યરૂપી જગતનું સૌન્દર્ય વગેરે દેખાડીને કવિતા રચવામાં કુશળ કર્યા હતા, તે પ્રમાણે બિશપ્સ કોલેજમાં અભ્યાસ કરતી વખતે ત્યાંના ઘણી ભાષા જાણનારા અધ્યાપકોએ તેઓને અનેક પ્રકારની ભાષાઓ શિખવાવમાં સહાયતા કરી હતી. બિશપ્સ કોલેજમાં તેઓ ચાર વર્ષ રહ્યા હતા. એ સમયની અંદર તેઓ ગ્રીક, લૅટીન, ફ્રેંચ, જર્મન અને ઇટાલીયન એ ભાષાઓ શિખ્યા હતા. ભાષા શિખવાની તેઓમાં અસાધારણ શક્તિ હતી. તેઓ ઇંગ્રેજી ભાષા કેળવાયલા ઇંગ્રેજની પેઠે અવિચ્છિન્ન રીતે બોલી અને લખી શકતા. ફ્રેંચ અને ઈટાલીયન એ બે ભાષામાં એટલે સુધી જ્ઞાન મેળવ્યું હતું કે, એ બે ભાષાઓમાં ક્લેશ વગર કવિતા કરી શકતા. મધુસૂદને ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યા પછી પણ તેઓની સારી કેળવણી માટે તેમના સ્નેહી પિતા તેમને પૂરતી પૈસાની મદદ કરતા. સ્નેહમૂર્તિ માતા પણ પિતાની જાણુ અને અજાણુમાં ઘણું ખરું પૈસાની મદદ કરતી. એ પૈસા કેવળ તેની સારી કેળવણી માટે ખરચાતા એમ ન હતું. બિશપ્સ કોલેજની અંદર રહેતી વખતે ત્યાંના ખ્રીસ્તી જુવાનીઆઓના કુસંસર્ગમાં આવીને તેઓ વધારે ઉચ્છૃંખલ થયા હતા. તેઓનું ઉદ્ધતપણું એકદમ વધી ગયું હતું. તેઓના ઉદ્ધત અને નિન્દિત વર્તનને માટે પિતાની સાથે મોટું વૈમનસ્ય થયું. ધીરે ધીરે

તેમના પિતા તેમને જે પૈસાની મદદ કરતા હતા તે તેમણે બંધ કરી દીધી. આટલા દિવસ સુધી પોતાની કોમે ત્યાગ કર્યો હતો તોપણ મધુસૂદન એક રીતે પોતાના દેશમાં હતા. પરંતુ હવે પછી પિતાએ પણ ત્યાગ કરવાને લીધે ધનને અભાવે તેઓને પોતાનો દેશ છોડવાની ફરજ પડી. જે ધર્મ લોકોની રક્ષા કરે છે, તે ધર્મનો મધુસૂદને ત્યાગ કર્યો હતો. તેઓએ ખ્રીસ્તી કોમનો આશ્રય લીધો. પણ તેઓએ ખ્રીસ્તી ધર્મ ગ્રહણ કર્યો નહતો. કારણ કે જો તેઓ ધાર્મિક હતે તો કદી પણ આવા ઉચ્છૃંખલ અને અજિતેન્દ્રિય થતે નહી. આના પરિણામમાં એ જ થયું હતું કે, તેઓ કયાંય પણ શાન્તિ મેળવી શકતા નહી. પોતાના દેશમાં પ્રવાસી થઇને રહેવા કરતાં ખરા પ્રવાસને જ તેઓએ પસંદ કીધો. તેઓએ મદ્રાસમાં જઇને સુખ અને શાન્તિમાં રહીશ, એ આશાથી મદ્રાસનો પ્રવાસ કીધો. ૧૮૪૮ થી ૧૮૫૫ સુધી તેઓ મદ્રાસમાં રહ્યા. મદ્રાસમાં ગયા પછી તેઓએ અવસ્થાની ઉન્નતિ કરીશ, શાન્તિ મેળવીશ અને સુખમાં રહીશ, એવું મનમાં ધાર્યું હતું, પરંતુ મધુસૂદનની એ સઘળી આશાઓ ત્યાં પૂર્ણ થઇ નહિ. મદ્રાસની અંદર તેઓના પહેલાંના ઓળખીતા કોઇ હિતેપી કે દોસ્તમિત્ર હતા નહી. મદ્રાસના પ્રવાસની કેટલાક દિવસ પેહલાંથી જ તેઓ પૈસાની તંગીમાં આવી પડ્યા હતા. વધારે શું પણ તેઓને અભ્યાસનાં પુસ્તકો વગેરે વેચીને સ્ટીમરનું ભાડું એકઠું કરવું પડયું હતું. જ્યારે તેઓ મદ્રાસ આવી પુગા ત્યારે એક રીતે ખાલી હાથે હતા, એમ કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહી. એક તો એ ભયંકર દારિદ્રય હતું, તેમાં વળી રોગે આવીને દેખાવ દીધો. મદ્રાસમાં આવ્યા પછી તરત જ તેઓ ભયંકર શીતલાના રોગમાં સપડાયા. મધુસૂદનની એ સમયની શારીરિક અને માનસિક અવસ્થા હમણાં કલ્પનામાં લાવતાં પણ દુઃખ ઉપજે છે; પરમેશ્વર જાણે તેઓએ કેટલી અસહ્ય વેદનાઓ સહન કરી હશે. આબરુદાર ખાનદાનના સન્તાન મધુસૂદને સંસારનાં સઘળાં સુખો હોવાં છતાં પણ પોતાના કર્મના ફળથી તે દૂરપ્રવાસમાં અનાથ અને અસહાય અવસ્થામાં આવીને પ્રથમમાં શું દુઃખ નથી ભોગવ્યું! સાજા થયા પછી તેઓ ધનોપાર્જનનો વિચાર કરવા લાગ્યા. એ દુર્દિનોમાં સઘળાઓએ તેઓનો ત્યાગ કર્યો હતો અને તેમણે પણ સઘળાનો ત્યાગ કર્યો હતો. પરંતુ માત્ર એક સરસ્વતી દેવીની ઉપાસનાનો તેઓએ ત્યાગ

કર્યો ન હતો. દેવીએ પણ તેમનો ત્યાગ કર્યો નહી. મધુસૂદને પ્રથમ ખ્રીસ્ત વિદ્યાલયમાં શિક્ષકનું કામ લીધું અને ક્રમે ક્રમે સાહિત્યની ચર્ચા કરવા માંડી. મદ્રાસના જુદા જુદા વર્તમાન પત્રોમાં તેઓ લેખ આપવા લાગ્યા. એક વખત યશને માટે સાહિત્ય સેવા કરતા હતા, તેઓ હમણાં આજીવિકા માટે સાહિત્ય-સેવા કરવા લાગ્યા. વરદાન આપનારી સરસ્વતી દેવી ભક્તની સાધનાથી પ્રસન્ન થઇને હવેપછી તેઓને યશ અને આજીવિકા બન્ને આપવા લાગી. જ્યારે સાહિત્ય સેવાવડે ક્ષુધાને માટે અન્ન તથા તૃષાને માટે જળ મેળવવા લાગ્યા અને સાથે સાથે પ્રશંસા પામવા લાગ્યા, ત્યારની તેઓના હૃદયની અવસ્થા અમે કલ્પનાની નજરે હમણાં જોઇ શકીએ તો ખરેખર તેને કૃતજ્ઞતાપૂર્ણ જોઇએ. કૃતજ્ઞતાપૂર્ણ હૃદયે મધુસૂદન સરસ્વતી દેવીને સંબોધન કરીને:—

**વસન્તતિલકા.**

"નિત્યે ઠરી મન રહે નિજ વાસનામાં,
હોડીજ તે દશ દિશે મુરખા પણામાં;
જાગ્યાં તમે હૃદયમાં જ સદા ચહીને,
સ્વપ્ને અને શયનમાંય સદા રહીને. ૧.
ભુલી નહીં કદિ મને તમમાં ય જાશો,
એવીજ આશ મુજની ન કદાપિ થાશો;
જેને નથી કંઇ રહ્યો નિજ આશરોએ,
આવી રહે તમ તણા ઘરમાં ખરેએ." ૨.

બોલેલા છે; એ જ ચિત્ર કલ્પનાવડે મનરૂપી ક્ષેત્રમાં પ્રગટ થાય છે.

મધુસૂદનની અનિવાર્ય ઇચ્છાશક્તિની વાત અમે આગળ કહી ગયા છીએ. મદ્રાસના પ્રવાસની વખતે અપાર દરિદ્રતારૂપી સમુદ્ર તેઓની તે ઇચ્છાની સામે આવી ઉભો. મધુસૂદને તે ઓળંઘી જવાનો પ્રયાસ કર્યો, અને તેના ફળ તરીકે કાવ્યરૂપી જગતમાં "કૅપ્ટીવ લેડી" નામના એક ક્ષુદ્રબોધની સૃષ્ટિ થઇ. તેમાં "સંયુક્તા હરણ" એ વિષયનું વર્ણન કરવામાં આવેલું હતું. મધુસૂદનની રચના અંગ્રેજીમાં હોવા છતાં પણ તે તેઓના હૃદયની પેઠે દેશી સામગ્રીથી ભરપૂર હતી. દેશના જૂના ઇતિહાસમાંથી તેઓએ પોતાના પ્રથમ કાવ્યના નાયકનાયિકાની

કલ્પના કરી હતી. દેશીભાષામાં રચવાનો તેઓને અભ્યાસ ન હોવા છતાં પણ તેઓ દેશના જૂના ઇતિહાસને સંપૂર્ણ રીતે જાણતા હતા, એ વાત "ક્રૅપ્ટીવ લેડી" વાંચવાથી સારી રીતે જણાય છે. તે પુસ્તક લોકોમાં પ્રતિષ્ઠા પામ્યું હતું, અને તેને માટે સારા અભિપ્રાયો મળ્યા હતા; પરન્તુ મધુસૂદનની જન્મભૂમિ બંગાળામાં તેનો આદર થયો નહતો, તેમ જ સારા અભિપ્રાયો મળ્યા નહતા. તેઓએ કલકત્તાના વર્તમાનપત્રોને અને કેટલાંક ખાસ ગૃહસ્થોને તે પુસ્તકની એક એક નકલ અભિપ્રાયને માટે ભેટ મોકલી હતી. જે કેટલાક ખાસ ગૃહસ્થોને ભેટ મોકલવામાં આવી હતી તેઓની અંદર ભારતહિતૈષી મહાત્મા ડ્રિંકવૉટર બૅથુન સાહેબ પણ એક હતા. બૅથુન સાહેબે પુસ્તક વાંચીને રચનારની યોગ્ય પ્રશંસા કરી, પરંતુ તેની સાથે તેઓને એક અમુલ્ય ઉપદેશ આપ્યો. વિશેષ શું કહીએ, પણ ટુંકમાં કાવ્યજગતમાં મધુસૂદનની પ્રબળ ઇચ્છાશક્તિને મહાત્મા બૅથુન સાહેબે જ માર્ગ બતાવેલો છે. બૅથુન સાહેબે "ક્રૅપ્ટીવ્ લેડીની" અંદર કલ્પનાના તરંગોની શક્તિ સારી રીતે જોઇ હતી. તે તરંગિણીને બંગભાષારૂપી ભૂમિમાં વહેતી કરી શકાય તો બંગભાષાપર પૂર્ણ ઉપકાર થાય, એ વિશ્વાસથી તેઓએ મધુસૂદનને એ હિતકર ઉપદેશ આપ્યો હતો. મહાત્મા બૅથુનનો મહામુલ્ય ઉપદેશ હિંદના પ્રત્યેક કેળવાયલા યુવાનને સાંભળવા યોગ્ય છે. તેઓના ઉપદેશનો સાર એ* હતો કે,

* ત્રેપન વર્ષ પહેલાં મહાત્મા બૅથુન સાહેબે બંગાળાના યુવાનોને સંબોધીને કૃષ્ણનગરની કૉલેજનાં ઇનામો વહેંચવાના મેળાવડા વખતે દેશીભાષાની ચર્ચાના સંબંધમાં જે સાર રૂપ ઉપદેશ આપેલો છે, તેના જેવોજ ઉપદેશ હાલમાં મુંબઇના સુયોગ્ય ગવર્નર મહામતિ લૉર્ડ્ નૉર્થ્ કોટ સાહેબે દેશી રાજકુમારોને આપેલો છે. તેમના ભાષણનો અંશ આ પ્રમાણે છે:-"I would impress upon you the great necessity of a thorough study of your own vernaculars. You have every reason for such study. I myself-though I can only read the works in an English partial translation-read with utmost pleasure such works as Mahâbhârata and Râmâyana, and you here of this country in the East, in a land teeming with legend

"અવકાશને આનંદમાં ગાળવાને માટે અથવા અંગ્રેજી ભાષામાં વિદ્વત્તા દેખાડવાને માટે વચમાં વચમાં અંગ્રેજીમાં કાવ્યરચના કરવી એ ખોટું નથી. પરન્તુ

---

and tradition must possess treasures of vernacular stores of learning of which most of us Europeans have not even heard the title. In the second place it is an almost necessary attribute of a gentleman that he should have a thorough knowledge of his own tongue and of the principal works composed therein. What would be thought in England of an average English gentlemen who did not know his Shakespeare and other ordinary English classics? You, who will occupy relatively far more prominent position in your own country than the ordinary English gentleman holds, should know its language and literature thoroughly. Lastly, I would remind you if you wish to learn English or any other language really well, a thorough knowledge of your own tongue is, to say the least, an immense advantage. You may pick up otherwise the same sort of colloquial knowledge of English that any of us do, of Gujarâti or Marâthi, but you cannot learn a foreign tongue thoroughly and scientifically until you are absolute master of your own."

"તમારે તમારી માતૃભાષાઓનો પક્કો અભ્યાસ કરવાની મોટી જરૂર છે, તે વિષે હું તમને આગ્રહ કરું છું. હું પોતે–જો કે અંગ્રેજી ભાષામાં ભાષાન્તરરૂપે થયેલાં તમારાં પુસ્તકો માત્ર વાંચી શકું છું, તોપણ મહાભારત, રામાયણ વગેરે જેવાં ઘણાં પુસ્તકો મે આનંદપૂર્વક વાંચ્યાં છે; ત્યારે પૂર્વની કલ્પિત વાર્તાઓ અને ઐતિહાસિક કથાઓથી ભરપૂર ભૂમિમાં વસનારા તમોએ જે પુસ્તકોનાં નામો પણ યુરોપના લોકોએ સાંભળેલાં નથી, તેવાં પુસ્તકોના જ્ઞાનનો ભંડોળ તમારી માતૃભાષામાં ધરાવવો જ જોઇએ. બીજી વાત એ છે કે, એક સદ્‌ગૃહસ્થનું ખરેખરું ભૂષણ એવું છે કે તેણે પોતાની માતૃભાષાનું તથા તેમાં રચાયલા મુખ્ય પુસ્તકોનું પરિપક્વ જ્ઞાન ધરાવવું જોઇએ. જે અંગ્રેજ પોતાના શેક્સપીઅરનું તથા પોતાની ભાષાના બીજા સામાન્ય ઉત્તમ ગ્રન્થોનું જ્ઞાન ધરાવતો નથી તેના વિષે ઇંગ્લંડમાં શું ધારવામાં આવતું હશે! એક સામાન્ય અંગ્રેજ જે પદ્વી ધરાવે છે, તેના કરતાં વધારે ઉંચી પદ્વી ધરાવનારા તમોએ તમારા દેશની ભાષા અને ભાષાન-

જેઓમાં લખવાની શક્તિ છે, તેઓ જો માતૃભાષાની અંદર રચના કરે તો દેશ ઉપર સારી રીતે ઉપકાર થાય અને પોતાને પણ સારી રીતે યશ મળે. એટલું તો શું પણ સ્વતંત્ર રચના કરી ન શકાય તો કેવળ સારા સારા વિષયોનું શુદ્ધ ભાષાંતર કરીને પણ દેશ અને માતૃભાષાનો ઘણો ઉપકાર કરી શકાય છે."

મધુસૂદને સારે વખતે તેઓનો ઉપદેશ ગ્રહણ કર્યો હતો. હવે પછી મધુસૂદન બંગ સાહિત્યની સેવાને માટે તૈયાર થવા લાગ્યા. તેઓ કાશીદાસનું રામાયણ અને કૃત્તિવાસનું મહાભારત લાવીને વાંચવા લાગ્યા. મધુસૂદને જુદી જુદી ભાષાઓમાં ઘણાં કાવ્યો વાંચેલાં હતાં. મધુસૂદન જન્મથી જ કવિ હતા. કવિને યોગ્ય ઉદારપણું નિરંતર તેઓના હૃદયમાં વસતું હતું. તે ઉપરાંત ઘણી ભાષાઓના સાહિત્યનું અવલોકન કરેલું હોવાને લીધે તેઓ ભાવની સંપત્તિથી સૌભાગ્યવાન્ હતા. બંગાલી ભાષાની અંદર શબ્દની સંપત્તિ મેળવવા માટે તેઓએ રામાયણ અને મહાભારતનો આશ્રય લીધો હતો. અને સંસ્કૃતની પણ ચર્ચા કરવા લાગ્યા હતા. મદ્રાસના પ્રવાસની વખતે તેઓ કેવા અધ્યયનમાં તત્પર રહેતા હતા તે સાંભળતાં અભ્યાસ કરતા વિદ્યાર્થીને પણ તેઓએ પરાસ્ત કર્યા હતા. આજીવિકાને માટે તેઓ ચાર કલાક વિદ્યાલયની અંદર શિક્ષકનું કામ કરતા. બાકીનો ઘણો ખરો ભાગ ભાષાઓ શિખવામાં જ ગાળતા. સવારમાં બે કલાક હિબ્રુ, બપોરના બે કલાક ગ્રીક, સાંજના ત્રણ કલાક તેલંગુ,

---

ઉત્તમ પુસ્તકોનું જ્ઞાન સંપૂર્ણ રીતે મેળવવું જોઇએ. છેવટમાં મારે તમને યાદ આપવું જોઇએ કે જો તમે અંગ્રેજી અથવા બીજી વિદેશી ભાષા સારી રીતે શીખવા ચ્હાતા હો, તો તમારે તમારી માતૃભાષાનું પક્કું જ્ઞાન સમ્પાદન કરવું, એ સંક્ષેપમાં કહીએ તો પણ ઘણુંજ લાભકારક છે. નહિ તો જેમ અમે ગુજરાતી અથવા મરાઠીનું ઉપર ચોટીયું જ્ઞાન મેળવીએ છીએ, તેમ તમે પણ અમારી અંગ્રેજી ભાષાનું મેળવશો; પરન્તુ જ્યાં સુધી તમે તમારી પોતાની માતૃભાષામાં પૂર્ણ રીતે પ્રવીણતા મેળવી નથી ત્યાં સુધી તમે વિદેશી ભાષા પરિપક્વતાથી અને શાસ્ત્રીય રીતે શીખી શકશો નહિ." મહામતિ લૉર્ડ નૉર્થકોટના ઉપદેશમાં અમારા ભણેલા જુવાનીઆઓને વિચારવાને તથા શિખવાને યોગ્ય ઘણી બાબતો છે.

સંસ્કૃત તથા લાટીન અને રાતના ત્રણ કલાક અંગ્રેજી સાહિત્યની આલોચના કરતા. એ પ્રકારની સાધનામાં તેઓના મદ્રાસના પ્રવાસનો સમય પૂરો થયો.

સને ૧૮૫૬ માં મધુસૂદન કલકત્તામાં પાછા આવ્યા. સ્વદેશમાં પાછા આવ્યા તો ખરા, પણ ત્યાં પોતાનું એવું કોઇ હતું નહિ કે, જે તેઓને આદરની સાથે બોલાવે. તેઓ જ્યારે મદ્રાસમાં હતા ત્યારે જ તેઓના પિતા-માતાનું મૃત્યુ થયું હતું. તેઓના પિતાનું ખિદિરપુરની અંદરનું ઘર ત્યારે બીજાના કબજામાં હતું. તેઓ પોતાની નિવાસભૂમિમાં પરગૃહવાસી થયા હતા. ગમે તેમ હોય તો પણ તેઓ કલકત્તામાં ફરી રહેવા લાગ્યા. થોડા દિવસની અંદર જ તેઓને કલકત્તાની પોલીસમાં કલાર્કનું કામ મળ્યું. એ કામ તેઓને ઘણા દિવસ કરવું પડયું નહિ. જલદી જ તેઓ દુભાષીઆના પદ ઉપર ગયા. મધુસૂદનને હવે કુલકત્તામાં નિશ્ચિત અને સ્થાયી તરીકે રહી શકાશે એમ જણાવા લાગ્યું. બીજી તરફ તેઓના જુના મિત્ર ગૌરદાસ બાબુની સહાયતાથી તેઓને કુલકત્તાના શોખીન અને કેળવાયલા મંડળની અંદર ભેળાવાનો સુજોગ મળ્યો. ત્યાં ગૌરદાસ બાબુની મારફત ઓળખાણની જ આવસ્યકતા હતી. મધુસૂદન ખરાબ ચરિત્રના હોવા છતાં પણ તેમાં બીજા ઘણા ગુણો હતા. તેઓ વિદ્વાન્, મધુરભાષી અને રસિક પુરુષ હતા. થોડા વખતની વાતચિતમાં જ લોકોનું તેમના તરફ આકર્ષણ થતું. તેથી થોડા દિવસમાં જ તેઓ સઘળાઓમાં ઓળખીતા થઈ પડ્યા અને કેળવાયલા તથા શોખીન મંડળમાં મધુસૂદનની વિદ્વત્તા વગેરેની વાત ફેલાવા માંડી. એ સમયે પ્રસિદ્ધ બેલગાછિઆર થિયેટરને માટે ઉદ્યોગ થવા લાગ્યો. બંગાલીમાં નાટકો ભજવી બતાવવાને માટે એ નાટકશાળા સ્થાપવામાં આવી હતી. પરંતુ બંગાલીમાં નાટક જ કયાં હતું કે ભજવી બતાવવામાં આવે. તેથી પ્રાચીન નાટક રત્નાવલીનું ભાષાંતર કરવામાં આવ્યું. બેલગાછિયાર થિયેટરની તજવીજ અને યોજના બહુ જ સુંદર રીતે કરવામાં આવી હતી. તે જગોએ ખેલ જોવા માટે ઘણાક યુરોપીયન ગ્રહસ્થોને નિમંત્રણ કરવામાં આવ્યું. તેને માટે રત્નાવલીના અંગ્રેજી ભાષાન્તરની જરૂર પડી. એ ભાષાન્તરનું કામ મધુસૂદને કીધું. રત્નાવલીનું અંગ્રેજી ભાષાન્તર વાંચીને સઘળા દેશી અને યુરોપીયન ગ્રહસ્થોએ તેની સારી રીતે પ્રશંસા કરી. બંગાલી ભાષાની

અંદર તે સમયે ભજવી બતાવવા જેવું નાટક કોઇ હતું જ નહીં, એમ કહે-વામાં અતિશયોક્તિ ગણાશે નહિ. એ અભાવ મધુસૂદન સારી રીતે જાણી શકયા. એ પ્રયાસનું પ્રથમ ફળ શર્મિષ્ઠા નાટક હતું. શર્મિષ્ઠાની કાપી વાંચીને રાજા પ્રતાપચંદ્રસિંહ, ઇશ્વરચંદ્રસિંહ, મહારાજા બહાદુર યતીન્દ્રમોહન ઠાકુર વગેરે તે સમયનું નવું શિક્ષિત મંડળ આશ્ચર્ય પામી ગયું. મધુસૂદને જ્યારે એ નાટક રચ્યું ત્યારે તેઓ પૂરા સાહેબ હતા. ધર્મમાં, આચાર વિચારમાં અને આહાર વિહારમાં સંપૂર્ણરૂપે વિજાતીય હતા, પરંતુ તેઓના અંતરમાં એટલી બધી જાતીયતા હશે, એ વાત તેઓના મિત્રોમાંના કોઇ પણ જાણી શકયા ન હતા. તે ઉપરાંત પ્રથમ પ્રયાસમાં જ તેઓ આવી સુન્દર રચના બંગાલીમાં કરી શકશે, એ પણ પ્રથમ કોઇએ ધાર્યું નહોતું. એથી શર્મિષ્ઠાની કાપી વાંચીને જે સઘળાઓ આશ્ચર્ય પામ્યા તેમાં નવાઇ શી હતી? નવીન સમાજ તે કાપી વાંચીને મુગ્ધ જ થઇ ગયો હતો. પરંતુ પ્રાચીન પંડિત સમાજની નજરે શર્મિષ્ઠા નાટકમાં વ્યાકરણ અને અલંકારના ઘણા દોષો હતા અને એ નાટક જ હોઇ શકે નહી એમ કહીને તેઓએ નાપસંદગી બતાવી હતી. મધુસૂદને પંડિત સમાજનો મત ગ્રહણ કીધો નહીં. તેઓ પોતાની શક્તિને માટે આસ્થાવાળા હતા. પોતાની વિચારશક્તિમાં તેઓને વિશ્વાસ હતો. તેઓએ પ્રતિકૂલ અભિપ્રાયોની ઉપેક્ષા કરીને સાહસની સાથે શર્મિષ્ઠા નાટકને ભજવવાને ઉપયોગી બનાવીને પ્રસિદ્ધ કીધું. મધુસૂદનની સાધના અને સાહસથી દેવી સરસ્વતી પ્રસન્ન થયાં અને ઉપદેશના મિશથી બંગકુલ લક્ષ્મી રાત્રિના સ્વપ્નમાં જાણે સાચે સાચું જ કહેવા લાગી;–

### માલિની.

"મુજપર અતિ તારી પુત્ર ભક્તિ નિહાળી, હરખિત થઈ તેથી શારદા પ્રેમવાળી;
ધનપતિ ધન તારે ઘેર દેખું હું ભારી, અખુટ ધન છતાં તું પારકાનો ભિખારી.
ભુવન તુજ ગણું છું શ્રેષ્ઠ આનંદકારી, તદપિ શિદ સહે છે શોકની તું બિમારી.

* * * *

## રામદુલાલ સરકારની સાધના.

જગતમાં સઘળાઓ એકજ ઉદ્દેશ્ય સાધવા માટે આવતા નથી. કર્મ એ આપણા સઘળાઓનો સાધારણ ઉદ્દેશ્ય હોવા છતાં પણ તેના પ્રકાર ભેદો ઘણા

છે. સમાજના વિભાગના ભેદથી કર્મના ભેદની વ્યવસ્થા કરવામાં આવી છે. લોકો પોતપોતાની શક્તિ અને રુચિને અનુસારે કાર્ય કરે છે. અમે રામદુલાલ સરકારના જીવનમાં એ વિષયનું એક ઉજ્વલ દૃષ્ટાંત જોઇ શકીએ છીએ. રામદુલાલે ખરેખર ભિક્ષાથી મળેલા અન્નથી બાલકપણમાં પોતાનો નિર્વાહ ચલાવ્યો હતો. ધનનો અભાવ કેવો તીવ્ર છે અને અન્નની ચિન્તા કેવી ભયંકર છે તે તેઓ વિલક્ષણ રીતે જાણતા હતા. ત્યાર પછી તેઓના પાલક મદનમોહનદત્તનું સૌભાગ્ય અને સુજનતા પણ તેઓએ જોયેલાં હતાં. ધીરે ધીરે મદનમોહનના અનુગ્રહથી તેઓના કામમાં દાખલ થઇને કલકત્તાના તે વખતના વ્યાપારની અવસ્થા જાણી. 'वाणिज्ये वसति लक्ष्मी':–'વેપારમાં લક્ષ્મી રહેલી છે, એ વાતનું યથાર્થપણું તેઓએ સારી રીતે જાણી લીધું. ભણીગણીને પંડિત થવાની તેઓની આકાંક્ષા હતી નહિ. વેપાર કરવો, ઘણું ધન મેળવવું અને કર્મો કરીને પોતાના જીવતરને સાર્થક કરવું, એ આશાનેજ તેઓ હૃદયમાં પોષણ આપતા હતા. કર્મક્ષેત્રમાં તેઓ વેપારનું ગૂઢ રહસ્ય શીખ્યા હતા. "વેપારમાં લક્ષ્મી વસે છે" એ વાકયનો ખરો અર્થ ત્યાં જ શીખ્યા હતા અને તેને જ પોતાના જીવનનો મૂળ મંત્ર કર્યો હતો. પાછલી જીંદગીમાં તે મન્ત્રમાં સિદ્ધ થઇને તેઓ તે મહાવાકયનું યથાર્થપણું સિદ્ધ કરી ગયા છે.

મુડી થોડી હોય તો પણ તેથી વેપાર કરતાં અચકાવું નહિ, કારણ કે, જો તેમાંથી વિચાર કરીને વેપાર ચલાવવામાં આવે, તો તેટલાથી પણ ધારેલો લાભ મેળવી શકાય છે; એવો રામદુલાલનો દૃઢ નિશ્ચય હતો. એ વિશ્વાસ ઉપર આધાર રાખીને તેઓ ઉપવાસ અથવા અરધી ભુખ વેઠવાના દુઃખનો સ્વીકાર કરીને પાંચ રૂપીયાના પગારમાંથી થોડે થોડે ૧૦૦ રૂપીયા એકઠા કર્યા, અને તેવડે કાકનો વેપાર કરવા લાગ્યા. આ બનાવ જો કે સાધારણ જણાય છે; પરન્તુ એદ્વારા તેઓની પ્રકૃતિની આપણને સારી ઓળખાણ મળે છે. આ જ રામદુલાલ સરકારના 'वाणिज्ये वसतिलक्ष्मी':–એ મૂળ મંત્રની સાધનાનું પ્રથમ અનુષ્ઠાન હતું.

રામદુલાલ સરકાર બાલકપણમાંથી જ અસાધારણ મહેનતુ હતા. બીલ ઉઘરાવવાનું અને બંદરના મારપ્રતિઓનું કામ લેવું અને તે હુશિઆરી તથા પ્રશંસાની

સાથે પૂર્ણ કરવું એ તેમના મહેનતુપણાનું સારું પ્રમાણ છે. સુંદર મહેલના દીવાનખાનામાં મોટા હવા નાંખતા પંખાઓની નીચે, જવાસા તથા સુગંધીવાળાથી ઢંકાયલી બારીઓવાળા ઓફીસના ભાગમાં સામાન્ય પગારથી કામ કરનારા કલાર્કો ઘણું કરીને પોતાના કામને અનહદ પરિશ્રમવાળું અને દુ:ખદાયક ગણી, ભાગ્યની નિન્દા કરીને પોતાના શેઠના કામમાં બેદરકારી રાખવામાં અચકાતા નથી; તેમ જ એક જગાએ ગુલામગીરી મૂકીને બીજી જગાએ ગુલામગીરી મેળવવાને માટે પ્રયત્ન કરે છે. પાંચ દસ રૂપીઆના પગારમાં બીલ ઉઘરાવવાનું તથા મારફતીઆનું કામ વિશ્વાસપૂર્વક તથા ફરજ સમજીને કરવામાં કેટલા પ્રમાણમાં પરિશ્રમની અને લોભને દબાવવાની જરૂર છે, એ તેઓ સહજમાં ધારી શકતા નથી. જો તેઓ તેની ધારણા કરી શકે તો તેઓની કર્તવ્યમાં નિષ્ઠા વધે અને દુર્દશામાંથી મુક્ત થવાનો સંભવ રહે. એક વખત એક માણસે કોઇ પ્રસંગોપાત મળેલા યશસ્વી, સમૃદ્ધિવાળા અને આબરુદાર સેનાધિપતિને પૂછ્યું;–"મહાશય! આપ જેવું ઐશ્વર્ય મેળવવાના અધિકારી કેવી રીતે થઇ શકાય?" તેના ઉત્તરમાં તેઓએ કહ્યું, "આ વાત ઘણી નજીવી છે. જે કરવાથી અમારું આ ઐશ્વર્ય મેળવી શકાય, તે હમણાં જ કહું છું; આપ બેસો. આપને એક સરત કરવી પડશે. તે સરત કાર્ય પ્રમાણે કરવાથી આપ અમારા આ સઘળા ઐશ્વર્યના અધિકારી થશો." તે માણસ વિસ્મય પામી ગયો. તેનાં ઉત્કંઠા અને આગ્રહ વધવા લાગ્યાં. સૈનિકપુરુષ કહેવા લાગ્યો, "તે સરત આ છે. આપ અને હું બન્ને દસબાર હાથ છેટે રહીએ અને હું આપને પંદર વાર તીક્ષ્ણ તરવારની ધારથી મારવાને પ્રયત્ન કરું અને તેથી વધારે વખત બંદૂકથી મારવાનો પ્રયત્ન કરું. જો મારા એ સઘળા હુમલાથી આપ પોતાનું રક્ષણ કરી શકો, તો મારો આ સઘળો વૈભવ તમારો જ છે." તે માણસ આ ભયંકર સરતની વાત સાંભળીને બ્હીનો અને સ્તબ્ધ થઇ ગયો અને કંપતે હોઠે તથા અસ્પષ્ટ અવાજે કહેવા લાગ્યો, "નહિ મહાશય, મારે ઐશ્વર્યની જરૂર નથી." ત્યારે તે સૈનિકપુરુષ ફરીથી કહેવા લાગ્યો, "જુઓ, મેં ઘણાં રણક્ષેત્રોમાં ફરજ સમજીને અને હુકમને તાબે થઇને એ કરતાં પણ વધારે વિપત્તિઓવાળી અવસ્થામાં કાર્ય કરેલું છે; મારા હાથ ઉપર તથા છાતી ઉપર ઘાનાં કેટલાં ચિન્હો છે તે જુઓ. કેટલી વખત હું

મૃત્યુના મોઢામાંથી પાછો ફરેલો છું, તેની સંખ્યા નથી. જીવન અને મરણુની વચ્ચે સાધના કરેલી છે અને તે સાધનામાં આવી સિદ્ધિ મેળવેલી છે."

જો મળતાપણું હોવાને લીધે નાના મોટાની સરખામણી થઇ શકતી હોય તો, વીર સૈનિક પુરુષના ભાગ્ય લાભની વાતની બંગાળી રામદુલાલના ભાગ્ય લાભની વાતની સાથે સરખામણી કરી શકાય છે. સૈનિક પુરુષની પેઠે તેઓ પણ ભાગ્ય લક્ષ્મીની કૃપા મેળવવા ચહાતાં જુવાન પુરુષોને કહી શકે કે "અરે ભાઇ ! જો વૈશાખના સખત તડકામાં નિત્ય આઠ દસ ગાઉ પગે આવજા કરી શક, જો શ્રાવણના મૂસલધારામાં, ચોરના પૂર્ણભયવાળા જંગલમાં, શિયાળ વગેરેની ભયંકર ચીચીઆરીઓ વચ્ચે ઘોર અંધારી રાત્રિમાં ઝાડતળે ધણીનો પુષ્કળ પૈસો એકલો બચાવવાને સમર્થ હો, જો ગંગાના અથાગ જળમાં પડીને પણ ધણીનો સ્વાર્થ અને પોતાનું જીવન બચાવી શકે, જો ઘણું ધન મળતાં કલંકનો ભય ન હોય, તોપણ તે ઉપરની પોતાની સત્તા નારાજ થયા વગર ત્યાગ કરી શક તો અમારા આ અતુલ ઐશ્વર્યના અધિકારી થવાને માટે તને યોગ્ય પાત્ર તરીકે સમજું." અમે પૂછીએ છીએ કે, કેટલા યુવાનો આ બાબતમાં સંમત થશે ? ઘણાએક આ વાત સાંભળીને આઘાપાછા થવા માંડશે અને માથું ખંજવાળતા ખંજવાળતા કહેશે " પ્રાણ પહેલાં, પૈસા પછી; પ્રાણ હશે તો ભિક્ષા માગીને પણ ખાશું." જેઓ આ પ્રકારે બીકણ અને કાયર હોય છે, તેઓએ કયાંય કંઇ કર્યું છે ? જેઓ બાળકપણમાં કેળવણીને માટે બેદરકાર હોય છે, તથા યુવાવસ્થામાં કર્મક્ષેત્રમાં ફરજો બજાવવામાં પછાત રહે છે તેઓની વૃદ્ધાવસ્થા વિડંબનાપૂર્ણ હોય તેમાં નવાઈ શી છે ?

રામદુલાલ સરકારના જેવા પૈસાદાર થવું હોય તો તેમના જેવી સાધના કરવી જોઇએ. તેઓ બાળક અવસ્થામાં બીજાને ઘેર પોષણ મેળવી, બહુ મુશ્કેલીથી સાધારણ રીતે લખતાં વાંચતાં શીખ્યા હતા. તેઓએ જે અવસ્થાની અંદર હતા તે અવસ્થામાં જેટલો બની શકે તેટલો વિદ્યાભ્યાસ કરીને પોતાના અક્ષર મોતીના દાણા જેવા સુંદર બનાવ્યા હતા. 'જયારે જે અવસ્થામાં હોઇએ, તે અવસ્થામાં જ જીંદગીને જોખમે સર્વથી શ્રેષ્ઠ રીતે કાર્ય કરવું' એ નીતિવાકયનું સ્મરણ કરીને જ જાણે તેઓ કાર્ય કરતા હતા. પાંચ રૂપીયાનું કામ તેઓ

સરળતા અને નિષ્ઠાપૂર્વક કરતા. દમદમા અને બરાકપુરની છાવણીના સાહેબો સાથે તેમનો કારોબાર ચાલતો હતો. એઓની પાસેથી પૈસા લાવવાને માટે કુલકત્તાથી પગે ચાલીને ઘણું કરીને એ સઘળા સ્થાનોમાં જવું આવવું થતું. વૈશાખનો તડકો, શ્રાવણની ધારા કે પોસ મહિનાની ઠંડી કોઇ પણ તેઓના કર્તવ્યની સાધનામાં અંતરાય નાંખી શકતાં નહિ. તે વખતે કુલકત્તાથી બરાકપુર જવાનો રસ્તો ઘણો જોખમ ભરેલો હતો. સાંભળવા પ્રમાણે એકવાર રામદુલાલ બીલના પૈસા લઇને આવતા હતા એવે વખતે દમદમા પાસે રસ્તામાં રાત્રિ પડી ગઈ. તેઓ ધણીના પૈસા લૂટારા અને ચોરોના હાથમાં જાય એ ભયથી રસ્તા ઉપરના કોઇના ઘરમાં આશ્રય ન લેતાં, ઝાડની નીચે દરિદ્ર મુસાફરના વેશમાં પૈસા સાચવીને રાત્રિ ગાળી. આ શું ફરજ બજાવવાની જેવી તેવી નિશાની હતી? આ પછી જ્યારે રામદુલાલ દસ રૂપીયાના પગારથી શીપ સરકાર થયા ત્યારે વહાણમાં ધણીનું કામ કરતાં બે વાર પાણીમાં ડૂબ્યા હતા. તેઓએ બન્ને વખતે તરીને પોતાનો જીવ બચાવ્યો હતો. આ સઘળા બનાવો ઉપરથી જણાય છે કે, કર્તવ્ય તત્પરતા તેઓના ચરિત્રનો મોટો ગુણ હતો. જેઓ એવા કર્તવ્યપરાયણ હોય છે, તેઓ સત્યપરાયણ અને નિર્લોભ હોય છે, એમ કહેવાની જરૂર જ નથી. રામદુલાલની સત્યનિષ્ઠા અને નિર્લોભપણું એજ સાક્ષાત્ રીતે તેમના સૌભાગ્યનાં કારણ થયાં હતાં. જે બનાવ ઉપરથી તેઓની ભાગ્યદેવતા પ્રસન્ન થઇ હતી, તે બનાવ આ પ્રમાણે છે. રામદુલાલ વિદ્વાન્ ન હતા. પુસ્તકો વગેરે વાંચીને બીજાનું જ્ઞાન તેઓ મેળવી શક્યા નહતા. તેઓનું સઘળું જ્ઞાન તેઓના ઐશ્વર્યની પેઠે પોતાની મેળે જ સંપાદન કરેલું હતું. કર્મક્ષેત્રના કઠોર પ્રસંગોમાંથી તેઓએ લોકચરિત્ર અને વ્યાપારનું શિક્ષણ મેળવ્યું હતું. તેઓ જ્યારે શીપસરકારનું કામ કરતા હતા ત્યારે દરીયાઇ વેપારના સંબંધમાં અનેક તત્ત્વો શીખ્યા હતા. વહાણોવડે કેવી રીતે માલ લાવી મોકલી શકાય, કેવા વહાણમાં કેવી વસ્તુઓ ભરી શકાય, કઇ કંપનીના વહાણમાં કઈ વસ્તુનો વેપાર થાય છે, એવા એવા તેઓ ઘણા સમાચારો જાણતા. એ પ્રકારે વહાણ સંબંધી વિશેષ જ્ઞાન હોવાને લીધે, તેઓ જળમાં ડૂબેલા વહાણની કિમ્મત વગેરેનું અનુમાન કરવામાં ઘણા હુશિયાર હતા, રામદુલાલના એ

વિષયના પારદર્શીપણાથી ભવિષ્યમાં તેઓને વિશેષ ઉપકાર થયો હતો. અમે જે વખતની વાત કહીએ છીએ તે વખતે ટાલામાં જળમાં બુડેલાં વહાણોનું લિલામ થતું. ટાલા લિલામને માટે પ્રસિદ્ધ હતું. એક વખતે મદનમોહન દત્તે રામદુલાલના હાથમાં ચૌદસો રૂપિયા આપીને ટાલામાં કોઇ વહાણ ખરીદવાને મોકલ્યા, પરન્તુ રામદુલાલ જણાવેલે વખતે ત્યાં પહોંચે એટલામાં તો તેનું લિલામ થઇ ગયું. રામદુલાલ અવશ્ય એથી ઘણા દિલગીર થયા. ગમે તેમ હો ! તેઓ તે દિવસે ત્યાં હતા, એટલામાં જ બીજા એક પાણીમાં ડુબેલા વહાણનું લિલામ નીકળ્યું. તે વહાણ સંબંધી વાત તેઓ પહેલાંથી જ જાણતા હતા. લિલામની જગાએ વહાણની કિમ્મતના હિસાબમાં માગણી ઘણી ઓછી કિમ્મતે થાય છે, એમ તેઓએ જાણ્યું અને છેવટે પોતાને જોખમે ધણીની સંમતિ વગર તે વહાણ લિલામમાંથી લીધું. રામદુલાલે વહાણ લીધા પછી થોડા જ વખતમાં એક શ્રીમન્ત અંગ્રેજ વેપારી ત્યાં આવી પહોંચ્યો. વેપારીએ જોયું કે તે મોડો આવ્યો છે. તેના આવવા પહેલાં જ વહાણનું લિમામ થઇ ગયું છે, અને એક બંગાલી વેપારીએ એ વહાણ લિલામે લીધેલું છે. સાહેબે તપાસ કરીને રામદુલાલને શોધી કાઢયા. તેઓને તેણે અનેક રીતે અનેક વાતો કહી. છેવટે રામદુલાલે એક લાખ રૂપીયાને નફે વહાણ સાહેબને વેચી નાંખ્યું. એટલે સુધી વાત બની ગઇ તેની રામદુલાલના ધણી મદનમોહન દત્તને કંઇ ખબર ન હોતી. સાહેબે જ્યારે સઘળી કિમ્મત આપી દીધી ત્યારે રામદુલાલ એ પૈસા લઇ ધણીના હાથમાં સોંપીને સઘળો વૃતાન્ત કહ્યો. મદનમોહન યોગ્ય નોકરના યોગ્ય ધણી હતા. તેઓએ નફાના પૈસા પોતે લીધા નહિ, પણ રામ-દુલાલને આપ્યા, રામદુલાલ ચહાત તો અનાયાસે એ પૈસા ધણીની અજાણમાં લઇને ધણીના પૈસા ધણીને આપી શકત; પરન્તુ રામદુલાલની પ્રકૃત્તિ જુદા જ પ્રકારની હતી. એવી અવસ્થામાં લોભને દબાવવાને માટે કેટલા મનોબળની આવશ્યકતા છે તે જાણવું જોઇએ. એ અસાધારણ ચરિત્રના બળને માટે મદનમોહનદત્તે તેમને ઇનામ આપ્યું હતું. ધણીએ આપેલા એ ઇનામના પૈસા તેઓના સૌભાગ્યરૂપી મહેલનું પ્રથમ પગથીયું હતું. જે બાળક ઉપવાસી અથવા અરધા ભુખ્યા રહેવાનો કલેશ સહન કરી, સો રૂપિયા એકઠા કરીને ' वाणिज्ये

वसति लक्ष्मीः ' એ મન્ત્રની સાધનામાં પ્રવૃત્ત થયો હતો, તે આજ યુવાવસ્થામાં ભગવત્કૃપાથી એક લાખ રૂપીયા પાથરી વ્યાપારનો પ્રસાર કરીને પોતાને કૃતાર્થ સમજવા લાગ્યો. આ પછી તેઓનો વેપાર ઘણા દેશોમાં ફેલાયો હતો. બંદરે બંદરે તેઓનાં વહાણો જતાં. એ સારા સમયમાં પણ તેઓ એક દિવસ પણ મહેનત કર્યા વગર રહ્યા ન હતા. દેશ અને બ્રાહ્મણ ઉપર તેમની ભક્તિ ઓછી થઇ નહતી. સત્ય અને કર્તવ્યનો માર્ગ તેઓએ છોડયો ન હતો. એવી રીતે અસાધારણ રીતે સાધના કરીને રામદુલાલે ભાગ્યદેવીને પ્રસન્ન કરીને સિદ્ધિ મેળવી હતી. સાધના વગર સિદ્ધિ કયાંથી ?

## સર જમસેદજી જીજીભાઇની સાધના.

અમારા દેશમાં ઘણાએક મનમાં સમજે છે કે, થોડી મુડી લઇ, માલ ખરીદ ખરી, દુકાન ગોઠવીને બેસવાથી વેપાર થાય છે; અને વેપાર ધંધો કરવાથી જ લાભ થાય છે. એવી રીતે ધારણા બાંધી અને કેવળ પાટી ગણિતની સહાયતાથી આંકડા ગણીને વેપાર ધંધામાં પડી આબરુદાર વેપારીઓનાં સંતાનો નુકશાનીમાં આવી પડે છે; અને તેઓ જ છેવટે કહે છે કે, ધંધો કરવો એ આબરુદાર માણસોનું કામ નથી; ગંધીઆણાવાળાને અથવા મોદીઓને જ એ પોસાય, એમ કહીને તેઓ તિરસ્કાર બતાવે છે. એ સઘળા નુકશાનીમાં આવેલા લોકોની આરંભથી કાર્યપદ્ધતિ તપાસીને અમે જોઇ શકીએ છીએ કે, તેઓના એ તિરસ્કારસૂચક મતની કંઈ પણ કિમ્મત નથી. કારણ કે, આબરુદાર માણસ થવાને માટે તેઓને નુકશાન ખમવું પડયું નથી, પરન્તુ વેપારી શિક્ષણ અને જ્ઞાનના અભાવથી જ તેઓને નુકશાન થયેલું છે. સાહિત્ય, શિલ્પ અને શાસ્ત્ર જેમ કેળવણી ઉપર આધાર રાખે છે, તેમ વેપાર ધંધો પણ તેવી કેળવણીની અપેક્ષા રાખે છે, એ વાતનો વિચાર ઘણાખરા ભુલી જાય છે. એનું મુખ્ય કારણ એ છે કે, અમારા દેશમાં સાહિત્ય, શિલ્પ અને શાસ્ત્ર શિખવાને માટે જેવી વિદ્યાલયોની વ્યવસ્થા છે તેવી વેપારીશિક્ષણને માટે વ્યવસ્થા નથી. વેપારનું વળી શિક્ષણ મેળવવું જોઇએ, એવું ઘણાએકની કલ્પનામાં પણ આવતું નથી. વેપારના શિક્ષણને માટે કોઇ પણ વિદ્યાલય નથી તેથી લોકો વેપાર શીખતા જ નથી એમેય નથી. પગાર આપી વિદ્યાર્થી

થઇને વેપારી શાળાઓમાં અભ્યાસ કરવાનો રીવાજ યુરોપ અને અમેરિકામાં પણ આધુનિક છે. દુકાન એ વેપારી કેળવણીની શાળા છે; અને વેપારનું બજાર એ વેપારની ચીજો ઓળખવાનું મોટું સ્થાનક છે. ધનવાન વેપારીઓના પુત્રો સાધારણ રીતે લખતાં વાંચતાં શીખીને જ પોતપોતાના બાપની દુકાને બેસીને વેપારનું શિક્ષણ મેળવે છે, ગરીબ લોકોના છોકરાઓમાંથી ઘણાએક આજીવિકાને માટે એ સઘળી દુકાનોમાં સાધારણ પગારે નોકરી લઇને ઉદરનિર્વાહ અને વેપારનું શિક્ષણ બન્ને મેળવે છે. તેથી માલમ પડે છે કે, વિદ્યાલયની પેઠે વેપારને માટે નિશાળો નથી, તેથી વેપારી શિક્ષણની જરૂર નથી, એમ સમજવું ભુલ ભરેલું છે. યુરોપમાં હુન્નર અને વેપારની શાળાઓ હોવા છતાં પણ ઉમેદવારીનો કાયદો છે. એ કાયદા પ્રમાણે ઘણાએક દુકાનદારો બાલકોને ફક્ત ખાવાપહેરવાનું આપીને ઉમેદવારો રાખે છે. એ સઘળા ઉમેદવારો જરૂર પ્રમાણે દુકાનદારને સઘળા કામમાં મદદ કરતા રહે છે. આ કામ નહિ કરું, પેલું નહિ કરું, એમ કહી અભિમાન કરીને ત્યાં બેસી શકતા નથી. કામમાં હુશિયાર થાય ત્યારે કેટલોક વખત થોડે પગારે ત્યાં નોકરી કરીને તેઓ રજા લે છે. ગરીબ બાળકોના પક્ષમાં એ હિતકારક છે.

આપણા દેશમાં ઉમેદવારીનો કાયદો વકીલોની ઑફીસોમાં જોવામાં આવે છે, પરન્તુ તે સાધારણ રીતે જોવો જોઇએ તેવો ચાલતો નથી. એ કાયદો નથી ચાલતો તોપણ ઉમેદવારીનો રીવાજ ચાલે છે. આપણા દેશમાં મધ્યમ પંક્તિના લોકો અને ખાસ કરીને શ્રીમન્ત લોકો ખોટા અભિમાનને લીધે પોતપોતાનાં સન્તાનોને ઉમેદવારી કરવા દેતા નથી. જે યુવાનોની ધંધામાં તીક્ષ્ણ બુદ્ધિ હોય અને તેની અંદર ચંચળતા હોય, તેઓને વેપારધંધામાં ઉમેદવારી કરવા દેવી જોઇએ. તેથી સારું પરિણામ જ આવે છે. પ્રસિદ્ધ પારસી ગ્રહસ્થ સર જમસેદજી જીજીભાઇનું જીવન આનું એક ઉત્તમ દૃષ્ટાન્ત છે.

જમસેદજી જીજીભાઇ બાળપણમાં જ માબાપ વગરના થયા હતા. તેઓનાં માબાપની હૈયાતીમાં જ ફરામજી નશરવાનજી નામના એક વેપારીની છોકરી સાથે જમસેદજીનો વિવાહ સંબંધ થયો હતો. બીજો કોઇ નજીકનો સંબંધી ન હોવાને લીધે તેઓ સસરાના આશ્રય નીચે રહેવા લાગ્યા. સસરાના આશ્રય નીચે

તેઓને ભણવાગણવાની જોઇએ તેટલી સગવડ મળી નહિ. તેઓ ગુજરાતી ભાષા લખી વાંચી શકતા અને થોડુંઘણું અંગ્રેજી પણ જાણતા હતા. ભણવાગણવાને જે સાધનાની જરૂર હતી, તે સમય અને સાધનાની સહાયતાવડે જમસેદજી સસરાની દુકાને ઉમેદવાર થઇને વેપાર શીખવા લાગ્યા. વેપાર સંબંધી ઘણાંક તત્ત્વો તથા રહસ્યો સસરાના હાથ નીચે જ તેઓ શીખ્યા હતા; પરન્તુ જમસેદજીને સસરાના હાથ નીચે ઘણા દિવસ રહેવું પડયું નહિ. ઈ. સ. ૧૭૯૯ માં સોળ વરસની ઉમ્મરે જમસેદજી એક પારસી વેપારીના હાથ નીચે કલાર્કનું કામ લઇને ચીન દેશમાં ગયા. જમસેદજી જતી વખતે પોતાની સાથે પોતાના સર્વસ્વરૂપી ૧૨૦ રૂપીયા સાથે લઈ ગયા. સસરાની મદદથી ખાવાપહેરવાનું ચાલ્યું જતું હતું અને તેઓ તરફથી મળતા સામાન્ય પગારમાંથી તેઓએ આ પૈસા એકઠા કર્યા હતા. આ ઉપરથી તેઓના જીવનની તે વખતની પૈસા સંબંધી સ્થિતિ સારી રીતે જણાય છે. તેઓનું જીવનચરિત્ર જોતાં સારી રીતે જણાય છે કે, તેઓ કદીપણ કેળવણીનો સારો યોગ જવા દેતા નહિ. ચીન દેશમાં રહેતી વખતે તેઓ શેઠનું કામ પરિશ્રમ અને યત્નની સાથે કરીને જે અવસર મેળવતા તેમાં ત્યાંના વેપારની અવસ્થા ધ્યાન દઇને તપાસતા. ભારતવર્ષમાં ઉત્પન્ન થતા કયા માલનો ચીનમાં વધારે ખપ છે અને તે કેટલે નફે ત્યાં વેચી શકાય તેની ખબર મેળવવા લાગ્યા. બજારના સઘળા પ્રકારના માલની કિમ્મતનો વધારો ઘટારો કેવી અવસ્થામાં અને કેવી રીતે થાય છે, તે વિશેષ ધ્યાન આપી શીખવા લાગ્યા. તે પ્રદેશના લોકોની રીતભાત પણ સાથે સાથે જાણવા લાગ્યા. ફત્તેહમંદ વેપારી થવાને માટે જેમ માલના દોષગુણ જાણવાની જરૂર છે, તેમ જ બજારની અવસ્થા અને લેનારાની રીતભાત પણ અવશ્ય જાણવાની જરૂર છે. જમશેદજીએ મુંબઇમાં સસરાની દુકાને એ વિષયમાં જે સામાન્ય જ્ઞાન મેળવ્યું હતું, તે વધવા લાગ્યું. ચીનમાં વેપારની સગવડ જોઇને તેઓ ત્યાં વેપાર કરવાને ઉત્સુક થયા. મનમાં ને મનમાં સંકલ્પ દૃઢ કરવા લાગ્યા અને તેને માટે સાધના કરવા લાગ્યા. એટલી નાની અવસ્થામાં તેઓ વાલી વગરના થઇને વિદેશમાં હતા, અને પોતાના સામર્થ્યથી પૈસો પેદા કરતા હતા. પરદેશમાં જ્ઞાતિ અથવા સંબંધીઓની નજરની બહાર કેટલાએક શું કરે છે?—તેઓ

મોજશોખ ઉડાવે છે અને પોતાના ચરિત્ર ઉપર પાણી ફેરવીને ઇન્દ્રિયસુખો ભોગવે **છે. પરદેશમાં હાથમાં** પૈસા આવતાં ઘણાક યુવાનો એ પ્રમાણે કરે છે, પરન્તુ **જમસેદજી** એક દિવસ પણ આડે માર્ગે ગયા નહતા. તેઓ જાણતા હતા કે, ચરિત્ર અને આરોગ્ય, એ જ ગરીબનાં મોટાં મદદગાર છે; માટે તેઓ તેમની યત્નથી રક્ષા કરતા. ધણીનું કામ મહેનત અને યત્નથી કરવાને લીધે તથા તેઓનાં ચરિત્ર અને પરદેશી વેપારના જ્ઞાનને લીધે તેઓ થોડા દિવસની અંદર ધણીને પ્રિય અને વિશ્વાસપાત્ર થઇ પડયા. કેટલાક દિવસ પછી તેઓનો સઘળો માલ વેચાઇ ગયો. તેઓ પોતાના દેશમાં પાછા ફર્યા. **જમસેદજીના** શેઠની પાસેથી તેઓની કોમના લોકોએ **જમસેદજીની** કર્તવ્યનિષ્ઠા, વેપારનું જ્ઞાન અને સચ્ચરિત્રની વાત સાંભળી. પોતાના દેશમાં આવ્યા પછી **જમસેદજી ચીન**માં પોતાની મેળે વેપાર કરવાની આશાથી મુડી એકઠી કરવા માટે પ્રયાસ કરવા લાગ્યા. પરદેશનો વેપાર સો બસ્સો રૂપીયા અથવા બેચાર હજાર રૂપીયામાં થતો નથી. માલ ખરીદ કરી તથા વહાણ ભાડે કરીને પરદેશ જવામાં ઘણા પૈસાની જરૂર પડે છે, પરન્તુ તેઓ બહુ ગરીબ હતા. કેટલાક વખત પહેલાં તેઓના પહેલીવાર **ચીન** જવાને વખતે તેઓની પૈસા સંબંધી હાલત કેવી હતી, તે ઘણાએક જણા જાણતા હતા. **ચીન**માં કલાર્કનું કામ કરવા માટે જઇને વેપાર ધંધામાં સારું જ્ઞાન મેળવી આવ્યા હતા એ ખરું હતું, પણ પગારમાંથી બચાવેલા થોડાક પૈસા સિવાય બીજું કંઇ વધારે લાવી શકયા નહતા; તે પણ તેઓનાં પરિચિત સગાંસંબંધી જાણતાં હતાં.

એવી હાલતમાં પરદેશી વેપારરૂપી મોટા કામને માટે પ્રયાસ કરવો, એ પણ ઘણાએક તેઓને માટે ઘેલાઇનું અથવા ધૃષ્ટતાનું કામ સમજતા હતા. ગોદડીપર સુઇને લાખ રૂપીઆની વાત કરવી, એ ઘણાએકને અસંભવિત લાગતું. પરન્તુ **જમસેદજીએ** એવા વિચારો મનમાં આણ્યા નહિ. તેઓ એકાગ્ર ચિત્તથી મુડી એકઠી કરવાને માટે પ્રયત્ન કરવા લાગ્યા. ભગવાનની કૃપાથી અને તેઓના ગુણને લીધે **જમસેદજીની** મહેનત સફળ થઇ. તેઓ પાંત્રીશ હજાર રૂપીઆ ઉધાર મેળવી શકયા. **જમસેદજીનો** પ્રયાસ પ્રશંસા યોગ્ય હતો, એમાં સંદેહ નથી. પરન્તુ જે ઉધાર આપનારે

એવા નિર્ધન છતાં સદિચ્છાવાળા, કુશળ અને ઉદ્યોગી પુરુષને તેના ચરિત્રના માનની ખાતર, એટલા બધા પૈસા ધીર્યા, તેઓ પણ ઓછી પ્રશંસાને પાત્ર નથી. જે દેશમાં અને જે કોમમાં એવા ગુણગ્રાહી પુરુષો હોય, તે દેશ અને તે કોમને ધન્ય છે! જે ઉધાર આપનાર જમસેદજીનાં ચરિત્ર, જ્ઞાન અને શ્રમશીલપણાના ભરોસા ઉપર એટલા રૂપીયા ઉધાર આપવાને માટે સાહસિક થયો હતો, તે વ્યાજ ખાનાર મહાજન (ધીરધાર કરનાર) હોય, તો પણ તેને મહાજન (મહાન્ પુરુષ) જ સમજવો જોઇએ. જમસેદજીએ મુદતસર એ સઘળું કરજ વ્યાજ સહિત પાઇએ પાઇ ચુકવી દીધું હતું.

જમસેદજીએ સઘળી મળીને પાંચ વખત ચીનની મુસાફરી કરી હતી. ચોથી મુસાફરીમાં મુંબઇ પાછા ફરતી વખતે તેઓ મોટી આફતમાં આવી પડ્યા. એ વખતે ૧૯ મી સદીની શરુઆતમાં અંગ્રેજો અને ફ્રેન્ચો વચ્ચે લડાઇ ચાલતી હતી. જમસેદજી જે વહાણમાં હતા તે જ્યારે સીલોન પાસે આવ્યું ત્યારે તે ફ્રેન્ચોના હાથમાં પકડાઇ ગયું. જમસેદજીનો ઘણો પૈસો અને માલ તેની અંદર હતો. જમસેદજી અને બીજા મુસાફરોએ ફ્રાન્સના નૌકા સેનાપતિને ઘણા નમ્રભાવથી કિનારે ઉતારવા માટે વિનન્તિ કરી, પરન્તુ તેઓની તે વિનંતિ પૂર્ણ થઇ નહિ. જમસેદજી તે વહાણમાં કેદી થઇને ફ્રેન્ચોની સાથે કેપ ઓફ ગુડ હોપ સુધી ગયા. રસ્તામાં સઘળું દુઃખ ભોગવવું પડયું હતું. કેદીને વળી સુખ કયાંથી? ગમે તેમ હોય, તોપણ ત્યાં ગયા પછી પણ તેઓ આફતમાંથી મુક્ત થયા નહતા. ફ્રેન્ચ કમાનને શક હતો કે અંગ્રેજ, પારસી અને મુસલમાન મુસાફરો તેઓને મારવા માટે પ્રપંચ કરે છે. એ સંદેહ ઉપરથી તેણે તેમને કેદ કર્યા હતા, અને અસહ્ય દુઃખ દીધાં હતાં. એ વખતે તેમના દુઃખનો પાર રહ્યો નહતો.

આખા દિવસ રાતમાં જમસેદજીને પાશેર ચોખા અને એક બીસકીટ ખાવાને મળતાં. ગમે તેમ હો! તેઓ ઘણી મુસીબતે માત્ર પહેરવાનું વસ્ત્ર લઇને કલકત્તામાં પાછા આવ્યા. શારીરિક અને માનસિક દુઃખ ઉપરાન્ત તે વખતે જમસેદજીને તે મુસાફરીમાં સારી રીતે પૈસાની હાનિ થઈ હતી, પરન્તુ તેથી તેઓનો ઉત્સાહ ભગ્ન થયો નહિ. તેઓનું જીવનચરિત્ર વાંચતાં જણાય છે કે, એ પછી પણ તેઓએ એકવાર વધારે ચીનની મુસાફરી કરી હતી અને છેવટે

ઈ૦ સ૦ ૧૮૦૭ માં તેઓ મુંબઇ શહેરમાં સ્થાયી રીતે કારોબાર ચલાવવા લાગ્યા. થોડા દિવસની અંદર જ જમસેદજીની કીર્તિ ચારે તરફ ફેલાવા લાગી. તેઓ ચાહતે તો એકલા કારોબાર ચલાવી શકતે, પરન્તુ તેઓ તેમ ન કરતાં પોતાનો કારોબાર મોટીમોટી અંગ્રેજ કંપનીઓની બરાબર કરવાના વિચારથી કંપનીઓ ઉઘાડીને ચલાવવા લાગ્યા. બીજા કેટલાક ભાગીઆઓ હતા ખરા, પરન્તુ તેઓ પોતે કારોબારની પ્રત્યેક બાબત છૂટી છૂટી કરી તપાસતા; એ માટે તેઓ કદી પણ આળસ કરતા નહિ. કારણ કે, કહેવત છે કે, "ધણીને સૂઝે ઢાંકણીમાં પણ પાડોશીને અરીસામાં પણ ન સૂઝે." એ કહેવતનું ખરેખરું રહસ્ય જમસેદજી યથાર્થ રીતે સમજતા હતા. મુંબઇમાં સ્થાયી થઇને રહ્યા પછી થોડા વરસની અંદર જ તેઓએ ઘણું દ્રવ્ય મેળવ્યું. ઈ૦ સ૦ ૧૮૨૨ માં તેઓએ બે કરોડ રૂપીયા એકઠા કર્યા. જમસેદજી હવે લક્ષ્મીના માનીતા પુત્ર થયા. તેઓના વેપારમાં તો લક્ષ્મી વસતી હતી, પરન્તુ હવે ચંચળ લક્ષ્મી તેઓના ઘરમાં અચળ થઇને રહેવા લાગી. શ્રીમન્ત વેપારીની વાત હમણાં પણ કેટલાએક લોકો આગ્રહ અને ભક્તિની સાથે સાંભળે છે. ઘણાએક લોકોનો વિશ્વાસ છે કે, લક્ષ્મીના ભક્ત એવા શ્રીમન્તોની સાધનાની વાત સાંભળવાથી લક્ષ્મીની કૃપાનો લાભ થાય છે. જો તેમ હોય તો આશા રાખીએ છીએ કે, જમસેદજીએ લક્ષ્મીની પ્રીતિ મેળવવાને પોતાના જીવનમાં જે મોટી સાધના કરી હતી તે પુણ્યપ્રસંગનું સ્મરણ કરીને દરિદ્ર હીંદનો યુવાનવર્ગ વેપારધંધામાં પ્રવૃત્ત થવાને ઉત્સાહી થશે અને તેમાં ફતેહ મેળવશે.

એક પછી એક એમ રાજા રામમોહનરાય, મહારાજા રામવર્મા, સર માધવરાવ, સર સાલારજંગ, ઇશ્વિરચન્દ્ર વિદ્યાસાગર, સર સૈયદ આહમદ, તારાનાથ તર્કવાચસ્પતિ, સર મધુસ્વામી આર્ય, શ્યામાચરણ સરકાર, અક્ષયકુમાર દત્ત, મધુસૂદન દત્ત, રામદુલાલ સરકાર અને સર જમસેદજી જીજીભાઈ એઓની સાધનાના પુણ્ય પ્રસંગનું વર્ણન કરવામાં આવ્યું છે. કર્મક્ષેત્રની અંદર સાધનભૂમિમાં સાધકો એઓની પુણ્ય કથાનું સ્મરણ કરીને આશાયુક્ત થશે. એઓના સાધનના મૂળમાં દૃઢતા જોવામાં આવે છે, અને એઓના સંકલ્પની અંદર તેઓની ઇચ્છાશક્તિની પ્રબળતા જોવામાં આવે છે. અહીં તેઓની સાધનાના

પુણ્ય પ્રસંગની છેવટમાં એકવાર તેઓના કાર્યકલાપની ફરીવાર આલોચના કરીએ; જોઇએ કે તેમાંથી આપણને શું શીખવાનું મળે છે. મહાપુરુષોના ચરિત્રની આલોચના કરતાં, આપણે કેટલાએક ગુણો જોઇ શકીએ છીએ. વિશ્વાસ, આશા, સાહસ અને નિશ્ચય બુદ્ધિનાં ચિન્હો અમે તેઓનાં સર્વ કાર્યોમાં જોઇ શકીએ છીએ. ભગવાનની કૃપા ઉપર, પોતાની શક્તિ ઉપર અને કર્તવ્યના યોગ્યપણા તથા ઉપકારીપણા ઉપર તેઓનો દૃઢ વિશ્વાસ જોવામાં આવે છે. આશામાં તેઓ ભગવાન તરફથી અભય અને આશ્વાસનની વાણીનું શ્રવણ કરે છે. મહાપુરુષો વીરપુરુષ હોય છે. તાપ વગરનો અગ્નિ જેમ નકામો છે, તેમ સાહસ વગરનો મહાપુરુષ શબ્દ પણ નિરર્થક છે. સાહસની સહાયતાથી મહાપુરુષો સઘળા ભયને ઓળંગી જાય છે, તથા સઘળાં વિઘ્નો અને વિપત્તિઓની સામા થઇ શકે છે; અને નિશ્ચયબુદ્ધિની સહાયતાથી જીંદગીને જોખમે પણ સાધનામાં તત્પર રહે છે. મહાપુરુષો ઉત્તમગુણસંપન્ન હોય છે, તેઓના ગુણથી મુગ્ધ થઇ કવિએ યથાર્થ રીતે કહ્યું છે;–

"विघ्नैः पुनःपुनरपि प्रतिहन्यमाना, आरब्धमुत्तमगुणाः सततं वहन्ति॥"

વારંવાર વિઘ્નો નડવા છતાં, ઉત્તમ ગુણવાળા પુરુષો આરંભેલું કામ નિરન્તર કર્યા કરે છે. મહાપુરુષો દાયભાગ (વારસા વગેરેનું પુસ્તક), મિતાક્ષરા અથવા બીજા કોઇ પણ વ્યવહાર વિધિથી જુદા એવા વારસપણાપર વિશ્વાસ રાખે છે. લોકો સ્ત્રીમાં જન્મ ગ્રહણ કરીને પોતે જ જેમ પુત્રરૂપે પ્રગટ થાય છે, તે પ્રમાણે મહાપુરુષો પ્રકૃતિના ગર્ભમાં દેહ બદલાવીને ફરીવાર જન્મ ધારણ કરે છે, એટલા માટે જ અજર, અમર થઇને સર્વ શુભ કર્મોનો વિચાર અને અનુષ્ઠાન કરે છે. મહાપુરુષોનાં જે લક્ષણો કહેવામાં આવ્યાં છે, તે સઘળાં લક્ષણો બારીકીથી તપાસતાં અમારા આ પુસ્તકની અંદર વર્ણવેલા મહાપુરુષોના ચરિત્રમાં એ સઘળા ગુણો જોઇએ છીએ. તેઓની સાધનામાં એ સઘળા ગુણો અને ભાવોનું પ્રબળપણું જોઇ શકીએ છીએ. આપણે પણ તેઓના ઉજ્જ્વલ આદર્શથી ઉત્સાહવાળા થઇ, કર્મક્ષેત્રની અંદર આશા સહિત સાધનામાં તત્પર થઇ શકશું, તથા તેઓની પેઠે "મન્ત્રનું સાધન અથવા દેહપાત અથવા દેહપાત કે મન્ત્રનું સાધન" એ મહાવાક્ય બોલતાં શીખશું.

# પ્રકરણ ૪ થું.



## સિદ્ધિ.

સાધના પુરુષાર્થ ઉપર આધાર રાખે છે, પરન્તુ સિદ્ધિ દૈવને આધીન છે. ભગવાનનું નામ સિદ્ધિદાતા એવું છે,–ખરેખર ભગવાન જ સિદ્ધિ આપે છે. અને તેટલા માટે જ સાધકો સિદ્ધિને દૈવાધીન તરીકે જ માને છે; કર્મમાં જ માણસનો અધિકાર છે, પરન્તુ કર્મના ફળમાં તેનો અધિકાર નથી. કોઇ પણ કામમાં ફતેહ મેળવવી, એ મનુષ્યને આધીન નથી. મનુષ્યે કર્તવ્ય સમજીને કામ કરવું જોઇએ. માણસે કર્તવ્યની પ્રેરણા પ્રમાણે સાધના કરવી. સિદ્ધિ અસિદ્ધિ જય કે પરાજય એ સંબંધી ચિન્તા કરવી, એ તેને યોગ્ય નથી. એ જ શાસ્ત્રનો ઉપદેશ છે. ધર્મક્ષેત્રમાં અથવા કર્મક્ષેત્રમાં સર્વત્ર ખરા સાધકોને એવી રીતે સાધના કરતા આપણે જોઇએ છીએ. તેઓ જેમ સિદ્ધિને દૈવાધીન છે એમ માને છે, તે પ્રમાણે જ ખરી સાધના કદી પણ વ્યર્થ જતી નથી એમ પણ તેઓ માને છે. આ તેઓનો અંધ વિશ્વાસ નથી, કારણ કે "Heaven helps those who help themselves" "જેઓ જાતે મહેનત કરે છે, તેમને ઇશ્વર સહાય કરે છે." તેઓનો એવો પણ વિશ્વાસ છે કે, ઇશ્વર ભક્તને આધીન છે. ખરો સાધક અને ભક્ત એ બેઉનો અર્થ એક જ છે. તેથી જ જોઇએ છીએ કે, સિદ્ધિ દૈવાધીન છે એવા વિશ્વાસને લીધે ધર્મવીર અથવા કર્મવીર પુરુષોની સાધનામાં કંઇ પણ વિઘ્ન આવતું નથી; એટલું જ નહિ પણ મહાપુરુષો સઘળાં કામમાં દેશ, કાળ અને પાત્રની વાતનો વિચાર રાખે છે; અને તેથી જ પોતાની જીંદગીમાં સાધનાની સિદ્ધિ ન થાય તો તેને માટે નિરાશ અથવા ભગ્નહૃદય થતા નથી. જીવન અને કાળ એ અનન્ત છે, એવો તેમનો દૃઢ વિશ્વાસ છે. જગત્ અને જીવની અનન્ત ઉન્નતિને માટે તેઓ ઇશ્વરની આકાશવાણીનું શ્રવણ કરે છે. આ વિશાળ વિશ્વરૂપી રાજ્યમાં વારસપણામાં તેઓનો આશ્ચર્યકારક વિશ્વાસ છે. સંસારી અને વિષયી લોકો પુત્ર પૌત્રો વગેરેને માટે ધન દોલત રાખી જાય છે; મહા પુરુષો પણ તે પ્રમાણે

જગતમાં ભવિષ્યમાં ઉત્પન્ન થનારી પ્રજાને માટે સાધના કરે છે. પોતાની જીંદગીના વખતમાં સંકલ્પનું બીજ સાધનાની સહાયતાથી ઉગી ન નીકળે તોપણ તેઓ બીજની શક્તિમાં સંદેહ રાખતા નથી. સમય આવતાં તેઓએ વાવેલું બીજ ઉગી નીકળશે, પછી પત્રપુષ્પથી સુશોભિત થશે અને યોગ્ય વખતે ફળ આપશે, એવું તેઓ આશાની નજરે જુએ છે, અને નજરે જોયેલાની પેઠે સત્ય માને છે. ધર્મક્ષેત્ર અથવા કર્મક્ષેત્રમાં ઉચ્ચ પંક્તિના સાધકો સિદ્ધિના સંબંધમાં એવો જ વિચાર ધરાવે છે.

• ધર્મક્ષેત્રમાં ધર્મ પ્રવર્તાવનારાઓ અને કર્મક્ષેત્રમાં સાહિત્ય, શિલ્પ અને શાસ્ત્ર જાણનારા પંડિતોને ઉચ્ચપંક્તિના સાધકો કહેવામાં આવે છે. ધર્મ પ્રવર્તાવનારાઓનું જીવનચરિત્ર વાંચતાં જણાય છે કે, તેઓએ પોતાની હૈયાતીમાં સાધનાની થોડેક અંશે માત્ર સિદ્ધિ જોએલી છે. તેઓના મરણ પછી લાંબે વખતે તેઓએ પ્રવર્તાવેલો ધર્મ સાધારણ લોકોએ ગ્રહણ કર્યો છે. બુદ્ધદેવ પોતાની હૈયાતીમાં પોતે પ્રવર્તાવેલા ધર્મનો ઘણો પ્રચાર જોઇ શકયા ન હતા, પરન્તુ તેઓના મૃત્યુને ઘણો વખત થયા પછી પ્રિયદર્શન અશોકના સામ્રાજ્યને વખતે બૌદ્ધધર્મ ભરતખંડનો મુખ્ય ધર્મ થઇ પડયો હતો. ખ્રિસ્તિધર્મના સંબંધમાં પણ એમ જ કહી શકાય. મહાત્મા ઈસુએ જ્યારે ક્રોસના લાકડા ઉપર પ્રાણ ત્યાગ કર્યો ત્યારે તેઓના કેટલા શિષ્ય હતા? પોતાના શરીરનું લોહી રેડીને જે ધર્મનું બીજ જગતમાં વાવ્યું હતું, તે તેઓના મૃત્યુ પછી ઘણેક વખતે ઉગી નીકળ્યું હતું. હમણાં તે અંકુર એક મોટા વૃક્ષના રૂપમાં બદલાઇને સેંકડો સ્ત્રીપુરુષોને શાન્તિ આપે છે. મહમ્મદે પણ પોતાની જીંદગીમાં અનેક જુલમો સહન કર્યાં હતા. નાનક અને શ્રીચૈતન્યને પણ તેઓની સાધનામાં અનેક વિઘ્નો નડ્યાં હતાં. જેઓએ એ સઘળા મહાપુરુષોને તેમની હૈયાતીમાં દુઃખ દીધું હતું, તેમની સાધનામાં વિઘ્નો ઉત્પન્ન કર્યાં હતા, તેમના કાર્યની સફળતામાં સંદેહ રાખ્યો હતો અને સખત ટીકાઓ કરી હતી, તેઓ કેટલા સાંકડા વિચારના હતા, એ હમણાં આપણે જાણી શકીએ છીએ; પરન્તુ મહાપુરુષોએ ત્યારે જ તેઓને સાંકડા વિચારના ગણ્યા હતા અને તેટલા જ માટે પોતાની સાધનામાં મંદ પડયા નહતા.

હમણાં અમે કાર્ય ઉપરથી તેઓના વિશ્વાસની સફળતા જોઇએ છીએ. ધર્મ-ક્ષેત્રમાં ધર્મવીરોના સંબંધમાં અતિ સંક્ષેપમાં જે લખવામાં આવ્યું છે, તે ઉપરથી આપણે સારી રીતે જાણી શકશું કે, તેઓ સિદ્ધિના સંબંધમાં કેવા વિચારો ધરાવતા હતા. કર્મક્ષેત્રમાં શિલ્પ અને શાસ્ત્ર જાણનારાઓની કથાનો વિચાર કરતાં માલમ પડે છે કે, તેઓ પોતપોતાની હૈયાતીમાં સાધનાની સિદ્ધિ મેળવવાને માટે અધીરા રહેતા નહિ. હાલના જમાનાની શિલ્પ અને શાસ્ત્રની અનેક ગુંચવાડાવાળી બાબતોને છોડીને અમે વિદ્યુત્ અને બાષ્પની વાતનું ઉદાહરણ આ પ્રસંગે આપીએ છીએ.

શિલ્પ અને શાસ્ત્રનો પ્રસાર કરવો, એ જેઓના જીવનનો મુખ્ય ઉદ્દેશ છે, તેઓ પોતાની હૈયાતીમાં સંપૂર્ણ રીતે સિદ્ધિ મેળવી ગયા છે એમ નથી. કોઇ કોઇ જગાએ કોઇ કોઇ કંઇક નવી શોધ કરી ગયા છે ખરા, પરન્તુ તેઓએ કરેલી શોધ તેઓના મૃત્યુ પછી ઘણે કાળે સંપૂર્ણ થયેલી છે; અથવા સંપૂર્ણ થઇ છે એમ કહી જ કેમ શકાય. કારણ કે, તે શાસ્ત્રીય શોધો ક્રમે ક્રમે વિકાસ પામનારી છે. વિદ્યુત્ શાસ્ત્ર સંબંધી જે તત્ત્વો મહાત્મા ફ્રાન્કિલન્ જાણી શકયા હતા, તેટલાને તેઓના જીવનની સાધના કહીએ તો અમે ભ્રમમાં પડીએ. એવી વાત કહેવાથી શાસ્ત્રીય શોધોની ગતિના પ્રસારને રોકવા જેવું થાય. ફ્રાન્કિલને જ્યારે વિદ્યુત્ સંબંધી કેટલાંએક તત્ત્વો પ્રસિદ્ધ કર્યાં હતાં, ત્યારે તેઓ એમ પણ માનતા હતા કે, વિદ્યુત્ સંબંધી બીજાં કેટલાંએક તત્ત્વો પ્રકૃતિના ભંડારમાં છુપાયલાં છે. તેઓની જીંદગી પૂરી થયા પછી પણ તેઓએ આરંભેલી સાધનાનો છેડો આવશે નહિ, એટલું જ નહિ પણ પોતાના શિષ્ય પ્રશિષ્યો પોતાના આસન ઉપર બેસીને તે સાધનામાં તત્પર રહેશે અને ક્રમે ક્રમે કઠોર સાધનાવડે એકેકું તત્ત્વ પ્રકૃતિ પાસેથી મેળવશે અને તેથી જગતનું અનન્ત કલ્યાણ થશે એમ પણ તેઓ માનતા હતા, તેથી એવે સ્થળે ફ્રાન્કિલને જે, કેટલાંએક તત્ત્વો પ્રસિદ્ધિમાં આણ્યાં હતાં, તે તેઓની સાધનાની થોડક અંશે સિદ્ધિ હતી, એમ કહી શકાય. તેઓના શિષ્ય પ્રશિષ્યો—ગાલ્વેનો, ગૉસ્, વેબર, સ્ટૅન્હીલ્, વ્હીસ્ટોન્મર્સ, એડીસન્, રૉજન, માર્કની, વસુ વગેરેએ સાધકોએ વિદ્યુત્ શાસ્ત્રની સાધનામાં મચ્યા રહીને કેટલાં નવાં નવાં કલ્યાણકારી કાર્યો કરેલાં

છે અને કરે છે; એટલા માટે જ કહીએ છીએ કે, મહાત્મા ફ્રાન્કિલને થોડેક અંશે જ સિદ્ધિ મેળવી હતી. કોણ જાણે કયારે એ કઠોર સાધનાની સિદ્ધિ થશે!

બાષ્પશક્તિના સંબંધમાં પણ એવી જ રીતે કહી શકીએ છીએ. જેમ્સ વૉટે પોતાની સાધનામાં જે ફળ મેળવ્યું હતું, તેના કરતાં તેઓ પછીના ટ્રેવીથિક્ અને વ્હીવીઅને તે સાધનામાં વિશેષ ફળ મેળવ્યું હતું. છેવટે રોબર્ટ સ્ટીફન્સને સારી રીતે આગબોટો વગેરે તૈયાર કરીને તેઓની પહેલાંના સાધકો કરતાં વિશેષ સિદ્ધિ મેળવી હતી. હાલના જમાનામાં શારીરિક શક્તિ અને બાષ્પશક્તિ વચ્ચે મોટી હરીફાઇ ચાલે છે. રેલ્વે તથા સ્ટીમર ચલાવવી, છાપવું, કપડાં વણવાં વગેરે કાર્યોથી ઘરમાં પંખો ચલાવવા સુધીનાં કામો વરાળયંત્રથી કરવામાં આવે છે.* જેમ્સ વૉટ્, ટ્રેવીથિક્, વ્હીવીઅન્ અને સ્ટીફન્સન વગેરે સાધકોએ પોતાની સાધનામાં જે ફળ મેળવેલું છે, તે ઉપરથી તેઓના ભવિષ્યના વંશજો એ જ સાધનભૂમિમાં નિશ્ચયપૂર્વક સાધના કરીને ઉત્તરકાલમાં કેટલા અચિન્તનીય અને નવીન તત્ત્વો મેળવીને જગતનું કેટલું કલ્યાણ કરશે, તેનું માપ હાલ કોણ બાંધી શકે તેમ છે!

વીજળી અને વરાળના સંબંધમાં શાસ્ત્રવેત્તાઓની સાધના અને સિદ્ધિની વાત અતિસંક્ષેપમાં કહેવામાં આવી છે. શાસ્ત્રના ઘણા વિભાગો છે અને તે સઘળાના ઘણા સાધકો છે. અહીં તે સઘળી વાતની આલોચના કરવાની જરૂર નથી. ઉદાહરણ તરીકે જે કહેવામાં આવ્યું છે, તે ઉપરથી માલમ પડે છે કે, જેઓ કર્તવ્ય સમજીને સાધના કરે છે, તેઓએ સિદ્ધિને માટે એકદમ અધીરા થવું એ ઠીક નથી. સાધનામાં દેહપાત કરવામાં પણ કલ્યાણ છે! પ્રત્યક્ષ રીતે સિદ્ધિ ન મળે તોપણ સાધનામાં સંતોષ મળે છે, એ વાત દરેક સાધક જાણે છે. સાધનામાં ગૌરવ છે, સન્માન છે. સાધન ભૂમિમાં સાધના કરતાં કરતાં જેઓ દેહપાત કરે છે, તેઓ પણ સિદ્ધ પુરુષોની પંક્તિમાં ગણાય છે. ખરા સાધકને માટે આ કંઈ જેવી તેવી સાધના નથી. સારો સંકલ્પ કરીને સાધનામાં પ્રવૃત્ત થવું જોઇએ. શ્રદ્ધા, નિશ્ચય અને

* વીજળિક શક્તિવડે વરાળશક્તિનો પરાભવ કરવાનો પ્રયત્ન આજકાલ ચાલી રહેલો છે, અને ઘણા પ્રકારનાં કારખાનાંઓ વીજળિક શક્તિથી ચલાવવામાં આવે છે.

આશાની સાથે સાધના કરવી જોઇએ; એમાંથી પોતાની હૈયાતીમાં જ સિદ્ધિ મળે તો ઘણું જ સારું, નહિ તો દુઃખી અથવા નિરુત્સાહી થવું નહિ, કારણ કે, ખરી સાધના વ્યર્થ જતી નથી. સમય આવતાં સાધના સફળ થાય છે. આસ્થા, નિશ્ચય અને આશાની સાથે સાધના કરવાથી યોગ્ય વખતે સિદ્ધિદાતા પરમેશ્વર સિદ્ધિ આપે છે, એવી સિદ્ધ પુરુષોની વાણી છે. ખરો સાધક તેને સત્ય તરીકે માને છે, માટે સાધના એ જ સિદ્ધિનો સરળ માર્ગ છે.

રાજા રામમોહનરાયની સાધનાના પ્રસંગમાં કહેવામાં આવ્યું છે કે, તેઓની સાધનાનું ફળ તેઓના ભવિષ્યના વંશજો ભોગવે છે અને ઉત્તર કાળમાં હજી પણ વધારે સારી રીતે ભોગવશે. પ્રત્યેક માણસનાં સુખ, સ્વતંત્રતા, માન અને આબરુની વાત વિષે કહીએ તો આ બાબત સ્પષ્ટ જણાવવી જોઇએ કે, રાજા રામમોહનરાય એ સઘળી બાબતમાં ભાગ્યશાળી હતા. તેઓએ દીવાનનું કામ સારી પ્રસિદ્ધિ અને સન્માનની સાથે કર્યું હતું. રંગપુરના દીવાનનું કામ છોડ્યા પછી તેઓ પોતાના પિતાની ધન દોલતના એકલા વારસ થવાને લીધે, તેઓને સુખ અને સ્વતંત્રતાનો અભાવ નહતો. હિન્દુસ્તાનની અંદર તેઓના ઘણા શત્રુ હતા ખરા, તોપણ તેઓની વિદ્યા, બુદ્ધિ અને જ્ઞાનને માટે દેશના મોટા રાજદ્વારી પુરુષો સુદ્ધાં, તેઓને સારું સન્માન આપતા. દિલ્લીના બાદશાહે તેઓને રાજાની પદ્વી આપી હતી. રાજા રામમોહનરાય બાદશાહનાં કેટલાંક કામોને માટે અને સ્વદેશના હિતને માટે ઇંગ્લંડ ગયા હતા. એ દૂર દેશમાં પણ તેઓને સારી રીતે સન્માન અને આદર મળ્યાં હતાં. ઇંગ્લંડના રાજા વિલીઅમના રાજ્યાભિષેકને વખતે રાજા રામમોહનરાયને યુરોપનાં રાજવાડાંઓના પ્રતિનિધિઓની બરાબર સન્માન મળ્યું હતું. ઇંગ્લંડના રાજા વિલીઅમે તેઓને આદર સહિત પોતાને ઘેર બોલાવ્યા હતા. ત્યાર પછી તેઓ જ્યારે ફ્રાન્સમાં ગયા ત્યારે ત્યાંના રાજા લુઇફીલીપે તેમને સારું માન આપ્યું હતું. ફ્રાન્સના રાજા લુઇફીલીપે બે વાર તેમને નિમંત્રણ કર્યું હતું અને તેઓની સાથે ખાણું લીધું હતું. યુરોપનું પંડિતમંડળ પણ તેઓના ગુણો વિષે પ્રથમથી જ વાકેફ હતું. ઇંગ્લંડના તે સમયના સાહિત્ય, વિજ્ઞાન અને દર્શનના પંડિતો તેમની સાથે વાતચિત કરીને ખુશી થયા હતા.

સુપ્રસિદ્ધ કવિ કૈમ્બલે તેમની પ્રશંસા કરેલી છે. સ્વનામપ્રસિદ્ધ બ્રાઉહામ સાહેબે તેઓની સાથે મિત્રતા કરી હતી. વીલીઅમ રૅાસ્કો તેમની સાથે ઓળખાણ કરવાને બહુ ઉત્સુક હતા. ઋગ્વેદ સંહિતાનો અનુવાદ કરનાર રૅાજન સાહેબે તેઓની સાથે વેદના સંબંધમાં ઘણી વાતચિત કરી હતી. જનહિતેચ્છુ તત્ત્વવેત્તા પંડિત બેન્થામ તેઓના ગુણથી બહુ પ્રસન્ન થયા હતા અને તેઓને માનવહિતૈષી તરીકે જણાવ્યા હતા. આ પ્રમાણે તેઓએ પરદેશમાં સઘળા તરફથી સન્માન મેળવ્યું હતું. સાધક તરીકે તેઓને આ સઘળું સન્માન મળ્યું હતું. સ્વદેશના હિતની સાધના કરતાં કરતાં તેમણે પરદેશમાં દેહત્યાગ કર્યો હતો. બ્રિસ્ટલમાં તેઓની સમાધિ કરવામાં આવી હતી. તેઓ હમણાં સ્વદેશહિતૈષીઓના પુણ્યતીર્થરૂપે ગણાય છે. એ સમાધિ ઉપર રાજા રામમોહનરાયની સાધનાની વાત સંક્ષેપમાં આ પ્રમાણે લખવામાં આવી છે:–

"Beneath this stone rest the remains of RAJA RAMMOHAN RAY. A conscientious and steadfast believer in the unity of Godhead he consecrated his life with entire devotion to the worship of the Divine spirit above. To great Natural talents he united a thorough mastery of many languages and early distinguished himself as one of the greatest scholars of the day. His universal labours to promote the social, moral and physical condition of the people of India, his earnest endeavours to supress idolatry and the rite of Sati and his constant zealous advocacy for whatever tended to advance the glory of God and the welfare of man, live in the grateful remembrance of his country men."

"આ સ્મરણશિલા નીચે રાજા રામમોહનરાયનું કલેવર પડેલું છે. તેઓ ખરા અંતઃકરણથી ધર્મચૂસ્ત રીતે ઇશ્વરના એકત્વને માનનાર હતા; તેઓએ ઇશ્વરતત્ત્વના પૂજનમાં અખંડ ભક્તિ રાખી પોતાની જીંદગી પવિત્ર કરી હતી. પોતાની સ્વાભાવિક ઉત્કૃષ્ટ બુદ્ધિમાં તેમણે ઘણી ભાષાઓના જ્ઞાનનો ઉમેરો કર્યો હતો, અને નાની ઉમરમાં જ તેઓએ પોતાના વખતના ઉત્તમ વિદ્વાનોમાંના એક વિદ્વાન તરીકે ખ્યાતિ મેળવી હતી. હિન્દુસ્તાનના લોકોની સમાજની, નીતિની તથા શરીરની સ્થિતિ સુધારવા સંબંધી તેમનો સાર્વજનિક પ્રયાસ, મૂર્તિપૂજા તથા સતી થવાનો રીવાજ બંધ પાડવાની

તેમની અંતઃકરણપૂર્વક મહેનત તથા ઇશ્વરનો મહિમા અને જનસમૂહનું હિત વધારવાને તેમનો નિરન્તરનો ખંતવાળો પક્ષપાત, એ સૌ તેમના દેશબંધુઓના આભારી સ્મરણમાં રહેલાં છે.”

કીર્તિમંદિરમાં ભકતોની ભાષામાં સાધક અને સિદ્ધ પુરુષોની સ્તુતિનું ગાન કરવું, એ પુણ્યકર્મ ગણાય છે. એક વિદેશી ભક્ત ભટ્ટ મૅકસમુલર રાજા રામમોહનરાયના ગુણોથી પ્રસન્ન થઇને તેઓના સંબંધમાં આ પ્રમાણે કહી ગયા છે:

The German name for Prince is Fürst; in English First–he who is always to the fore; he who courts the place of danger; the first in fight the last in flight. Such a Fürst was RAMMOHAN RAY—a true prince, a real Raja if Raja also, like Rex originally meant the steersman, the man at the helm.”

“રાજકુમારને જર્મન ભાષામાં “ફુર્સ્ટ” કરીને કહે છે; અંગ્રેજીમાં “ફર્સ્ટ”—જે હમેશાં મોખરે રહે છે; જે ભયસ્થાનને ભેટે છે; જે લડવામાં પહેલો અને નાશી જવામાં છેલ્લો છે. આવા પ્રકારના “ફુર્સ્ટ” રામમોહનરાય હતા—એક ખરેખરા રાજકુમાર, ને એ રાજા હોય તો ખરેખરા રાજા, કારણ કે “રેકસ” શબ્દનો મૂળ અર્થ સુકાની એટલે સુકાન ચલાવનાર એવો હતો.”

રાજા રામમોહનરાયના એક પરમ ભક્તના સ્તુતિગાનમાં અમે તેઓના મહિમાનું કીર્તન કરીને તેઓની કથા અહીં સમાપ્ત કરીએ છીએ. ભરતખંડના યુવાનો તેઓની સ્તુતિ સાંભળીને તેઓએ બતાવેલા માર્ગે કર્મક્ષેત્રમાં અગ્રેસર થશે;–

“ધન્ય રામમોહનરાય! તે જ સમયે તમારી સતેજબુદ્ધિનું તેજ ઘોર અજ્ઞાનરૂપી ઘટ્ટ વાદળને વિખેરી નાંખી એટલું બધું ફેલાયુ હતું, અને તેની સાથે તમારું નિર્મળ ચિત્તે, પોતાના દેશમાં અને પોતાના સમયમાં ચાલેલા સઘળા પ્રકારના ખરાબ સંસ્કારોનો ત્યાગ કર્યો હતો, એ સામાન્ય આશ્ચર્ય અને સામાન્ય વાહવાહની વાત નથી. તે વખતે તમારા જ્ઞાન અને ધર્મના ઉત્સાહથી ઉત્સાહવાળા થયેલા હૃદયમાં ઝાડી તથા કાદવવાળી ભૂમિથી વીટાયલો એક બળતો જ્વાળામુખી હતો, તેમાંથી પુણ્ય અને પવિત્ર એવો ધગધગતો જ્ઞાન-

રૂપી અગ્નિ ચારે તરફ ફેલાતો હતો. તમે શાસ્ત્રજ્ઞાનના પક્ષમાં જે ગંભીર રણશીંગડાં વગાડી ગયા છો, તેઓ જાણે હમણાં પણ અમારા કાનની અંદર સંભળાયા કરે છે; તે મોટો અને ગંભીર તુરીનો અવાજ હમણાં પણ વારંવાર પડઘો પાડીને આ અયોગ્ય દેશમાં જય મેળવી રહ્યો છે. તમે પોતાના દેશમાં અને પરદેશમાં ફેલાયલા વહેમો અને કુઃસંસ્કારોનો સંહાર કરવાના ઉદ્દેશથી રણમાં ચડેલા દુર્જય વીરપુરુષની પેઠે પરાક્રમ બતાવેલું છે અને વિચારરૂપી યુદ્ધમાં સબળા શત્રુઓનો પરાભવ કરીને સારી રીતે જય મેળવેલો છે. તમારી પદ્વી રાજાની છે. આ જડ પૃથ્વી તમારૂં રાજ્ય નથી. તમે એક વિસ્તારવાળા મનોરાજ્યનો અધિકાર લઇ બેઠેલા છો, તમારા સમકાળના અને વિશેષે કરીને ઉત્તરકાળના નિર્મળ બુદ્ધિવાળા કેળવાયલા લોકો તમોને રાજમુકુટ આપીને તમારા જયનો ધ્વનિ કરે છે. જેઓ આજ દિવસ સુધી હિન્દુ જાતિના મનોરાજ્યમાં નિર્વિવાદ રીતે રાજા થઇ પડેલા હતા, તેઓનો તમે પરાજય કરેલો છે. માટે તમે રાજાઓના પણ રાજા છો. તમારી પતાકા તેઓની હદની અંદર ઉડી રહેલી છે, પડી નથી, પડશે પણ નહિ, અને હમ્મેશાં ફરકયા જ કરશે. પૂર્વે જે ભારતવર્ષના લોકો તમને શત્રુરૂપે ધારતા હતા, તેઓનાં સન્તાનોમાંના ઘણાએક હમણાં તમોને પરમબંધુ તરીકે માને છે. કેવળ ભારતવર્ષના તો શું, પણ તમે સમસ્ત જગતના બંધુ છો!"

(અક્ષયકુમારદત્ત).

## મહારાજા રામવર્માની સિદ્ધિ.

મહારાજા રામવર્માએ રાજ્યગાદી ઉપર બેસીને જે સાધના કરી હતી, તે નિષ્ફળ ગઇ નહતી. મહારાજાનો આદર્શ અમારા દેશના રાજમંડળની સમક્ષમાં ઘણા કાળ સુધી ઉજ્જવલ રહેશે. પોતાના રાજ્યની ઉન્નતિને માટે અસાધારણ સાધનાની સહાયતાથી મહારાજા જે કીર્તિ સ્થાપન કરી ગયા છે, તેનાથી તેઓની યાદગીરિ ત્રાવણકોરના રાજ્યમાં લાંબા વખત સુધી ટકી રહેશે. ત્રાવણકોરની શિલ્પશાળા, કવીલનની કાપડની મીલ અને પુનાલૂરનું કાગળનું કારખાનું, એ સઘળાં કર્મક્ષેત્રમાં તેઓની સિદ્ધિનાં દૃષ્ટાંતો છે.

મહારાજાના વિવિધ વિષયોની સાધનાનો પરિચય મેળવી જુદા જુદા દેશના વિદ્વન્મંડળોએ તેઓને જુદી જુદી પદ્વીઓથી સન્માન આપ્યું હતું. ઘણાએક સજ્જન સમાજોની સાથે તેઓનું નામ જોડાયેલું છે. મદ્રાસ યુનિવર્સિટીના તેઓ એક ફેલો હતા. વિલાયતમાં લિનિયન સોસાયટીએ તેઓનું વનસ્પતીશાસ્ત્રનું જ્ઞાન જોઇને તેઓને "સભાસદ" ની પદ્વી આપી હતી. ભૂગોળ સંબધી સભાના પણ તેઓ "સભાસદ" નિમાયલા હતા; તથા તેઓ વિલાયતની રોયલ એશિયાટિક્ સોસાયટીના પણ એક "સભાસદ" હતા. તેઓની અત્યંત વિદ્યાનુરાગની વાત ફ્રાન્સ જેટલા દૂર દેશની અંદર પણ ફેલાયલી હતી. ત્યાંની ગવર્નમેન્ટે તેઓને "Officer of the public Instruction" (કેળવણીખાતાના એક અધિકારી)ની પદ્વી આપીને યોગ્ય સન્માન કર્યું હતું. પેરીસ શહેરની—આમની સભાએ તેઓને પોતાના મેમ્બર બનાવીને માન આપ્યું હતું. મહારાણી વિકટોરીઆએ તેઓના ગુણોનો પરિચય મેળવીને તેઓને "Grand Commandership of the most exalted order of the star of India એટલે (G. C. S. I.)નો ખેતાબ આપીને વિભૂષિત-કર્યા હતા.

શાસ્ત્રમાં કહ્યું છે કે "રાજા પોતાના દેશમાં પૂજાય છે, પરન્તુ વિદ્વાન્ સર્વત્ર પૂજાય છે." રામવર્મા એ બન્ને ગુણોના અધિકારી હતા. રાજા હોવા છતાં સાધનાના ગુણથી તેઓ વિવિધ પ્રકારના સદ્‌ગુણોના અધિકારી થયા હતા, અને તેટલા માટે સ્વદેશમાં કે પરદેશમાં તેઓને સર્વત્ર સન્માન મળ્યું હતું. તેઓની સાધનાનું ફળ તેઓ ભોગવી ગયા છે.

## સર માધવરાવની સિદ્ધિ.

સર માધવરાવ ભાગ્યવાન્ પુરુષ હતા. તેઓએ રાજનીતિક્ષેત્રમાં દેશી રજવાડાઓમાં જે જે લાભકારક સુધારાઓને માટે પ્રયાસ કર્યો હતો, તેમાં ફત્તેહમંદ નીવડ્યા હતા. ત્રાવણકોરના રાજ્યનાં ઘણાંએક હિતકારક કાર્યો તેઓની કીર્તિનો પરિચય કરાવનારાં છે. મન્ત્રિશ્રેષ્ઠ માધવરાવે ત્રાવણકોર અને હોલ્કરના રાજ્યમાં જે શુભ કાર્યનો પાયો નાંખ્યો હતો, તે કાર્યો સમય જતાં સંપૂર્ણ થઇને તેઓની અનહદ ઇચ્છાશક્તિ દર્શાવી આપે છે.

તે મન્ત્રિશ્રેષ્ઠ **માધવરાવનું** પ્રધાન **કર્મક્ષેત્ર વડોદરા** હતું. તે વાત આગળ કહેવામાં આવી છે. એ જગાએ ઘણા વખતના વિષમ એવા રાજનીતિ ક્ષેત્રમાં તેઓએ જે સાધના કરી હતી, તેમાં ફત્તેહમંદ નીવડ્યા હતા. તન્ત્રગ્રન્થોમાં સિદ્ધપુરુષોના સંબંધમાં કહેવામાં આવે છે કે; 'તેઓ ઇચ્છા માત્રથી જ અલૌકિક કામો કરી શકે છે.' સચિત્ર **સર માધવરાવે** રાજનીતિક્ષેત્રમાં જે સાધનાની સિદ્ધિ મેળવી હતી, તે ઉપરથી જણાય છે કે, તેઓએ પણ ઇચ્છા-માત્રથી જ **વડોદરામાં** કેટલાંએક અસાધારણ કામો કર્યાં હતાં. તેઓની ઇચ્છાથી જ **વડોદરાની** રાજલક્ષ્મી વૃદ્ધિ પામી હતી. તે કર્મવીર પુરુષના પ્રયાસથી જ **ગાયકવાડના** રાજ્યમાં ઘણાં સ્થાનોમાં સારા ઇનસાફને માટે ધર્માધિકારી સ્થપાયા હતા; સઘળી જગાએ વિદ્યાલયો સ્થાપવામાં આવ્યાં હતા; વિવિધ જ્ઞાનના ભંડારરૂપ પુસ્તકાલય અને બીજાં ઘણાં હિતકર કાર્યો થયાં હતાં. સારીરીતે ન્યાય ચલાવવાને માટે અને રાજ્યકારભાર સારીરીતે ચલાવવાને માટે **મુંબઇ** અને **મદ્રાસથી** ઘણા કેળવાયલા, સદાચારી અને કર્મકુશળ લોકોને તેડાવીને નીમવામાં આવ્યા હતા. **મન્ત્રી માધવરાવે** એ પ્રકારના લોકોને નીમીને રાજા અને રાજ્ય એ બન્નેનું સંપૂર્ણ કલ્યાણ કર્યું હતું, કારણ કે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે,–

**"प्राज्ञे नियोज्यमाने हि सन्ति राज्ञस्त्रयो गुणाः ।**
**यशः स्वर्गनिवासश्च विपुलश्च धनागमः ॥"**

(ડાહ્યા પુરુષને નીમવાથી રાજાને યશ, સુખનિવાસ અને પુષ્કળ ધનપ્રાપ્તિ એ ત્રણ લાભો થાય છે.)

ખરેખરી રીતે તેઓના એવા સારા બંદોબસ્તને લીધે **ગાયકવાડની** આમદાની વધી હતી.

**સર માધવરાવે** કરેલા કાર્યની સફળતા જોઇને ખરેખર તેઓને સિદ્ધ પુરુષ કહેવા જોઇએ. તેઓએ કઠોર સાધનાથી મેળવેલા જ્ઞાન તથા કુશળતાને લીધે તેઓના સમયના મહાપુરુષો તેઓની સલાહ, ઉપદેશ અને સહાયતા મેળવવાને માટે ઇચ્છા બતાવતા હતા. **વડોદરાના** રાજ્યકાર્યમાંથી નિવૃત્ત થયા

પછી પણ તેઓને મદ્રાસના ગવર્નર અને ગવર્નર જનરલ તરફથી કાઉન્સીલના સભાસદ નીમવામાં આવ્યા હતા. જર્મનો તરફથી આફ્રિકાના અધિકારની બાબતમાં તેઓએ પ્રિન્સ બીસ્માર્કને સલાહ આપી હતી અને તે માટે નામદાર જર્મનીના વજીરે સર માધવરાવને પોતાને હાથે પત્ર લખીને ધન્યવાદ આપ્યો હતો. સર માધવરાવની સારી સલાહનું જર્મન ભાષામાં ભાષાન્તર કરાવીને પ્રત્યેક જર્મન સૈનિકને આપવામાં આવ્યું હતું. તેઓના ઉપદેશની કિમ્મત કેટલી હતી, તે આ ઉપરથી જણાય છે. તેઓ સ્વદેશના હિતને માટે અનેક ઉપદેશ કરી ગયા છે. હિન્દુસ્તાનના યુવાનો સર માધવરાવનાં જીવન અને ઉપદેશ એ બન્નેમાંથી શિક્ષણ મેળવશે, અને દેખાડી આપશે કે, કેળવાયલા, સારા ચરિત્રવાળા અને કર્મકુશળ ભારતવર્ષના જુવાનો સર્વ પ્રકારે રાજા અને રાજ્યની સેવા કરવાને યોગ્ય છે.

મહાપુરુષના ગુણોનું ગાન કરવાથી પણ આપણને પુણ્ય થાય છે; તેથી લોકો સદ્ગુણની તરફ ખેંચાય છે. એ પ્રસિદ્ધ અંગ્રેજોએ સર માધવરાવની જે પ્રશંસા કરેલી છે, તે નીચે લખવામાં આવી છેઃ—

Within the short space of a year, MADHAVA RAO has called forth order out of disorder; has distributed justice between man and man, without fear or favour; has expelled decoits; has raised the revenues; and his minutes and State papers show the liberality, the soundness and statesmanship of his views and principles. He has received the thanks of his sovereign; he has obtained the voluntary admiring testimony of some of the very missionaries who memorialized, to the excellency of his administration. Now, here is a man raised up as it were amid the anarchy and confusion of his country to save it from destruction. Annexation looming in the not-far distant future, would be banished into the shades of night if such an administration as he has introduced into two of the districts were given to the whole kingdom, by his advancement to the post

of minister. He is indeed a splendid example of what education may do for Native. "John Bruce Norton."

"એક વરસની ટુંકી મુદતમાં, માધવરાવે અંધાધુંધી દૂર કરી બંદોબસ્ત ફેલાવ્યો છે; ભય અથવા અનુગ્રહ બતાવ્યા વગર જનોને ન્યાય વહેંચી આપ્યો છે; છળકપટ બંધ પાડયાં છે; મહેસુલ વધાર્યું છે; અને તેમનાં સ્મરણનોંધ તથા રાજ્યપત્રકો, તેમના વિચારો અને ઠરાવોમાં ઉદારતા, દૃઢતા અને રાજદ્વારીપણું દર્શાવી આપે છે. તેમણે પોતાના રાજા તરફથી ઉપકારની લાગણીઓ સમ્પાદન કરી છે; (અને) જે ખ્રીસ્તિ ધર્મોપદેશકોએ તેમના રાજ્યકારભાર વિષે મહારાજાને પોતાના સ્મારકલેખો દર્શાવ્યા હતા, તેમાંના કેટલાએકના વગર માગેલા વખાણવા યોગ્ય પુરાવા તેઓને મળેલા છે. જુઓ! આ રહ્યા તે પુરૂષ, જેમને પોતાના દેશના ઉદ્ધાર માટે જાણે દેશનાં અંધાધુંધી અને ગભરાટમાંથી ખેંચીને ઉપર આણ્યા હોયની! જો તેમને દિવાનની પદ્વીએ પહોંચાડીને, જે બે પ્રાન્તોમાં તેમણે રાજવહીવટ દાખલ કર્યો છે, તે આખા રાજ્યમાં દાખલ કરવામાં આવે, તો નજીકના ભવિષ્યમાં ડોકીયાં કરી રહેલો "ખાલસા કરવાનો વિચાર" રાત્રિના અંધકારમાં લીન થઇ જશે. દેશીને માટે કેળવણી શું શું કરી શકે છે, તેનું તેઓ એક ખરેખર સુશોભિત ઉદાહરણ છે:–" જહૉન બ્રુસ નૉર્ટન.

અમાત્ય માધવરાવ દેશી રાજાઓની દિવાનગીરી કરતા હતા, તોપણ બ્રિટિશ સરકાર તેઓના કાર્યથી હમેશાં સંતુષ્ટ રહેતી, અને અંગ્રેજી રાજ્ય તેઓના ગુણનો આદર કરવામાં ખામી રાખતું નહિ. સને ૧૮૭૮ માં દિલ્લી દરબારમાં તેઓને રાજાની પદ્વી મળી હતી. તે પહેલાં જ તેઓને કે. સી. એસ. આઇ. ની પદ્વી મળી હતી. એ નિમિત્તે મદ્રાસના તે વખતના ગવર્નર લોર્ડ નેપીઅરે મન્ત્રી માધવરાવની જે પ્રશંસા કરી હતી, તે અહીં લખવા યોગ્ય છે:–

"Sir Madhava Rao—The Government and the people of Madras are happy to welcome you to a place where you laid the foundation of those distingnished qualities which have become conspicuous and useful on another scene. The mark of Royal favour which you have this day received will prove to you that the attention and generosity of our Gracious Sovereign are not circumscribed to the circle of her immediate dependents. But Her majesty regards the faithful service rendered to the

Princes and people of India beyond the boundaries of our direct administrarion, as rendered to Herself and to her representatives of this Empire. Continue to serve the Maharaja industriously and wisely reflecting the intelligence and virtues oi His Highness faithfully to His people."

"સર માધવરાવ, મદ્રાસની સરકાર તથા ત્યાંનાં લોકો, જે જગાએ તમે ઉત્તમ ગુણોનો પાયો નાંખ્યો છે અને જે ગુણો બીજે ઠેકાણે નામીચા તથા ઉપયોગી થઇ પડ્યા છે, તે જગાએ તમને આવકાર આપવાને ભાગ્યશાળી નીવડયાં છે. રાજ્યકૃપાની જે નિશાની તમને આજે મળી છે, તે તમને ખાત્રી આપશે કે, અમારાં માનવંતાં મહારાણીની નજર તથા ઉદારતા, પોતાના નજીકના સેવકોને માટે જ નથી, પણ તે માનવંતાં મહારાણી, જે સેવા રાજાઓની તથા હિન્દુસ્તાનની પ્રજાની બજાવવામાં આવે છે, તેઓ અમારા અહીંના નજીકના અમલથી દૂર હોવા છતાં, તે સેવા જાણે પોતાની તેમ જ પોતાના આ શેહેનશાહતના પ્રતિનિધિઓની જ બજાવી હોય તેમ સમજે છે. તે માનવંત મહારાજાના, પોતાની પ્રજા પ્રત્યેની બુદ્ધિ તથા ગુણોનો વિચાર કરી, તેમની ઉદ્યોગ તથા ડહાપણથી સેવા બજાવવી જારી રાખજો."

## સર સાલારજંગની સિદ્ધિ.

વર્તમાન સમયના હિન્દુસ્તાનના રાજનીતિ ક્ષેત્રમાં સચિવ માધવરાવની પેઠે સર સાલારજંગ પણ એક સિદ્ધ પુરુષ થયેલા છે. હૈદ્રાબાદના કલ્યાણને માટે તેઓએ જે કઠોર સાધના કરેલી છે તે વિષે આગળ કહેવામાં આવ્યું છે. તે કઠોર સાધનામાં તેઓએ તેવી જ સિદ્ધિ મેળવેલી છે. નિઝામના ભલાને માટે તેઓએ પોતાનાં ધન અને જીવને જોખમમાં નાંખીને પણ નિઝામનાં સૈન્યને બળવાખોર સિપાઇઓની સાથે મળવા દીધું નહોતું. સમગ્ર હૈદ્રાબાદ એક તરફ અને સર સાલરજંગ, બીજી તરફ હતા. અંગ્રેજોનું ભલું તે હિન્દુસ્તાનનું ભલું અને હિન્દુસ્તાનનું ભલું તે હૈદ્રાબાદનું ભલું, એ વાત સાલરજંગ સારીરીતે જાણતા હતા. સઘળા રાજ્યનો આગ્રહ સર સાલારજંગની ઇચ્છાશક્તિ પાસે પરાભવ પામ્યો હતો. ઇચ્છાશક્તિની આવી પ્રબળતા સિદ્ધપુરુષની સિવાય બીજા કોઇમાં સંભવતી નથી. બ્રિટિશ રાજ્ય ગુણગ્રાહી છે. સર સાલરજંગની મિત્રતા અને દૂરદર્શીપણાને માટે અંગ્રેજ સરકારે બળવો થયા પછી શાન્તિના

વખતમાં ત્રીશ હજાર રૂપીયાની જાગીર તેઓને બક્ષીસ તરીકે આપી, અને તે સમયે તે વખતના ગવર્નર જનરલે, તેઓની હુશિયારી, સાહસ, દૃઢચિત્તપણાને માટે ઘણી પ્રશંસા કરીને કૃતજ્ઞતા બતાવી હતી.

સર સાલારજંગે પોતાની અસાધારણ સાધનાથી મેળવેલી જ્ઞાનશક્તિવડે નિઝામના રાજ્યને અનેક આફતોથી બચાવ્યું હતું. મહેસુલની બાબતમાં તેઓ અસાધારણ હુશિયારી અને વિદ્વત્તા ધરાવતા હતા. જે નિઝામને, એક દિવસ, સામાન્ય કરજ આપવાને માટે પણ લોકો આનાકાની કરતા, તે નિઝામનો ભંડાર સાલારજંગના સારા બંદોબસ્તના ગુણથી ધનરત્નપૂર્ણ થયો હતો. એ સઘળું તેઓની સાધનાની સિદ્ધિ હતી. છેવટે સઘળાઓએ તેઓની બીજી સાધારણ શક્તિઓ જાણી હતી અને તે માટે તેમને સન્માન આપતા હતા. મહારાણી વિક્ટોરિઆએ તેઓને જી. સી. એસ્. આઇ. ના ખેતાબથી અલંકૃત કર્યા હતા. સર સાલારજંગ જ્યારે નિઝામના હિતને માટે વિલાયત ગયા હતા ત્યારે ઓક્સફર્ડ યુનિવર્સિટી તરફથી તેઓને ડી. સી. એલ્. ની પદ્દી મળી હતી.

લંડનના લૉર્ડ મેઅરે તેઓને લંડનના નાગરિક તરીકે ગણીને સન્માન આપ્યું હતું. એવી રીતે સ્વદેશમાં તેમ જ પરદેશમાં સર્વત્ર તેઓને સન્માન મળ્યું હતું. મહાપુરુષનું સન્માન કરવું, એ મનુષ્યનું કર્તવ્ય છે. વીરની પૂજા કરવી એ વીરનું લક્ષણ છે. ગુણી પુરુષો જ ગુણનો આદર કરે છે. જે દિવસે ભરતખંડના યુવાનો વીરપૂજા કરતાં શીખશે, તે દિવસ ભરતખંડના ઉદયની શરૂઆતનો ગણાશે. ભગવાન્ કરે અને તે દિવસ નજીક આવે ! કેળવણી તથા સૌભાગ્યના બળથી જે ભરતખંડના યુવાનો રાજનીતિક્ષેત્રને કર્મક્ષેત્ર તરીકે ગણશે, તેઓ સર માધવરાવ અને સર સાલારજંગના ઉજ્જવલ દૃષ્ટાંતથી ઉત્સાહવાળા થશે, અને તેઓનો આશીર્વાદ મેળવી તેઓની પેઠે અંગ્રેજોના બંધુ થઇને રાજા અને રાજ્યની સેવા કરશે.

સર સાલારજંગની હૈયાતીમાં અંગ્રેજ સરકારે તેઓની તરફ સારું સન્માન બતાવ્યું હતું; તેઓના મૃત્યુ પછી પણ તે જ પ્રમાણે હિન્દુસ્તાનની સરકારે

સન્માનની સાથે શોક જાહેર કર્યો હતો. સર સાલારજંગના મૃત્યુ પછી હિન્દુસ્તાનની સરકારે, "ગૅઝેટ એકસ્ટ્રા ઓર્ડિનરી" માં નીચે પ્રમાણે લખ્યું હતું:—

*"It is with feeling of great regret that the Governor General in Council announces the death of His Excellency Nawab Sir SALAR JUNG G. C. S. I., the Regent and Minister of the Hydrabad State. By this unhappy event the British Government has lost an enlightened and experienced friend, His Highness the Nizam, a wise and faithful servant, and the Indian Community one of its most distinguished representatives."

માનવંતા નવાબ સર સાલારજંગ જી. સી. એસ. આઇ. હૈદ્રાબાદના રાજ્ય ચલાવનાર તથા કારભારીનું મરણ કલકત્તાના ગવર્નર જનરલ પોતાની કાઉન્સિલમાં મોટી દિલગીરિની લાગણીથી પ્રદર્શિત કરે છે. આ દુઃખદાયક બનાવથી બ્રિટિશ રાજ્યને એક વિદ્વાન તથા અનુભવી મિત્રની, માનવંત નવાબ સાહેબને એક ડાહ્યા અને નિમકહલાલ નોકરની અને હિન્દી પ્રજાને એક ઉત્તમમાં ઉત્તમ તથા પ્રસિદ્ધ પ્રતિનિધિની ખોટ લાગી છે.

## ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની સિદ્ધિ.

બ્રિટીશ બંગાલમાં આજ પર્યન્ત જેટલા કર્મવીર પુરુષો જન્મ્યા છે, તેઓની અંદર રાજા રામમોહનરાય પછી વિદ્યાસાગર મહાશયને ગણવા જોઇએ. બંગાળાનું સંપૂર્ણ કલ્યાણ કરવાને માટે વિદ્યાસાગર મહાશયની પેઠે ઘણા થોડા લોકોએજ સમગ્ર મન તથા પ્રાણનો ભોગ આપ્યો હશે. વિદ્યાસાગર મહાશયનું કર્મક્ષેત્ર બહુ વિસ્તારવાળું છે. વિદ્યાલયમાં, બંગ સાહિત્યમાં, જ્ઞાન અને કેળવણીના વિસ્તારમાં તથા સંસાર સુધારામાં તેઓએ સાધના કરેલી છે. અમારા આ ક્ષુદ્ર ગ્રન્થમાં તેઓની સમગ્ર સાધના અને સિદ્ધિનું સંપૂર્ણ વર્ણન આપવું એ અસંભવિત છે. અમે તેઓના વિદ્યાલાભ અને વિદ્યાવિસ્તારની વાત જ મુખ્ય રીતે કહેતા આવ્યા છીએ. કેવી કઠોર સાધના કરીને તેઓએ વિદ્યા મેળવી હતી, તે પૂર્વે વિસ્તારથી કહી ગયા છીએ. દરિદ્ર બંગાળી વિદ્યાર્થી તેઓનું ઉજ્જ્વળ અને પવિત્ર આદર્શ સન્મુખ રાખી વિદ્યાર્જન કરીને ગૌરવવાળા થાઓ. વિદ્યાસાગરની બાલ્યાવસ્થાની સાથે દારિદ્ર જોડાયલું હોવાને લીધે

જાણે વિદ્યાર્થીને માટે તે પ્રશંસા કરવા યોગ્ય થયું છે. જ્ઞાન સાધનામાં ઈશ્વરચંદ્ર સિદ્ધિ મેળવીને વિદ્યાસાગર થયા હતા. તેઓ ખરેખર વિદ્યાસાગર જ હતા.

બંગાળામાં જ્ઞાન અને કેળવણીનો ફેલાવો કરવો, એ વિદ્યાસાગર મહાશયના જીવનનો એક ઉદ્દેશ હતો. એ સંકલ્પની તેઓએ મોટી સાધના કરી હતી અને તે સાધનામાં તેઓએ મનગમતી સિદ્ધિ મેળવી હતી. તેઓની પુસ્તકાવળી આજ પણ બંગાળીઓમાં ઘરેઘરે વિદ્યાનો ફેલાવો કરી રહી છે. તેઓએ સ્થાપેલી મેટ્રોપોલીટન કૉલેજમાં કેળવણી લઇને સેંકડો વિદ્યાર્થીઓ જીવનને યશસ્વી કરી ગયા છે અને કરે છે. તેઓએ સ્થાપેલી કોલેજ આજે બીન સરકારી કૉલેજમાં નમુનારૂપ છે. તેઓને પગલે ચાલીને હમણાં હિન્દુસ્તાનમાં ઘણીએક કૉલેજો સ્થપાયલી છે અને તેથી દેશમાં જ્ઞાન અને કેળવણીનો વિસ્તાર થાય છે. આજ ભરતખંડના શિક્ષા અને નીતિના ફેરફારના સમયમાં સઘળા વિદ્યાસાગર મહાશયને દુવા દે છે. કેળવાયલા બંગાળામાં ઘરેઘરે વિદ્યાસાગરની છબી શોભા પામે છે. તેઓની તે પવિત્ર મૂર્તિ તરફ આંગળી બતાવીને ભક્તિના આવેશમાં પ્રાચીન બંગ નવીન બંગને પરિચયના બહાનાથી હમેશાં કહ્યા કરે છે,—

"श्रीमानीश्वरचन्द्रोऽयं विद्यासागरसंज्ञकः ।
भूदेवकुलसंभूतो मूर्त्तिमद्दैवतं भुवि ॥"

આગળ કહેવામાં આવ્યું છે કે ઈશ્વરચન્દ્રને સગુણ ઈશ્વરની પેઠે જુદા જુદા લોકો જુદી જુદી રીતે પૂજે છે. ગરીબ લોકો તેઓને દયાના સાગર એવું નામ આપે છે. તેઓમાંના એકે દુઃખના દિવસોમાં વિદ્યાસાગરની જે સ્તુતિ ગાયેલી છે તે અહીં લખવા યોગ્ય છે. બંગાળાના તે ગરીબ અમર કવિના વચનમાં અમે પણ તે મહાપુરુષની પૂજા કરીને ધન્ય થઇએ:—

### દોહરો.

વિદ્યાને કરુણાતણા સાગર છો સાક્ષાત
દિનના દિન બંધુ તમે ભારતમાં વિખ્યાત
સ્વર્ણ કાંતિવાળો દિસે મેરુ જગની માંય
જે જન ભાગ્યબલે કરી સ્વર્ણગીરીએ જાય

તેમાં ગુણ છે કેટલા તે નર પામે પાર
તેનાં સુખ અહ માંય શી? સેવાની દરકાર
દાસી થઇ નિર્મળ નદી આપે વારીદાન
ઉંચા શિરવાળા રુડાં વૃક્ષ કરી સન્માન
અમૃત ફલ આપે વળી દાસ રુપ ધરી આપ
દસ દિસ પરિમલ પાથરે ફુલની વેલ અમાપ
દિવસે શીતલ છાંયડો વનેશ્વરી દે જ્યાંય
રજનીમાં સુખ નીંદથી થાક દૂર થઈ જાય.

કર્મવીર મહાપુરુષ ઈશ્વરચન્દ્ર બંગાળીઓની નજરે સિદ્ધપુરુષ છે; સિદ્ધપુરુષની પૂજા કરવી અને તેઓની પાસે પ્રાર્થના કરવી, એ સંપૂર્ણ રીતે સ્વાભાવિક છે. એજ વિશ્વાસથી કેળવાયલો બંગાલ તેઓને સંબોધન કરીને કહે છે;–

### શાર્દૂલ.

રાખો ભારત યાદ દેવ અહિંથી વિશ્રામ સ્વર્ગે કરો
દેવોની લઇને દયા બધિ તમે માયા નહિં વિસરો
ભાષા બંગ અભાગિની નિકરશો કલ્યાણ આશા રહો
રાખો જાગ્રત આપને મન માહિં કંગાલ બંગાલિઓ

## સર સૈયદ આહમદની સિદ્ધિ.

હાલના જમાનામાં હિન્દુસ્તાનના મુસલમાનોની અંદર સર સૈયદ આહમદનો દરજ્જો ઘણો ઉંચો ગણાય છે. ઘણાએક કહે છે કે, સર સાલારજંગની પછી જ સર સૈયદ આહમદનું નામ લખવા યોગ્ય છે. તુલના કરવામાં ટીકા કરવાની જરુર નથી. દરેકને તેઓની સાધનભૂમિમાં જોઇને તેઓની સિદ્ધિની વાતનો વિચાર કરવામાં લાભ છે. અલીગઢની ઍંગ્લો ઓરીયેન્ટલ કૉલેજ સર સૈયદ આહમદનું મુખ્ય કીર્તિમંદિર છે. મુસલમાન કોમને સારી કેળવણી મળવાને માટે સર સૈયદ આહમદ જે મોટી સાધના કરી ગયા છે, તેમાં તેઓએ સિદ્ધિ મેળવેલી છે. તેઓ એક ફત્તેહમંદ પુરુષ હતા. તેઓ પોતાની હૈયાતીમાં જ પોતે આરંભેલા ઘણાખરા કામમાં સફળ નીવડયા હતા. તેઓના

મરણ પછી **મુસલમાન** કોમની કેળવણીને **માટે અને** તેઓની યાદગીરી કાયમ રાખવાને માટે તથા મુસલમાન યુનિવર્સીટીની સ્થાપનાને માટે **હિન્દુસ્તાનના મુસલમાનોએ** વિશેષ **પ્રયાસ** કર્યો હતો. તેઓના સ્મારકફંડની સભામાં **લોર્ડ એલ્ગીન** હાજર થયા હતા. તેઓએ **સર સૈયદ**ની સ્વદેશપ્રીતિ, પોતાની કોમની ઉન્નતિની ઇચ્છા તથા રાજા અને પ્રજાની અંદર સદ્‌ભાવ ઉત્પન્ન કરવાનો પ્રયાસ એ બાબતોની ખાસ પ્રશંસા કરી હતી.

હિન્દુસ્તાનના પશ્ચિમ પ્રદેશમાં **મુસલમાન** રાજાઓની ઘણીક કીર્તિ જળવાઇ રહેલી છે. દિલ્લીમાં કુતુબ **મિનાર** હમણાં પણ પોતાના ઉંચા **મથાળા**થી **મુસલમાન** રાજાની કીર્તિની ધજા ફડફડાવી રહેલો છે. અસંખ્ય દોલતના **માલેક** થઇને **મિનારાઓ, મંદિરો** કે **સ્તંભો** બાંધવા એ મોટી આશ્ચર્યની વાત નથી; પરન્તુ પ્રજામાં સામાન્ય સ્થિતિના માણસ હોઇ, ખાસ પ્રયાસ કરી, ભીક્ષા માગીને જનસમૂહના હિતને માટે મકાનો બાંધવાં એ ઘણી જ પ્રશંસાની વાત છે. તેઓએ સ્થાપેલું વિદ્યામંદિર દિલ્લીની નજદિકના શહેરમાં રહીને દિલ્લીના **બાદશાહે** સ્થાપેલા કીર્તિમંદિરની સાથે ગૌરવની સ્પર્ધા કરી રહેલું છે.

વર્ત્તમાન સમયમાં કે ભવિષ્યમાં જે કોઇ વિચારશીલ પુરુષ **હિન્દુસ્તાનના** પશ્ચિમ પ્રદેશમાં **મુસલમાનોનો** કીર્તિસમૂહ જોવાને માટે જશે, તે દિલ્લીમાં **બાદશાહો**ની અને **અલીગઢ**માં પ્રજાની કીર્તિ જોઇને સ્તંભિત થશે; એટલું જ નહિ પણ તે ત્યાં **મુસલમાનોનાં** કૃતજ્ઞતાપૂર્ણ સ્મૃતિક્ષેત્રમાં જ્ઞાનરૂપી દર્પણની અંદર **સર સૈયદ**ની માનસિક મૂર્ત્તિ જોઇને આશ્ચર્ય પામશે.

## તારાનાથ તર્કવાચસ્પતિની સિદ્ધિ.

સંસારની સાધના સંપૂર્ણ કરીને સ્વધર્મ પરાયણ આદર્શ **બ્રાહ્મણ પંડિત તારાનાથ** ઇ. સ. ૧૮૮૫ માં **કાશીધામ**માં ગયા. તેઓ જ્યારે સંસારમાંથી નિવૃત્ત થયા હતા, ત્યારે તેઓની સાધના સિદ્ધ થઇ હતી. **સંસ્કૃત** શાસ્ત્રોનો પુનરુદ્ધાર, જે તેમના જીવનનો ઉદ્દેશ હતો તે, તેઓ એક પ્રકારે પરિપૂર્ણ કરી ગયા છે. તેઓના મરણ પછી તેમના પુત્રે ૧૦૭ પ્રસિદ્ધ **સંસ્કૃત** ગ્રન્થો ટીકા સાથે છપાવીને પ્રસિદ્ધ કરેલા છે. તેઓએ સ્થાપેલી પાઠશાળામાં અનેક

દેશના વિદ્યાર્થીઓ વિદ્યાનો લાભ લે છે. દેવ ભાષાનો પ્રચાર કરવાને માટે તેઓએ જીંદગી પર્યન્ત જે કઠોર સાધના કરી હતી, તેમાં તેઓએ સિદ્ધિ મેળવી હતી. તેઓ સિદ્ધ પુરુષ હતા. કર્મ એ તેઓની પ્રકૃતિનો ધર્મ હતો. કાશીમાં તેઓ જે અલ્પકાળ રહ્યા હતા, તે સમયમાં પણ તેઓ સાંખ્ય, યોગ, વેદ, વેદાન્ત વગેરેના શાસ્ત્રનું ગૂઢ રહસ્ય તત્ત્વજિજ્ઞાસુઓને સ્પષ્ટ-રીતે સમજાવતા હતા. રાજયોગ અને હઠયોગના સાધનની પ્રક્રિયા અને બીજાં ગૂઢતત્ત્વો જાણવાને માટે દંડી અને પરમહંસો તેઓની પાસે આવતા. સાધકો હમ્મેશાં સિદ્ધ પુરુષની તપાસ કરતા રહે છે, નહિ તો એ સંન્યાસીઓ કેવી રીતે તેઓના કાશીની અંદરના ગુપ્ત નિવાસને જાણી શકે!

કાશીમાં થોડો વખત રહ્યા પછી તર્કવાચસ્પતિ મહાશયનું મરણ થયું. આસ્થાવાન્ અને ઇશ્વરભક્ત હિન્દુની છેવટની આશા પૂર્ણ થઈ. કાશીતલ-વાહિની ગંગાને તીરે મણિકર્ણિકાના ઘાટ ઉપર તેઓનો અન્ત્ય સંસ્કાર કર-વામાં આવ્યો. તેની સાથે ભરતખંડ એક ખરા પંડિત વગરનું થઇ ગયું. એ મહામહોપાધ્યાયના મરણ વખતે આ દેશના હિન્દુ રાજાઓએ વિશેષ શોક બતાવ્યો હતો. એ નિમિત્તે ત્રાવણકોરના ગુણગ્રાહી મહારાજા રામવર્મા બોલ્યા હતા કે "તર્કવાચસ્પતિના મરણથી ભારતવાસીઓ સંસ્કૃત શાસ્ત્રના સૂર્યરૂપી પ્રકાશને ખોઇ બેઠા છે." મ્હૈસુરના દીવાન રંગાચાર્લુ બોલ્યા હતા કે "મારા વિચાર પ્રમાણે તેઓનું મૃત્યુ થયું નથી, કારણ કે कीर्तिर्यस्य स जीवति (જેની કીર્તિ છે તે મનુષ્ય જીવતો જ છે)." તેઓનું વાચસ્પત્ય અભિધાન અને બીજા ગ્રન્થો જ્યાં સુધી પૃથ્વીની અંદર રહેશે, ત્યાં સુધી તેઓ જીવતા જ છે અને તે જ ખરી વાત છે.

Thou art a monument without a tomb,—
And art alive still while thy book doth live,
And we have wits to read and praise to give."

તમે સમાધિસ્તંભ વગર પણ ચીરસ્મરણીય છો, જ્યાંસુધી તમારાં પુસ્તકો હૈયા-તીમાં છે ત્યાંસુધી તમે જીવતા જ છો. અમારામાં તે વાંચવાની અને તેની પ્રશંસા કરવાની બુદ્ધિ છે.

# સર મધુસ્વામી આર્યની સિદ્ધિ.

ઘણાક લોકોની એવી ધારણા છે કે, કોઇ જાહેર તથા ચિરકાળ ટકે તેવાં ક્ષાતનાં કામો કરી ન શકે તો મહાન્ પુરુષોના જીવનનું મહત્ત્વ રહેતું નથી; આમ ધારવું એ સર્વત્ર સાચું નથી. દેવળ, વાવ, સરોવર, મઠ, મંદિર, દેવાલય અને વિદ્યાલય બનાવવાં, એ સઘળાનાં ભાગ્યમાં હોતું નથી; પૃથ્વી એ સઘળી કીર્તિઓને પોતાના વક્ષઃસ્થળ ઉપર ધારણ કરીને એક પ્રકારના સાધકોની સિદ્ધિની ઓળખાણ આપે છે, બીજી પંક્તિના સાધકોની કીર્તિને અશરીરિણી વાણી મનુષ્યની સ્મૃતિની અંદર સાચવી રાખે છે. સર મધુસ્વામી આર્યના મહાન્ જીવનની કીર્તિ સ્મૃતિની અંદર સચવાયલી છે. સર મધુસ્વામીએ પોતાની અસાધારણ સાધનાના બળથી દારિદ્ર્યરૂપી રાક્ષસનો પરાભવ કરેલો છે. તેઓએ પોતાની વિદ્યા, બુદ્ધિ અને કર્મકુશળતાના ગુણને લીધે ભારતવાસીઓને મળી શકતા રાજ્ય કાર્યોમાંનું એક શ્રેષ્ઠ કામ મેળવ્યું હતું. મદ્રાસ હાઇકોર્ટના જડજનું કામ મળવું, એ તેઓના જીવનની કઠોર સાધનાની એક સિદ્ધિ હતી, તેમાં કશો સંદેહ નથી; પરન્તુ એ સિવાય તેઓએ એક બીજા વિષયમાં સિદ્ધિ મેળવેલી છે. તે તેઓના જીવનમાં એક આદર્શરૂપ છે.

સર મધુસ્વામીના ભક્તોએ તેઓની રંગીન છબી રાખેલી છે. ચિત્રકારે જેવા જોઇએ તેવા રંગથી કપડા ઉપર તે ચિત્ર આળેખેલું છે. પરન્તુ તે ચિત્ર સર્વાંગે સુન્દર નથી. તેઓએ પોતાનું ચિત્ર પોતાની જીંદગીના સમયમાં પોતે જ ચિત્રેલું છે. લોકોના મનરૂપી ક્ષેત્રમાં તેઓ પોતાનું આદર્શ-જીવન, અંકિત કરી ગયા છે. તે ચિત્રમાં સ્વતંત્રતા, સાહસ, આસ્થા, બુદ્ધિ, વિદ્યા, ચાતુર્ય, કર્મકુશળતા, ભક્તિ, પ્રેમ, સ્નેહ વગેરે સઘળા સદ્‌ગુણોરૂપી રંગોનું મિશ્રણ જોવામાં આવે છે. એ આદર્શ-જીવનના વર્ણોનું પૃથક્કરણ કરતાં અમે જોઈ શકીએ છીએ કે, માબાપ વગરના મધુ સ્વામીએ જાત મહેનત, સાહસ અને બુદ્ધિની સહાયતાથી વિવિધ વિદ્યાઓ મેળવી હતી. કર્મક્ષેત્રમાં તેઓ ચતુરાઇ અને કર્મકુશળતાના ગુણથી ફત્તેહમંદ નીવડ્યા હતા. પોતાના ગૃહસ્થાશ્રમમાં તેઓ દેવ અને બ્રાહ્મણોમાં અત્યન્ત ભક્તિવાળા હતા, ક્રિયાકાણ્ડમાં એકાન્ત આસ્થાવાળા હતા અને સ્ત્રીપુત્રમાં સ્નેહ તથા પ્રેમવાળા હતા.

**બ્રિટીશ હિન્દુસ્તાનમાં** દરિદ્ર તથા કેળવાયલા યુવાનોના **હૃદયમાં** આશાનું સ્થળ **થઇને મધુસ્વામી આર્યની** સ્મૃતિ લાંબા વખત **સુધી** જાગ્રત રહેશે. **સર મધુસ્વામી આર્યે ન્યાયાધીશ** થઇને **બ્રિટીશ** રાજ્યના ઇન્સાફનો પરિચય **આપ્યો** છે. તેઓએ **દેખાડી આપેલું** છે કે, જાત **મહેનત** હોય **અને** વિદ્યા, બુદ્ધિ તથા સારું ચરિત્ર હોય તો **બ્રિટીશ** રાજ્ય યોગ્ય પાત્રને યોગ્ય બક્ષીસ આપવામાં ચુકતું નથી. આ કંઇ થોડી આશાની વાત નથી! **બ્રિટીશ** રાજ્યના ઇન્સાફ **અને** ગુણગ્રાહિતા ઊપર આધાર રાખી **સર મધુસ્વામી આર્યના** જીવન ઉપર નજર કરીને બુદ્ધિમાન્, સચ્ચરિત્ર અને વિદ્વાન્ એવા દરિદ્ર દેશી યુવાનો આશાપૂર્ણ હૃદયથી **અંગ્રેજોની** ભાષામાં હમ્મેશાં કહેશે :—

Act,—act in the living present!
Heart within, and good overhead.
Lives of great men all remind us,
We can make our lives sublime.

(કર્મ કરો—ચાલતા વખતમાં કર્મ કરો! અંતઃકરણપૂર્વક કર્મ કરો અને ઇશ્વરનું ભજન કરો, જેથી કર્મ સફળ થશે. સઘળા મહાપુરુષોના ચરિત્રો આપણને સંભારી આપે છે કે, આપણે આપણી જીંદગી ઉંચા પ્રકારની (દીવ્ય) કરી શકીએ તેમ છીએ.)

## શ્યામાચરણ સરકારની સિદ્ધિ.

આ સંસારમાં સઘળાઓના ઉદ્દેશ સમાન હોતા નથી અને તેથી સઘળાઓના આદર્શો પણ સમાન હોઇ શકતા નથી. સઘળાઓની આકાંક્ષા પણ ઉચ્ચ હોતી નથી. સઘળાઓની શક્તિ પણ ઉચ્ચ આશાઓને અનુરૂપ હોતી નથી. બુદ્ધદેવ અથવા ઇશુ, શિકંદર અથવા નેપોલીયન, તેમ જ શેકસ્પીઅર અથવા કાલીદાસ એઓની આકાંક્ષા અને શક્તિ સઘળાઓને અનુકરણ કરવા યોગ્ય નથી. એઓનું કર્મક્ષેત્ર ઘણું વિસ્તારવાળું હતું. પરન્તુ જેઓ તેમના કરતાં ઘણી ઓછી આકાંક્ષા હૃદયમાં ધરાવતા હોય અને જેઓની શક્તિ પણ તેઓના કરતાં ઘણી ઓછી હોય તેઓએ પોતાની સરખી અવસ્થાવાળાની સિદ્ધિ જોઇ, આશાથી ઉત્સાહવાળા થઇને સાધના કરવી જોઇએ. એ જ બાબત અનુભવસિદ્ધ છે.

એ હિસાબે **શ્યામાચરણ સરકારની** સિદ્ધિ, સાધારણ અવસ્થાવાળા, સદ્-ઇચ્છાવાળા અને સારાં ચરિત્રવાળા દરિદ્ર યુવાનોને વિશેષ આશા બતાવનારી છે. જે દરિદ્ર યુવાન ચારે તરફ અંધકાર દેખતો હોય, મદદ અને સંપત્તિ ન હોવાને લીધે ભાગ્યની નિન્દા કરતો હોય, મોટી ઉમ્મરને લીધે ઉદ્યમ કરી શકતો ન હોય, બીજામાં ન હોઇ શકે તેવી પ્રતિભા ( ઇશ્વરદત્ત શક્તિ ), અત્યંત પ્રબળ સ્મરણશક્તિ અને બુદ્ધિ ન હોવાને લીધે દુઃખિત હોય તેણે એકવાર **શ્યામાચરણ સરકારના** ઉજ્જ્વલ આદર્શ તરફ દૃષ્ટિ કરવી; તો તેના સઘળા સંશયો દૂર થશે, હૃદયમાં આશાનો સંચાર થશે, કર્મમાં પ્રવૃત્તિ થશે અને તેની સિદ્ધિ જોઇને તે પણ સાધનામાં પ્રવૃત્ત થશે. **શ્યામાચરણ સરકાર** બાલ્યાવસ્થામાં દરિદ્રતામાં ડૂબેલા હતા. તેઓને સહાય, સંપત્તિ કે અલૌકિક પ્રતિભા ન હતી. તેઓની આકાંક્ષા પણ અતિ ઉચ્ચ ન હતી. પોતાની સ્થિતિ સુધારીને સુખી ગૃહસ્થની પેઠે પોતાના કુટુંબની અને બની શકે તો સમાજ અને સ્વદેશની સેવા કરવી, એ આશા હમ્મેશાં તેઓ હૃદયમાં ધરાવતા હતા. એ શુભ સંકલ્પને તેઓએ જીંદગી પર્યન્ત ધ્રુવના તારાની પેઠે સન્મુખ રાખેલો હતો. **શ્યામાચરણે** " अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च चिन्तयेत्—ડાહ્યા માણસે વિદ્યા તથા અર્થ મેળવવામાં પોતાને અજરામર ગણીને વર્તવું, " એ નીતિવાક્યનું અનુસરણ કર્યું હતું. જે ઉમ્મરે હાલના વખતના જુવાનો ક્ષિણદૃષ્ટિ અને તીક્ષ્ણબુદ્ધિ થઇ, યુનિવર્સિટિની ડીગ્રી મેળવી, તથા ટોપી, ઝભ્ભો અને ચસ્માંથી સુશોભિત થઇને કર્મક્ષેત્રમાં પ્રવૃત્ત થાય છે, અને વખતે વખતે નિરાશ થઇને સંસારમાંથી વિરક્ત થવા ઇચ્છે છે, તે ઉમ્મરે **શ્યામાચરણે** અંગ્રેજી વર્ણમાળા શીખવાનો આરંભ કીધો હતો, અને જે ઉમ્મરે બંગાળીઓ ઘરડા થઇને સંસારમાંથી નિવૃત્ત થાય છે, તે ઉમ્મરે ચતુર **શ્યામાચરણે** નવા ઉદ્યમની સાથે જમીનદારોના કાયદાના અધ્યાયકની પદ્વી મેળવવાને માટે હુશીઆર અંગ્રેજ વકીલોની સાથે હરીફાઇમાં વિજયી થઇને ઘણો યશ અને અર્થ મેળવ્યા હતા. એ અધ્યાપકની જગા દસ હજારની હતી. એ નિમિત્તે તેઓએ રચેલો મુસલમાની વારસા બાબતનો કાયદાનો ગ્રન્થ તેઓની અક્ષયકીર્તિરૂપ બની રહેલો છે, કાયદાના વિષયમાં મતમતાંતરો હોવા છતાં હમણાંના મૌલવી, વકીલો,

કાજીઓ અને ઇમામો એ ગ્રન્થના મતને પ્રમાણ તરીકે માને છે. શ્યામાચરણે ઉર્દુ, ફારસી અને અરબ્બી ભાષાનું જ્ઞાન મેળવવાને માટે જે સાધના કરી હતી, તેની સિદ્ધિ તરીકે આ મુસલમાની કાયદાના ગ્રન્થને ગણવો જોઇએ; અને સંસ્કૃત કૉલેજમાં જ્યારે તેઓ શિક્ષકનું કામ કરતા હતા ત્યારે ત્યાંના મહામહોપાધ્યાયોની પાસેથી શાસ્ત્રજ્ઞાન મેળવવાને માટે જે સાધના કરી હતી, તેની સિદ્ધિ તેઓએ રચેલા "વ્યવસ્થાદર્પણ" અને "વ્યવસ્થા ચંદ્રિકા"ની અંદર જોવામાં આવે છે. બંગાળાની હાઇકોર્ટની અંદર જ્યારે તેઓ દુભાષિયાનું કામ કરતા હતા ત્યારે નવરાશ મળતાં તેઓએ ઉપલા બન્ને ગ્રન્થો રચ્યા હતા. એમાંનો એક ગ્રન્થ તે વખતની ઉચ્ચ પ્રકારની વકીલાતની પરીક્ષામાં અભ્યાસના પુસ્તક તરીકે મંજુર થએલો હતો. શ્યામાચરણે નિશ્ચય અને પરિશ્રમના ગુણને લીધે નવ ભાષાનું સારી રીતે જ્ઞાન મેળવ્યું હતું. ખરેખર ! ભાગ્ય દેવતાના કોઇ અજ્ઞાત સંકેતને લીધે તેઓ વકીલનો ધંધો લઇ શક્યા નહિ; જોકે તેઓ વકીલોને કાયદાનો અભ્યાસ તો કરાવતા હતા. શ્યામાચરણનું જીવન પ્રતિભાના મુગટની છટાથી મંડિત નહોતું ખરું, પરન્તુ પરિશ્રમથી મેળવેલા ગુણોથી તે સુશોભિત હતું. તેઓના જીવનની અદ્ભૂત કીર્તિ સાંભળીને વિસ્મય પામવા જેવું કંઇ વિશેષ નથી, પરંતુ જે છે તેમાં સાંભળવાનું, જાણવાનું અને શીખવાનું ઘણું છે. અવસ્થાના ફેરફારથી દુઃખિત થઇને દરિદ્રતા, બાળકપણું અને યુવાવસ્થાના ઘણા દિવસો ગાળીને નિર્મળ ચરિત્ર અને અથાક મહેનતના ગુણને લીધે ઉંચી સરકારી નોકરી, સુખી ગૃહસ્થાશ્રમ અને સમાજમાં પ્રતિષ્ઠા મેળવવી એ કંઇ ઓછી પ્રશંસાની વાત નથી. શ્યામાચરણની સિદ્ધિ અને સાધનાની વાત ઘણા વખત સુધી બંગાળની અંદર રહેશે અને તે તેઓના જેવી અવસ્થાના સાધકોને સાધનામાં પ્રવૃત્ત કરાવશે. જીવનમાં અને મરણમાં જેઓની સિદ્ધિની એવી સાર્થકતા છે, તેઓને ધન્ય છે !

## અક્ષયકુમારદત્તની સિદ્ધિ

પ્રાણ મેળવવો હોય તો પ્રાણ આપવો જોઇએ. અમર થવું હોય તો મરવું જોઇએ. હવે જેની સિદ્ધિની વાત કહીએ છીએ, તેઓ ખરેખર દેહપાત કરીને

પોતાના મન્ત્રની સાધના કરી ગયા છે. તેઓનો સંકલ્પ કેવો દૃઢ હતો, તે તેઓએ એક સ્થળે પ્રસંગાનુસાર લખેલું છે. અહીં તે ટાંકવા યોગ્ય છે "જે શુભકામને માટે એકવાર મેં સંકલ્પ કર્યો હોય તે પૂરું થવાનું તો દૂર રહ્યું, પરંતુ તે પૂરું થયા પહેલાં છોડવું એ મારે માટે મ્હોટા કષ્ટની વાત હતી." અક્ષયકુમારની મોટી સાધનાને યોગ્ય જ તેમનો સંકલ્પ હતો. એવો સંકલ્પ અને સાધના ન હોય તો સિદ્ધિ ક્યાંથી મળે.

બંગાળાના સાહિત્યક્ષેત્રમાં અક્ષયકુમારની કીર્તિ અક્ષય છે. પોતાની જાતિના સાહિત્યની સહાયતાથી જાતિની ઉન્નતિ કરવી, એ તેઓના જીવનનો એક મોટો ઉદ્દેશ હતો. એ માટે તેઓએ જે કઠોર વ્રત પાળ્યું હતું, તેની વાત બંગભાષાની સાથે આરપાર જડાયલી છે. તેઓએ જ્યારે સાહિત્ય સેવાનું વ્રત ગ્રહણ કર્યું હતું, ત્યારે બંગભાષા અને બંગસમાજની અવસ્થા પ્રશંસા યોગ્ય ન હતી. બંગાળી સાહિત્યમાં ત્યારે કુત્સિત કવિતાનું પ્રાધાન્ય હતું. તે વખતના વાંચનારાઓની રુચિ પણ વિલક્ષણ હતી. અક્ષયકુમારે નવા શોધો અને વિચારોથી ભરપૂર વિષયો ગદ્યમાં લખવાનો પ્રયાસ કીધો અને તેમાં તેઓ ફત્તેહમંદ નીવડ્યા. તેઓ તેજસ્વી બંગાળી ગદ્યના સરજનારા હતા, એમ કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહિ. તેઓએ તે તેજસ્વી ભાષાની સહાયતાથી બંગવાસીઓને નીતિનું શિક્ષણ આપેલું છે. "તત્ત્વબોધની" નામના માસિકની સહાયતાથી તેઓએ કેળવાયલા બંગાળી વર્ગને અનેક તત્ત્વ શીખવેલાં છે. હમણાં પણ તેઓએ રચેલાં ચારુપાઠ, ધર્મનીતિ અને "બાહ્ય વસ્તુની સાથે માનવ પ્રકૃતિના સંબંધ વિષે વિચાર," એ પુસ્તકો બંગસમાજનું સંપૂર્ણ કલ્યાણ કરી રહ્યાં છે. અક્ષયકુમારે બંગાળી ભાષાને નવું જીવન આપેલું છે. તેઓએ જ્યારે બંગસાહિત્યની સેવાનો આરંભ કર્યો, ત્યારે બંગભાષા જરા અવસ્થામાં હતી, એમ કહેવામાં અતિશયોક્તિ ગણાશે નહિ. બંગભાષાને નવું જીવન આપીને તેઓ જરાગ્રસ્ત થયા હતા. અક્ષયકુમારની એ અકાળ વૃદ્ધાવસ્થાની વાત મનમાં આવતાં યયાતિનું પૌરાણિક આખ્યાન સ્મરણમાં આવે છે. જરાગ્રસ્ત યયાતિ રાજા પુત્રની પૂર્ણભક્તિને લીધે જરામુક્ત થયા હતા.

પુરુની પેઠે બંગભાષા પણ યોગ્ય પુત્રને માટે ગર્વવાળી છે. કોઇએક કવિએ તેટલા માટે જ બંગભાષાને મોઢે કહેવરાવેલું છે કે;—

ડરું નહી માત કહે કાલથી લગાર, હું દૈવયોગે પામી છું હું અક્ષયકુમાર.
સર્વથે સુણેલ તેની વાસના વિશાળ, માતને પેરાવું હુંજ અક્ષયયશમાળ.

તેઓની સાધના પૂર્ણ થયેલી છે. તેઓ માતારૂપી બંગભાષાને જરામુક્ત કરીને તેને અક્ષયયશની માળા પહેરાવી ગયા છે. અક્ષયકુમારે બંગદેશમાં જન્મ ગ્રહણ કર્યો હતો, તેને માટે બંગદેશ ધન્ય છે; બંગભાષા અક્ષયકુમારે સેવાયલી હોવાને લીધે ધન્ય છે; અને અક્ષયકુમાર પોતાને બંગવાસી કહેતા, તેથી બંગવાસીઓ પણ ધન્ય છે.

બંગાળાના એક કૃત્તહમંદ સાહિત્યસેવકે મહાપુરુષ અક્ષયકુમારનું યોગ્ય સન્માન જાળવવાને માટે વિશેષ પ્રયાસ થયો નથી, તેને માટે આક્ષેપ કરેલો છે. પરન્તુ આક્ષેપ કરવાનું તેવું કારણ જોતા નથી, છબી મુકવાથી અથવા પત્થર કે પિત્તળની મૂર્ત્તિ બનાવવાથી સ્મરણ કે સન્માન થતું નથી. તેઓ બંગાળાના કેળવાયલા વર્ગના મનોરાજ્યમાં સારી રીતે પ્રતિષ્ઠા પામેલા છે. તેઓનો પાંચભૌતિક દેહ ચાલ્યો ગયો છે ખરો, પરન્તુ તેઓ મનવડે જીવતા રહેલા છે, કારણ કે ' स जीवति मनो यस्य मननेन हि जीवति '—' મનમાં જેનું મનન થયા કરે છે, તે જ જીવે છે. '

## માઇકેલ મધુસૂદનદત્તની સિદ્ધિ

કહેવામાં આવેલું છે કે, તન્ત્રોક્ત સાધનામાં જેઓ સિદ્ધ થાય છે, તેઓ ઇચ્છામાત્રથી જ સઘળું કરી શકે છે. તેઓના હસ્તના સ્પર્શથી ધૂળ સુવર્ણ થઇ જાય છે–શૂન્યમાં જીવનો આવિર્ભાવ થાય છે. ઉજડ જમીન તૃણ, લતા, પુષ્પ અને ફળોથી સુશોભિત થાય છે. તેઓની આંગળીના ઇસારાથી લોકો હસે કે રડે છે. તેઓની ઇચ્છામાત્રથી લોકો ખળભળે છે કે શાન્ત થાય છે, એવી જ તેઓની સાધનાથી મળેલી શક્તિ હોય છે. સાધનાનું એવું જ માહાત્મ્ય છે. સિદ્ધિની એવી જ ઐન્દ્રજાલિક શકિત છે. મધુસુદને જે સાધનાથી સિદ્ધિ મેળવેલી છે, તે આનાં કરતાં કોઇ પણ અંશે ઉતરતી નથી.

તેઓની મન્ત્રથી પવિત્ર થયેલી કલમના સ્પર્શથી કેટલાક અપૂર્વ બનાવો બનેલા છે. સાહિત્યક્ષેત્રમાં તેઓએ સ્વર્ગ, મૃત્યુલોક અને પાતાળ એ ત્રણે લોકના રમણીય અને ભયંકર પ્રાણીઓ તથા પદાર્થોને જોડી દઇને, પાઠકોની પાસે નજરે પડતા ચિત્રની પેઠે ચિત્રેલાં છે. તે વાંચતી વખતે તેઓની ઇચ્છાથી ભૂતકાળ અને ભવિષ્યકાળ વર્તમાનની પેઠે જણાય છે. તેઓના દર્શાવવાથી દેવ દાનવોના વીર્યવાળાં, પરાક્રમવાળાં અને સૌન્દર્યવાળાં અદ્ભૂત કાર્યો જોઇને મોહિત અને રોમાંચિત થઇ જવાય છે. તેઓની જ ઇચ્છાથી કોઇ વખતે વિસ્મય, કોઇ વખતે ક્રોધ અને કોઇ વખતે કરુણા રસથી નેત્રમાં આંસુ આવ્યાં જાય છે.

ખરેખર સાહિત્યક્ષેત્રમાં મધુસૂદને અસાધારણ શક્તિ દેખાડેલી છે. જીંદગી-ભરની સાધનાથી મેળવેલી સમગ્ર શક્તિ તેઓએ માતૃભાષાની ઉન્નતિને માટે ખરચેલી છે. તેઓના કાવ્યની સમાલોચના કરવી, એ આ ક્ષુદ્ર ગ્રન્થમાં બની શકે તેમ નથી, એટલું જ નહિ પણ તે આ ગ્રન્થનો ઉદ્દેશ પણ નથી. મધુ-સૂદને કેવા સંકલ્પો લઇને બંગભાષાની ઉન્નતિ માટે સાધના કરી હતી અને તેની અંદર કેટલે અંશે સિદ્ધિ મેળવી હતી, તે આપણે જોયું. જે સાહિત્ય-સેવકો સાહિત્યક્ષેત્રમાં સુધારકનો અથવા નવા માર્ગ દેખાડનારનો મોટો બોજો ઉઠાવવા ઇચ્છતા હોય, તેઓએ મધુસૂદનની અગમ્ય ઇચ્છાશક્તિ, નિર્ભય-પણું, અને સર્વથી શ્રેષ્ઠ એવી તેઓના અગાધ વિવિધ જ્ઞાનની વાત નિરન્તર સ્મરણમાં રાખવી. કેવળ પ્રતિભા ઉપર આધાર રાખીને કોઇ કર્મમાં પ્રવૃત્ત થવું યોગ્ય નથી. અતિશય તીક્ષ્ણ બુદ્ધિને જો પ્રતિભા કહેવામાં આવતી હોય, તો કેવળ તેની સહાયતાથી કોઇ પણ કાર્ય સિદ્ધ થતું નથી. અવિશ્રાન્ત પરિ-શ્રમ અને કઠોર સાધનાની આવશ્યકતા છે. મધુસૂદનની સેંકડો ખામીઓ હોવા છતાં પણ તેઓએ સાહિત્યને માટે જે કઠોર સાધના કરી હતી, તે વિષયમાં કશો સંદેહ નથી. બંગભાષાની ઉન્નતિ કરવાને માટે કેવી સાધનાથી મેળવેલી શક્તિ લઇને તેઓ પ્રવૃત્ત થયા હતા, તે આગળ કહેવામાં આવેલું છે. તેઓએ રચેલા ગ્રન્થો, તેઓની સિદ્ધિનો પરિચય આપે છે. બંગભાષાને તેઓ સમૃ-દ્ધિવાળી કરી ગયા છે અને અખુટ શબ્દનો ભંડાર આપી ગયા છે. તેઓએ

રચેલા કાવ્યમાં બંગાળીઓ અનન્ત આનંદથી અમૃતપાન કરશે, એમાં સંદેહ નથી, અને બંગભૂમિનું માનસિકકમળ કદીપણ મધુહીન થશે નહિ.

મધુસૂદનના હૃદયરૂપી અરણ્યમાં સેંકડો આશારૂપી લતાઓ સૂકાઇને બળી ગયેલી છે ખરી, પરન્તુ બંગભૂમિને માટે જે આશાઓ તેણે પ્રગટ કરી હતી, તે સંપૂર્ણ થઇ છે.

જન્મભૂમિએ તેઓના ગુણથી મોહ પામીને તેઓને અમરપણું આપેલું છે. તેઓને નરોની અંદર ધન્ય છે! બંગાળાના સર્વ લોકો પોતાના મનરૂપી મંદિરમાં નિરન્તર તેઓનું સ્મરણ કરશે. બંગાળાના એક મહાન્ કવિએ તેઓને ઉદ્દેશીને કહેલું છેઃ—

## વસંત તિલકા

હે બંગના રવિ થયું અવસાન તારું,
લીલા જીવિત પરિપૂર્ણ કરી દયાલુ.
યાવત્ અમે જીવસું આ ભવસિંધુમાંહી,
તારી છબી તહી સુધી ધરસું જ આંહી.
મિત્રોની પ્રીતિ કરનાર સ્વરૂપ તારું,
હર્ષે સદૈવ મુખ મંડળ શોભનારું.
કર્ણપ્રદેશ અડતાં તુજ બેય નેત્ર,
આનંદ લ્હેર વળી વાણી ઝરે પવિત્ર.
માધુર્યનો નિધિ જ તું મધુકોશ જેવો,
તું વીરવાણીપ્રિય ને પ્રિયભાષી કેવો.
તું કંઠહાર વનિતા જનનો ગણાયો,
સદ્વૃક્ષ તું પ્રણયનો ભવમાં ભણાયો.
સાહિત્યરૂપ ફુલમાં અલિમત્ત માનું,
તુંને કવીન્દ્ર મધુસૂદનદત્ત ભાનું.
હે તમસૂર્ય અંહિયા તુજને અભાવે,
અંધેર ઘોર થયું છે નિજ દેશમાંહે.

## રામદુલાલ સરકારની સિદ્ધિ.

ભારતભૂમિ પુષ્કળ જળવાળી, ફળદ્રુપ અને લીલોતરીવાળી હોવા છતાં ભારતવાસીઓ દરિદ્ર છે. દરિદ્ર ભારતવર્ષમાં ખેતી અને વેપારનો ઘણો વિસ્તાર થવાની જરૂર છે. જે મહાત્માઓ પરદેશના વેપારવડે પ્રસિદ્ધિ મેળવી ગયા છે અને દેશ ઉપર ઉપકાર કરી ગયા છે, તેઓની અંદર રામદુલાલ સરકાર અને સર જમસેદજી જીજીભાઈનાં નામ ઉલ્લેખ કરવા યોગ્ય છે, એ વાત આગળથી જ કહેતાં આવ્યા છીએ. તેઓના સંકલ્પ અને સાધનાની વાત યોગ્ય સ્થળે અનુક્રમે કહેવામાં આવી છે. હમણાં તેઓની સિદ્ધિનો પ્રસંગ છે. રામદુલાલ સરકારના જીવનના જે સમયની વાત હમણાં કહીએ છીએ, તે સમયે તે હિન્દુસ્તાનના એક પ્રતિષ્ઠિત વ્યાપારી હતા. રામદુલાલ સરકાર મોટો વેપાર કરવો, ઘણો પૈસો એકઠો કરવો અને સારાં કાર્યો કરીને જીવનને યશસ્વી કરવું, એવી આશા રાખતા હતા; તે તેઓની આશા સફળ થઈ છે. તેઓનાં સૌભાગ્યના સમયની વાતનો વિચાર કરતાં તે સ્પષ્ટરીતે જણાશે. રામદુલાલની પોતાની ચાર વેપારી સ્ટીમરો હતી. એ સ્ટીમરોવડે તેઓ અમેરિકા અને ઇંગ્લંડની સાથે વેપાર કરતા; ચીન અને ફીલીપાનના ટાપુમાં તેઓનાં વેપારી વહાણ આવતાં જતાં. વણિકશ્રેષ્ઠ રામદુલાલની સાથે સર્વ વેપારીઓનો કારોબાર હતો. એક સમયે તેઓએ યુરોપના એક વેપારીને તેત્રીશ લાખ રૂપીયા વ્યાજે આપીને તેને વેપારમાં સહાયતા આપી હતી. તેઓએ હિન્દુસ્થાનમાં અમેરિકાનો વેપાર વધારવાને માટે મોટી મહેનત કરી હતી. તેઓએ અમેરિકાના વહાણવટીઓને અનેક રીતે સહાયતા કરી હતી. હિન્દુસ્તાનની અંદર બનેલી અનેક વેપારની વસ્તુઓથી તેઓનાં વહાણ ભરી આપતા અને તેઓએ લાવેલો માલ હિન્દુસ્તાનની બજારમાં નફાથી વેચી આપતા. આગળ જતાં તેઓ અમેરિકાના વેપારી વર્ગના એક પ્રતિનિધિ થયા હતા. તે દેશના વેપારીઓ તેઓના તરફ શ્રદ્ધા અને ભક્તિ રાખતા હતા; એટલું જ નહિ પણ એક અમેરિકન વેપારીએ પોતાના વહાણને રામદુલાલના નામથી નામાંકિત કર્યું હતું.

રામદુલાલ સરકારની સ્વદેશી અને પરદેશી વેપારની વાત સાંભળતાં સ્પષ્ટ જણાય છે કે, તેઓએ પોતાના મન્ત્રમાં સિદ્ધિ મેળવી હતી. તેઓના વિસ્તૃત વ્યાપારમાં ખરેખર લક્ષ્મી વસતી હતી. ચંચળ લક્ષ્મી રામદુલાલની હૈયાતીમાં તેઓના ઘરમાં અચળ થઇને રહી હતી. લક્ષ્મીની કૃપાથી તેઓની બાલ્યાવસ્થાની ઘણી આશાઓ સફળ થઈ હતી. તેઓએ ઘણું ધન મેળવ્યું હતું, અને મેળવેલા ધનનો ભકત અને આસ્થાવાળા હિન્દુને યોગ્ય ધર્માનુષ્ઠાનમાં તેઓએ ખર્ચ કીધો હતો. તેઓના ઘરમાં સેંકડો આશ્રિતો નિત્ય અન્નપાનથી તૃપ્ત થતા હતા. તેઓએ સ્થાપેલી અતિથિશાળામાં ઘણા સાધુ સંન્યાસીઓ અન્નપાનથી તૃપ્ત થઇને તેઓને આશીર્વાદ આપતા હતા. પુણ્યતીર્થ કાશીધામમાં તેઓએ શિવાલય વગેરે સ્થાપેલાં છે. બંગાળી હિન્દુ જે જે નિત્ય અને નૈમિત્તિક કર્મકાંડ કરીને પોતાના જીવનને ધન્ય અને સાર્થક માને છે, તેમાંનાં ઘણાખરાં રામદુલાલે પોતે મેળવેલા ધનથી કર્યાં હતાં.

રામદુલાલ સરકારનો નાશવંત દેહ નષ્ટ થયો છે, પરન્તુ તેઓના સંકલ્પ, સાધના અને સિદ્ધિની વાત બંગદેશમાં ઘણા વખત સુધી કાયમ રહેશે, અને તે દાસત્વમાં ડુબેલા દેશમાં જાતમહેનત અને વેપારના માહાત્મ્યનો પ્રચાર કરશે.

## સર જમશેદજી જીજીભાઈની સાધના.

સિદ્ધિ અને શક્તિ એ બન્ને શબ્દો ઘણે ઠેકાણે એક અર્થમાં વપરાય છે. સિદ્ધ પુરુષો શક્તિવાળા હોય છે. સારી ઇચ્છાવાળા પુરુષો શક્તિની સહાયતાથી અનેક સારાં કાર્યો કરે છે. પારસી વેપારી જમશેદજીએ લક્ષ્મીની કૃપાથી સિદ્ધિ મેળવેલી છે; તેઓની પાસે પૈસાનું ઘણું બળ હતું; તેઓએ એ ધનવડે દેશ અને વિદેશમાં અનેક સારાં કાર્યો કરેલાં છે. મુંબઈ ઇલાકામાં સ્વદેશ અને સ્વદેશીના કલ્યાણને માટે તેઓએ જે કરેલું છે, તે હજી કાયમ રહેલું છે. ઇ. સ. ૧૮૩૭ માં કાઠિયાવાડમાં દેશનો નાશ થઈ જાય એવી ભયંકર આગ લાગી અને તેમાં ૨૦ હજાર લોકો ભીખારી હાલતમાં આવી પડ્યાં. આ દુઃખની વાત સાંભળતાં વેંત જ તેઓએ ૩૫ હજાર રૂપીયા રોકડા અન્ન વહેંચવાને માટે મોકલી આપ્યા હતા. પારસીઓની અગ્યારી બાંધવાને માટે ૬૦ હજાર રૂપીયા તેઓએ આપ્યા છે, ૮૦ હજાર રૂપીયા ખરચીને તેઓએ બંધાવેલી ધર્મશાળા

અદ્યાપિ મુંબઈ નગરીમાં તે ઉત્તમ વેપારીની સખાવતની વાત પ્રસારી રહી છે. એ લાખ રૂપીયા ખરચીને તેઓએ સુવાવડને માટે ઑસ્પિટલ્ બનાવેલી છે. મુંબઈની સુપ્રસિદ્ધ સર જમસેદજી જીજીભાઈની આર્ટસસ્કૂલ તેઓની અચળ કીર્તિરૂપ છે. મુંબઈ ઇલાકામાં એ મહાપુરુષનાં નાનાં મોટાં દાનોની ઘણી ખ્યાતિ થઈ છે. એ સઘળું જોવાથી અને સાંભળવાથી નેત્ર અને કાન તૃપ્ત થાય છે. તેઓની કીર્તિની વાત સાંભળીને મહારાણી વિકટોરીઆએ પોતાનો સંતોષ જાહેર કીધો હતો અને રાજ્યની મહેરબાની તરીકે તેઓને બ્રિટિશ રાજ્યના બેરોનેટની પદ્દી આપી હતી. ઈ. સ. ૧૮૪૨ માં એ પદ્દી આપતી વખતે મુંબઈના તે વખતના ગવર્નર સર જ્યોર્જ એન્ડરસન્ જે બોલ્યા હતા તે નીચે લખવામાં આવ્યું છે:—

"The dignity of Knighthood has amongst natives of Europe been considered as most honourable. To obtain this distinction has continually been the ambition of the highest minds and noblest spirits, either by deeds of most daring valour or by the exercise of the most eminent talent."

" You by your deeds for the good of mankind, by your acts of princely munificence to alleviate the pains of suffering humanity, have attained this honour and have enrolled among the illustrious of the land."

"યૂરોપના રહેવાસીઓમાં "નાઇટ્હુડ"નો ખેતાબ મેળવવો એ બહુ મા ભરેલું ગણાય છે. ઉંચામાં ઉંચા માણસોને તથા ઉમદા સુવિચારવાળાઓમાં મોટાં પરાક્રમોનાં કામોથી અથવા ઉત્કૃષ્ટ બુદ્ધિના પ્રયોગથી, આ ખેતાબ મેળવવાને ચાલુ લાલસા રહેલી છે."

"તમોએ તમારાં માણસ જાતના ભલાને માટે કરેલાં કર્મોથી તથા પીડાતાં મનુષ્યોને દુ:ખમાંથી મુક્ત કરવાની રાજાને છાજતી સખાવતથી, આ માન મેળવ્યું છે તથા દેશના નામાંકિત પુરુષોમાં તમારું નામ ઉમેર્યું છે."

મહારાષ્ટ્ર દેશમાં મહાપુરુષોની પૂજા થાય છે. જે જગાએ વીરપણાનો આદર હોતો નથી, તે જગાએ વીરપુરુષો જન્મતા જ નથી. તે જગાએ મહાપુરુષોનો જન્મ કેવી રીતે સંભવે? મુંબઇના રહેવાશીઓએ ૧૮૫૬માં ૬૦ હજાર રૂપીયા

ખરચીને **સર જમસેદજીનું** બ્હાવલું ટાઉન હૉલમાં સ્થાપેલું છે. એ મૂર્ત્તિના ગળામાં કેવી સુંદર જયમાળા રહેલી છે! એની અંદર જે લખવામાં આવેલું છે તે આ પ્રમાણે છે;–"**સર જમસેદજી જીજીભાઇ, નાઇટને,** પોતાની સખાવત અને સ્વદેશાભિમાનને માટે, બ્રિટિશ રાજ્ય તરફથી." મુંબઇના રહેવાસીઓએ વીર પૂજા કરેલી છે, તેના ફળથી તેઓએ ભારતના સુપુત્ર **જે. એન. ટાટાને** મેળવેલા છે. વીરપૂજાનું એવું જ ફળ છે. આદર્શનો એવો જ મહિમા છે.

આદર્શનો મહિમા અનન્ત છે. આદર્શથી મનુષ્ય ઉત્સાહી બને છે. સુસ્ત થયેલાં મન અને શરીર ઉત્સાહવાળાં અને પ્રકાશિત થાય છે. આ ક્ષુદ્ર ગ્રન્થમાં જેઓના સંકલ્પ, સાધના અને સિદ્ધિનો પુણ્ય પ્રસંગ કહેવામાં આવ્યો છે, કર્મક્ષેત્રમાં ભારત વર્ષના યુવાનોની પાસે તેઓ લાંબા વખત સુધી આદર્શરૂપે રહેશે. કર્મક્ષેત્રના જુદા જુદા વિભાગોમાં એ સઘળા કર્મવીરોના આદર્શથી ઉત્સાહવાળા થઇને સાધના કરશે તો તેઓ સિદ્ધિના માર્ગમાં આગળ પડી શકશે. યુવાનોના જ્ઞાનની સાથે શ્રદ્ધા અને ભક્તિ વૃદ્ધિ પામશે. તેઓ વીરપૂજા કરતાં શીખશે. સિદ્ધ પુરુષોના આશીર્વાદથી તેઓની અંદર શક્તિનો સંચય થશે, કર્મમાં આસ્થા થશે, સંકલ્પ દૃઢ થશે, સાધનામાં પ્રવૃત્તિ થશે અને ભગવાનની કૃપાથી સિદ્ધિ ઘણી નજીક આવશે, ત્યારે દરિદ્ર ભારતવર્ષના સૌભાગ્યનો ઉદય થશે! કારણ કે, ધર્મશાસ્ત્રકારોએ કહેલું છે કેઃ–

**"आरभेतैव कर्माणि श्रान्तः श्रान्तः पुनः पुनः ।**
**कर्माण्यारभमाणं हि पुरुषं श्रीर्निषेवते ॥"**

"વારંવાર થાકી જવા છતાં કર્મોનો આરંભ કરવો, કારણ કે કર્મોના આરંભ કરનાર પુરુષને લક્ષ્મી સેવે છે."

